# આમુખ

નેશનલ બુક ટ્રસ્ટ ઘણાં વર્ષોથી સામાન્ય જ્ઞાનનાં પુસ્તકો પ્રગટ કરે છે. એ થકી ભારતની પ્રજા સમક્ષ જાણવાજોગ વિષયોનું વાચન પૂરું પાડે છે. ઉપરાંત સામાન્ય જ્ઞાનના ભંડોળમાં સારા પ્રમાણમાં ઉમેરો પણ કરી આપે છે. વળી રોજિંદી ચર્ચાના કે અગત્યના સવાલો હોય, એમાં જાહેર જનતા આપમેળે યોગ્ય રીતે છણાવટ કરી શકે, એ કાર્યમાં ઉપયોગી થવાનો પણ એક આશય છે. લોકશાહીના લાંબા ગાળાનાં ધ્યેયો બર લાવવાનો પણ એક ઉદ્દેશ હોવાને કારણે આપણી પ્રજા મહત્ત્વના પ્રશ્નોનો જાતે નિકાલ કરી શકે એ માટે એને પૂરતી સમજણ આપવાની, એમની જરૂરિયાતો પૂરી પાડવાની પણ એક નેમ છે. આ નેમ ધ્યાનમાં રાખી આ ટ્રસ્ટ મારફત ગંભીર, ચારે કોરના અભ્યાસપૂર્ણ રચનાત્મક ચર્ચાઓવાળાં પ્રકાશનો પ્રગટ કરવાનું નિરધાર્યું છે; અને એમ કરવામાં એના લેખકોના અભિપ્રાયો સાથે ટ્રસ્ટ હમેશાં સંમત જ હોય એમ માની લેવાનું કારણ નથી. આકાશવાણીના મૂળભૂત પ્રશ્નોને છણવામાં કુમારી મહેરા મસાનીના આ પુસ્તકમાં ઘણા અગત્યના મુદ્દાઓ રજૂ કરવામાં આવ્યા છે, એ ઉપર પરિસ્થિતિ પહેલાં જેવી હળવી થતાં નવેસરથી વિચારણા કરવાની તેમ જ નિર્ણયો લેવાની જરૂર રહે છે, એટલે અંશે આ પ્રકાશન સમાજને ઉપયોગી નીવડશે એ દેખીતું છે.

૪ સપ્ટેમ્બર, ૧૯૭૫ — એસ. ગોપાલ

# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| | આમુખ | પાંચ |
| 1. | પ્રાસ્તાવિક | 1 |
| 2. | આકાશવાણીની તંત્રજાળ | 8 |
| 3. | કાર્યક્રમો | 21 |
| 4. | સમાચાર અને વિવેચના | 47 |
| 5. | વિદેશ સેવા | 63 |
| 6. | દૂરદર્શન | 87 |
| 7. | પ્રસારણ દ્વારા શિક્ષણ | 111 |
| 8. | ગ્રામવિકાસ માટે પ્રસારણ યોજના | 133 |
| 9. | આકાશવાણી અને તેનો શ્રોતાવર્ગ | 147 |
| 10. | આકાશવાણીનું ભાવિ | 154 |

# 1. પ્રાસ્તાવિક

હિન્દુસ્તાનમાં બ્રૉડકાસ્ટિંગ, એટલે કે આકાશવાણીના કેન્દ્રની સ્થાપના થઈ, એમાં કામ કરનાર વ્યક્તિઓએ ખાતાની કાર્યવાહી, એની વૃત્તિ-પ્રવૃત્તિ તથા ત્યાં બનેલી વિવિધ પ્રકારની ઘટનાઓ અને એનું મૂલ્યાંકન કરી એનો સમગ્ર ઇતિહાસ લખવો હોય તો ખાસ્સા મોટા ઘણા દળદાર ગ્રંથોની જરૂર પડે. આ કામ કરવા જેટલી હિંમત, શક્તિ અને ભક્તિ જોઈએ એટલી મારામાં નથી. હા, જે એ કામ હાથ ધરી શકે એ મહાનુભાવોના આકાશવાણીના સંચાલકો તેમ જ જાહેર જનતા બંને જરૂર ઋણી રહેશે. આવા નાના પુસ્તકમાં તો આકાશવાણીનાં એક-બે પાસાં – પડખાંઓ ઉપર વિવેચન થઈ શકે. એ ઉપરછલ્લી અથવા અર્થ વગરની ન બને, એટલે આ પુસ્તકના પ્રકાશકો અને મેં અત્યાર સુધીમાં જે કંઈ લખાઈ ગયું હોય એની અથવા લખાતું હોય એની ચર્ચા નહીં કરવાનું ઉચિત ઠરાવ્યું છે.

ભારતમાં આ સદીની વીસીના પહેલા ભાગમાં આકાશવાણીની શરૂઆત થઈ. એ કથા આજ પહેલાં આલેખવામાં આવી છે. 1939માં ભારત સરકારનો આ વિષય પરત્વે જે પહેલો રિપોર્ટ બહાર પડયો તેમાં એ હકીકત પ્રગટ કરવામાં આવી છે. એના લેખક છે આકાશવાણીના પહેલા સંચાલક લાયોનલ ફિલ્ડન. પછી 'બ્રૉડકાસ્ટિંગ ઇન ઇન્ડિયા' નામના બીજા પુસ્તકના લેખક જી. સી. અવસ્થી. બીજું પુસ્તક તથા 1967ના માહિતી અને પ્રસારણ માધ્યમના રિપોર્ટમાં સાઠીનાં થોડાં વર્ષો સુધીનો ઇતિહાસ મોજૂદ છે. એટલે એનું પુનરાવર્તન નહીં કરીએ. આ પુસ્તકમાં જે જે ઐતિહાસિક માહિતી આપવામાં આવી છે તે પાછળની ઘટનાઓ અને નીતિને વધારે સ્પષ્ટ કરવાના હેતુથી લીધી છે. આકાશવાણીના શરૂઆતના સમયથી જે મહત્ત્વની બાબત જાણમાં આવી છે, તે પ્રત્યે ધ્યાન આપી જરા વિચાર કરવો ઘટે છે. જ્યારે બ્રિટિશ સામ્રાજ્યનો હિન્દ દેશ એક ભાગ હતો ત્યારે આ સંસ્થાને 'ઑલ ઇન્ડિયા રેડિયો' નામ આપવામાં આવ્યું. એટલું જ નહીં પણ ત્યારે 1937–1940માં આજના કાર્યક્રમોની તસવીર નિરધારવામાં આવી હતી. શાહી ઢબછબની રીતે એના આશરા હેઠળ ચાલતાં

સંસ્થાનોને માટે જે રીતનો ઘાટ ઘડવામાં આવે, એ નીતિથી એના કાર્યક્રમ નિયોજાતા હતા. પરંતુ છેલ્લા ત્રણ દાયકાઓમાં ભારતમાં તેમ જ પૃથ્વીપટે રાજકીય, આર્થિક, સામાજિક ફેરફાર થતા રહ્યા છે ત્યારે આકાશવાણીમાં એનાં કેન્દ્રોની સંખ્યા વધવા ઉપરાંત બીજા કોઈ ફેરફાર થયેલા જણાતા નથી. આ માટે એક કે બે કે ત્રણ કારણો જવાબદાર હોઈ શકે છે.

એક તો આપણા ઉપર રાજ્ય કરનારાઓની અસામાન્ય દૂરંદેશી અને આકાશવાણીના જ્ઞાનની ઊંડી સમજણ; બીજું, આપણી જરૂરિયાત પ્રમાણે આપણને ઉપયોગી થઈ પડે એવી વ્યવસ્થા વિચારવાની અને અમલમાં મૂકવાની આપણી ખુલ્લી પડી જતી બિનઆવડત; અને ત્રીજું કારણ જે સરકાર શાહીવાદી અને જુનવાણી હતી તેવી સરકારની રીતિ-નીતિ જરૂરિયાત પૂરતી પણ ચાલુ રાખે તો જૂના વારસાને જારી રાખવાનો એના ઉપર આરોપ આવે એવી ટીકાનો ભય. ત્રણમાંથી ગમે તે કારણ હોય, સવાલ એ છે કે ભારતના લોકજીવન ઉપર આકાશવાણીની જે કંઈ નહીં જેવી અસર થઈ તે એક માથે પડેલી જુનવાણી વ્યવસ્થાને આભારી છે કે નહીં. આ મહત્ત્વના સવાલનો જવાબ હવે પછીના લખાણમાંથી મળી આવશે.

લાયોનલ ફિલ્ડને પોતાના અહેવાલમાં આકાશવાણીની વિવિધ પ્રવૃત્તિઓ સંબંધી, જુદા જુદા કાર્યક્રમોના વિવિધ હેતુઓ સમજાવતાં, તેમ જ વહીવટી તથા આર્થિક દૃષ્ટિએ આકાશવાણી કેન્દ્રમાં ઊભી થતી ગૂંચ ઉપર સપ્રમાણ અને વજનદાર છણાવટ કરી છે. શ્રી અવસ્થીએ આકાશવાણીના જાત જાતના ખાસ કાર્યક્રમો ઉપરાંત એ કાર્યક્રમોની પ્રસારણવિધિ તેમ જ એની કાર્યનીતિના અમલ વિષે ચર્ચા કરી છે. એ નીતિ શા કારણથી ઘડાઈ તેની પણ ચર્ચા કરી છે. ચંદા સમિતિના રિપોર્ટમાં આકાશવાણીનાં કેન્દ્રોમાંથી જે જે પ્રસારણ થાય એની વિગતો ચર્ચવામાં આવી છે. ઉપરાંત એ પ્રસારણમાંથી ઊપજતા શ્રોતાજનોના પ્રત્યાઘાતો તેમ જ જાહેર જનતા સાથેના સંપર્ક જેવા પ્રશ્નો ઉપર પણ ચર્ચા કરવામાં આવી છે.

આકાશવાણીનાં પ્રસ્થાપિત કેન્દ્રો કેટલાં, રેડિયોના રીતસરના પરવાના ધરાવનારની સંખ્યા કેટલી, કેટલા કલાક આકાશવાણી ઉપરથી પ્રસારણ થાય છે, તેના સરવાળે કલાકોની સંખ્યા તેમ જ વિવિધ કાર્યક્રમોમાં કેટલા કલાકો અપાય છે એની વિગતવાર સમજૂતી, વર્ષભરનું અંદાજપત્ર, કાર્ય કરનાર કર્મચારીઓ-ની સંખ્યા એવી એવી વિગતો આકાશવાણીની કચેરીઓમાંથી જે દર વર્ષે સંસદમાં

ચર્ચા માટે મોકલવામાં આવે છે, એમાં આંકડાઓ સાથે હકીકત આપવામાં આવી છે. આ પુસ્તકને લાગેવળગે છે ત્યાં સુધી જ્યાં જ્યાં જરૂર પડી છે ત્યાં કેટલીક હકીકતોનો ઉમેરો અથવા ઉપયોગ કરવામાં આવ્યો જ છે.

આકાશવાણીની સામાન્ય કાર્યવાહી વિશે જાહેર જનતાને હવે તો જાણ છે જ. લગભગ દરેક જાણીતું છાપું આકાશવાણી ઉપર પ્રસારિત થનારા કાર્યક્રમોની દરરોજ જાહેરાત કરે છે, વિગતો પણ આપે છે, એટલું જ નહીં પણ દર અઠવાડિયે એક વાર આકાશવાણી તેમ જ દૂરદર્શન કાર્યક્રમ ઉપર વિવેચકો પોતાની વિવેચના પણ લખી પ્રગટ કરે છે. એમાં નાટકો, તેમાં ભાગ લેનારાઓ, વાર્તાલાપ કરનારાઓ, સંગીતકારો, નૃત્યકારો, સમાચારપત્રક વાંચનારાઓ, કાર્યક્રમની જાહેરાત કરનારાઓ ઉપર તેમ જ ખાસ અગત્યના કાર્યક્રમો તથા કાર્યક્રમોનાં સામાન્ય આયોજન, અને એ બધા કાર્યક્રમોની રજૂઆત સંબંધી એનું ઠીક પ્રમાણમાં જ્ઞાન ધરાવનાર વિવેચકો થકી વિગતવાર આલોચનાઓ પ્રગટ થતી રહે છે.

પરંતુ આ ઉપરાંત જાહેર જનતાને લગતા બીજા ઘણા મહત્ત્વના મુદ્દાઓ ઉપર ચર્ચા થવી જરૂરની છે. દરેક છાપાંઓમાં એની ચર્ચા થતી રહે છે, પણ એની જીવંત અને સતત ચર્ચા છાપાંઓમાં થતી નથી. એનું એક કારણ તો એ છે કે આકાશવાણીનું જાહેરમાં જે ચિત્ર રજૂ થયું છે એની પાછળ શું ઘટનાઓ બને છે એની જાહેર જનતાને અંદરની સત્તાવાર જાણકારી નથી. જ્યાં સુધી જાતઅનુભવથી મેળવેલા જ્ઞાનની ઊણપ હોય ત્યાં સુધી આખા વહીવટી તંત્રનું કામકાજ શી રીતે ચાલે છે એનો ખ્યાલ ન જ આવી શકે. સામાન્ય માણસ તો હંમેશાં એ ઊણપને લઈને પરદા પાછળના જ્ઞાન અને અનુભવથી વંચિત જ રહેશે. આ પુસ્તકમાંની માહિતી જાહેર જનતા અને આકાશવાણીના વહીવટ વચ્ચેની ઉપર સૂચવેલી ખાઈ પૂરવા અને એ દિશામાં ચર્ચા વધારવા અને વધારે રસ જાગ્રત કરવા ઉપયોગી નીવડશે.

આકાશવાણીના વિકાસ અર્થે જેમણે શરૂઆતના કાળમાં પાયા નાખ્યા તે બધી રસજ્ઞ, વિલક્ષણ અને વિચક્ષણ, રંગીલી અને બુદ્ધિશાળી વ્યક્તિઓ હતી, એમ તે સમયના કાર્યક્રમોનું વૈવિધ્ય જોતાં સહેજે જણાઈ આવે એવું છે. મારી દાસ્તાન તો જરા ગંભીર અને કંઈક અંશે હતાશ કરે એવી છે, એમાંયે શરૂઆતના જમાનાની ઝમક અને રોનકના કેટલાક પ્રસંગો લખી આ લખાણને વધારે રસમય બનાવી શકીએ તો કેટલું સારું! ત્રીસ-ચાળીસના જમાનામાં જેઓ કામ કરતા હતા તેઓને એ અનુભવોનું રોમાંચક સ્મરણ રહી ગયું છે. પરંતુ કોઈ એવું ચિત્ર

દોરી આપે અને વચગાળાની ખાઈ પૂરી આપે એવી હું આશા રાખું છું.

કેટલાક વળી એમ પણ માને છે કે પ્રસારણની અસરને બહુ મોટા પ્રમાણમાં અતિશયોક્તિથી વર્ણવવામાં આવી છે. અને જે પરિણામો હાંસલ કરવામાં આવ્યાં છે એમાં બીજી ઘણી અસરો પણ જવાબદાર છે. એમનું કહેવું એમ છે કે જેવી સમાજની રચના અને જેવું એનું બંધારણ, અને એ મુજબ એની જે સાંસ્કૃતિક અને સામાજિક પ્રગતિ થતી રહેતી હોય એના અનુસંધાનમાં જ પ્રસારણનો વિકાસ થવાનો અને એની અન્યોન્યની અસર પણ એથી વધારે રહેવાની જ. આમ છતાં મોટા ભાગના લોકો તો પ્રસારણ થકી સમાજનું સારા પ્રમાણમાં કલ્યાણ થવાનું એવું માનવાના, અને આગલા જમાનામાં થોડાઘણા આકાશવાણીના નક્કર પ્રશંસકો સપનાં સેવતા હતા તેમ કહેવાના, કે પ્રસારણથી જાહેર જનતાના મતમાં, એમના શોખમાં, ક્રાંતિકારક ફેરફાર થઈ શકે, એટલું જ નહીં, પણ જાહેર જીવન અને વ્યક્તિગત જીવનના પ્રત્યેક અંગાંગમાં એની અસર જરૂર પહોંચવાની જ, એમ પણ કહેવાના.

પ્રગતિકારક દેશોમાં સામાજિક તેમ જ આર્થિક ક્ષેત્રમાં પ્રસારણનો ફાળો નાનો ગણાય છે, પરંતુ રાજકારણના ક્ષેત્રમાં રાજકારણના તેમ જ ત્યાંના ઘરગથ્થુ સવાલો ઉપર પ્રમાણસર અને બુદ્ધિપૂર્વક ચર્ચા કરવામાં આવે તો એની અસરનું પ્રમાણ મોટું ગણાય છે.

અમેરિકા, ઇંગ્લંડ અને ફ્રાન્સમાં રેડિયો અને ટી. વી. ઉપર જેઓ પોતા માટે મતની માગણી કરે છે તેઓ પ્રજાની સાથે સીધી વાતચીત કરી શકે છે અને પ્રજા પણ તેમને પ્રત્યક્ષ જોઈ શકે છે.

જ્યાં સમાજ પ્રગતિશીલ છે ત્યાં પ્રસારણ જેવા માધ્યમની અસર બહુવિધ અને વિશાળ છે. એ થકી શિક્ષણનાં, તંદુરસ્તીનાં તેમ જ સામાન્ય હિતનાં ક્ષેત્રોમાં નોંધપાત્ર પ્રગતિ જોવામાં આવે છે. આ માધ્યમે અમુક પ્રકારનાં રૂઢ થયેલાં મંતવ્યો અને ચાલુ ચીલામાં ચાલતી વિચારશ્રેણી, બંનેને બદલીને પ્રગતિ અને વિકાસ સાધવામાં મદદ કરી છે. બીજાં સાધનો થકી જે હાંસલ નથી કરી શકયા તે સામાન્ય સંસ્કારના વિકાસમાં આ માધ્યમે સારો ફાળો નોંધાવ્યો છે, એટલું તો કબૂલ કરવું જ પડે. પ્રસારણના આખા તંત્રનું જેઓ સંચાલન કરે એ જૂથના હાથમાં જ એનો વહીવટ સોંપી દેવો એ વિશે ધીમે ધીમે નક્કર વાંધો વધતો જાય છે. ભારત કરતાં વધારે પ્રગતિશીલ દેશોમાં તો પ્રસારણ પરત્વે હવે ધીમે ધીમે વધારે વિગતવાર વિવેચના વધવા માંડી છે. કયાંક કદી પ્રસારણના તંત્રમાં, સંચાલનમાં કે એમ

ક્યાંક વાયુ-પ્રવચનોમાં ગંભીર ભૂલ થઈ ગઈ, તો તરત છાપાંવાળાઓ તેમ જ ધારાસભાઓમાં ઊહાપોહ થાય છે, અને જેટલા ઝપાટાથી એ ચર્ચાવંટોળ ઊંચે ચડે છે એટલી ઝડપથી એ પાછો તરત જ અલોપ પણ થઈ જાય છે. છતાં પ્રસારણના કાર્યક્રમોમાં જાહેર જનતાને પોતે કંઈ હોડમાં મૂક્યું છે એમ લાગે છે, અને એ હોડ કયા પ્રકારની છે તેની રૂપરેખા બાંધવા વિચાર કરવાની જરૂર પણ લાગી છે. એટલું જ નહીં પણ એ હોડ ચાલુ રહે અને વધારે સંગીન બનતી રહે એ માટે પણ સચિંત બન્યા છે.

પ્રસારણની સમાજ પ્રત્યે જવાબદારીઓ શી? સર્જનાત્મક કલાઓના વિકાસમાં તથા બૌદ્ધિક અને સુરુચિમય પ્રવૃત્તિઓના વિકાસમાં પ્રસારણ સહભાગી છે; પરંતુ તે ઉપરાંત જાહેર જનતાને ઉપયોગી અને જાહેર સેવાનું કામ કરનારી સંસ્થા પણ છે. એટલે આખા દેશને અસરકારક, નિયમિત, પ્રામાણિક સેવા મળ્યા કરે એ પણ જોવાનું છે, આ પ્રસારણની પહેલી ફરજ.

જ્યારે દેશમાં એકહથ્થુ સત્તા નીચે આ વહીવટ ચાલતો હોય ત્યારે વૈજ્ઞાનિક પદ્ધતિઓ અમલમાં મૂકી સાંભળનારાઓની જરૂરિયાતોનો પાકો અંદાજ મેળવવો એ એની બીજી ફરજ. આવી સગવડ જ્યાં ન હોય ત્યાં કાર્યક્રમો સાંભળનારાઓ એ સમજી જ ન શકે, એટલે જેમને માટે એ કાર્યક્રમો રજૂ થાય છે તેમનો એ અર્થ જ રહેતો નથી. ટૂંકમાં પ્રસારણનું તંત્ર સમાજને માહિતી અને મનોરંજનની માગણીને પહોંચી વળવામાં નિષ્ફળ નીવડી શકે, કારણ કે તેને તેનો ખ્યાલ જ નથી.

વળી રાજકારણની દૃષ્ટિએ જોઈએ તો રાજ્યમાં આકાશવાણી તે રાજ્યની એકહથ્થુ સત્તા નીચે હોય ત્યાં એની બેવડી જવાબદારી છે. એક તો જે કેન્દ્રની સરકાર છે એને એ જવાબદાર છે, કારણ એનો એ એક ભાગ છે; અને બીજું એ જાહેર જનતાને પણ જવાબદાર છે. રાષ્ટ્રીય ધ્યેયો ધ્યાનમાં રાખી સરકાર અને જે જૂથ સત્તાની ખુરશી પર હોય એ બે વચ્ચે મેળ મેળવવો અથવા સાધવો એ હંમેશાં ધારીએ એટલું સહેલું નથી.

સમાજમાં પ્રસારણના કાર્યક્રમો લોકો સુધી પહોંચે, રેડિયો અને ટી. વી. કાર્યક્રમો સાંભળનારા-જોનારાઓનાં મન ઉપર અસર થાય એ થકી સમાચાર આપવાની ક્રિયા, શિક્ષણનો વિસ્તાર કરવાની ક્રિયા, અને કાયદો તથા વ્યવસ્થા જાળવવાની ક્રિયા એ ત્રણેની ઉપયોગિતાને લઈ સરકાર એનો વહીવટ પોતાના હાથમાં રાખે છે. એની નાણાકીય વ્યવસ્થા એ વિચારે. જે કાર્યક્રમોનું પ્રસારણ થાય એનું

આયોજન પણ એ વિચારે — એનો પ્રકાર પણ વિચારે-ચકાસે, સામસામી હરીફાઈ કરનારા પક્ષો હોય તો એ બે પક્ષોને ઓછામાં ઓછો અને કેટલી વાર સમય ફાળવવો તે પણ વિચારે, અને જેઓ એ કાર્યક્રમોનું પ્રસારણ કરે છે તેઓ પ્રસારણનાં હવાઈ મોજાંઓનો જાહેર જનતાના લાભમાં ઘટતો ઉપયોગ કરે છે કે નહીં તેની પણ ચોકસાઈ રાખે. લોકશાહી પદ્ધતિનાં રાજ્યોમાં સરકાર ઉપર મુજબની વ્યવસ્થા રાખે, પણ કેટલાક દેશોમાં, અને ભારતમાં પણ સરકાર જાતે જ એ સંસ્થા પોતાની હકૂમત હેઠળ ચલાવે છે એ હકીકત છે. રેડિયો અને દૂરદર્શનના કાર્યક્રમોની જનતા ઉપર જે અસર અને પ્રભાવ પડે છે તે જોતાં જાહેર જનતાને રાજ્ય પોતાની ફરજ શી રીતે બજાવે છે તે જાણવાનો હક છે, પ્રસારણો જવાબદારીપૂર્વક અમલમાં મુકાય છે કે નહીં તે ઉપરાંત એ કરતાં કોઈ વધારે સારી કે બીજી રીતે તેનું પ્રસારણ થઈ શકે કે નહીં, તેનો પણ નિર્ણય કરવાનો હક રહે છે.

આ ભૂમિકાએ અને ભારતીય પ્રસારણતંત્ર પાસે જે અપેક્ષા રાખવી યોગ્ય અને ન્યાય્ય લાગે છે તેનો વિચાર કરતાં, એનાં આજ સુધીનાં કામ અને સિદ્ધિઓની ચર્ચા હવે પછીનાં પ્રકરણોમાં કરવામાં આવશે.

હા, કેટલાક વિષયો ઉપર વધારે-ઓછી વિવેચના જોવા મળશે તો એનો પણ ખુલાસો કરી લઈએ. કેટલાક મુદ્દાઓ ઉપર વધારે વિગતથી ચર્ચા કરવામાં આવી છે, કારણ અમારે મતે તે મુદ્દાઓ જાહેર જનતાની સમજણ માટે વધારે અગત્યના અને વધારે જરૂરી લાગ્યા છે. ગ્રામજનોના કાર્યક્રમો વિશે ઘણી વાર આકાશવાણી એક સામાજિક પરિવર્તન તથા પ્રગતિ કરાવનાર સમર્થ શક્તિ છે, એવું જોરશોરથી કહેવામાં આવે છે, પરંતુ ગ્રામમંડળો અથવા એમનાં કેન્દ્રો છે એની ઉપર પૂરતા પ્રમાણમાં ધ્યાન આપવામાં આવતું નથી; કારણ સંગીતના જલસા, નાટકની હરીફાઈઓ કે રમતગમતોનાં મેદાન કે ત્યાંની રમતનાં થતાં બયાન અથવા એની વિવેચના વધારે લોકપ્રિય છે, એથી ગ્રામજનોનાં કેન્દ્ર અંધારામાં જ રહે છે. ઉપગ્રહો મારફત વિસ્તરણ કરવામાં આવતા કાર્યક્રમો ઉપર જરા વધારે વિગતથી ચર્ચા કરવામાં આવી છે, કારણ લોકોનું ધ્યાન આ નવી શોધ અને પ્રવૃત્તિ પરત્વે વધારે આકર્ષાયેલું રહ્યું છે, એને લઈને કેટલાક અળખામણા પણ અગત્યના અને ભાવિને લગતા અત્યંત અગત્યના એવા સવાલો પ્રત્યે પૂરતું ધ્યાન નહીં આપી શકાય. લોકહિત પર આની ઘણી રીતે અસર પડશે. ઉપગ્રહોના વિસ્તરણને લઈ

એક વાત તો સાચી કે એમનાં ખિસ્સાં ઉપર સારો એવો કાપ પડશે, કારણ કે જાહેર ભંડોળમાંથી આ માટે નાણાંનો ખર્ચ થતો રહેશે.

દૂરદર્શન હજી ઊગતી દશામાં છે, અને રેડિયોના કાયદાઓ કરતાં એના કાયદા જુદી જાતના છે. એટલે જુદા જ પ્રકરણમાં એના વિકાસની ચર્ચા કરીશું. આમ કરવામાં ઘણી લોકપ્રિય અને રસપ્રદ વાતો જતી કરવી પડી છે, છતાં આજે જે રીતે દૂરદર્શનનું આયોજન થઈ રહ્યું છે એ ધ્યાનમાં રાખી, આપણા સમાજ પર એની કેવી અસર થશે એ બાબત ઉપર જ મેં વધારે ધ્યાન આપ્યું છે.

કટોકટીની પરિસ્થિતિ જાહેર થઈ તે પહેલાં આ પુસ્તક લખાઈ ગયું હતું. આકાશવાણી ઉપર પણ એની અસર તો થઈ જ છે, તેમ સંદેશાવ્યવહાર અને માહિતી પ્રસારણ તેમ જ અન્ય સાધનો ઉપર પણ થઈ છે છતાં પ્રસારણની રીતિ-નીતિ સંબંધી જે મુદ્દાઓ આ પુસ્તકમાં ચર્ચાયા છે એ મૂળભૂત મુદ્દાઓ જ છે, એટલે આ ટૂંક મુદતની પરિસ્થિતિને લઈને એમાં કશો ફરક પડતો નથી.

# 2. આકાશવાણીની તંત્રજાળ

આપણા સમાજમાં રેડિયો જે ભાગ ભજવી શકે એની જેટલી કિંમત આંકીએ એટલી ઓછી જ છે. આપણી વસ્તીની 70% પ્રજા તો અભણ છે. અને એમાંના મોટા ભાગના રહે ગ્રામવિસ્તારમાં. જ્યાં જ્યાં રેડિયો પ્રસારણ જઈ પહોંચ્યાં છે ત્યાં જ્ઞાન-પ્રસારણ અર્થે અને નવી વિચારશ્રેણી દાખલ કરવાના હેતુ માટે રેડિયોનું માધ્યમ સૌથી વધારે અસરકારક નીવડયું છે. અક્ષરજ્ઞાનના ફેલાવા અર્થે મુખ થકી એટલે વાણીના સાધન થકી એ વ્યવહાર શક્ય હતો, પણ આકાશવાણીની શોધખોળ બાદ હવે તો આ જ સાધનને સર્વશક્તિમાન ગણાવા માંડયું છે. આકાશવાણીની સંસ્થાને માર્ગમાં જે હાડમારીઓ નડી છે તે ઘણી કઠિન હતી; એક તો મોટો વિશાળ દેશ, વિવિધ પ્રકારની આર્થિક અને સામાજિક રૂઢિઓમાં જીવતી અતિશય મોટા પ્રમાણમાં વસતી પ્રજા, ત્યાં અસંખ્ય પ્રચલિત ભાષાઓ અને એ ગામડાંઓ જાતજાતનાં કારણોસર હવામાન અને ભૌગોલિક કારણે મહિનાઓ સુધી એકબીજાથી બિનસંકળાયેલાં રહે. એમને ત્યાં મૂળભૂત સાધનોની જ અસલથી અછત, પૂરતી સંખ્યામાં કામ કરનારા માણસો નહીં, કશી સાધનસામગ્રી નહીં, એટલે ઉત્સાહ અને ઉમંગ હોય તો જ ત્યાંનાં ભગીરથ કામો હલ કરી શકાય. જ્યારે આકાશવાણીના દફ્તરની સ્થાપના થઈ ત્યારે એ શરૂઆતના સમયમાં હોંશ અને ઉમંગ અપરંપાર હતાં.

વ્યવસ્થિત કાર્યક્રમો અપાવા માંડયા, ત્યાર બાદ ઠેકઠેકાણે નવાં કેન્દ્રો સ્થપાવા છતાં પાંત્રીસ વર્ષ પછી પણ આકાશવાણીના શ્રોતાજનોની સંખ્યા પ્રમાણમાં ઘણી નાની છે. કેમ? શા કારણે એનું તંત્ર અને ઉત્સાહ આજે મંદ પડી ગયાં છે? કારણ આકાશવાણીનાં જે નવાં નવાં મથકોની તંત્રજાળ ગોઠવવામાં આવી છે એનું બરાબર પાકા પાયા ઉપર આયોજન થયું નથી; અને લાંબા ગાળાની જાહેર વ્યવહાર નિયોજવાની કોઈ નીતિરીતિનો વિચાર પણ કરાયો નથી, જેની તાકીદની જરૂરિયાત છે. જો એવી કોઈ નીતિ રહી હોત અને એમાં પ્રાથમિકતા અને ઉપલબ્ધ સાધનો ધ્યાનમાં રાખવામાં આવ્યાં હોત

તો એને આધારે દેશની આવશ્યકતાને અનુરૂપ વિકાસ થયા કર્યો હોત. આવી કાર્યનીતિની ગેરહાજરીમાં જે વિકાસ થયો તે શ્રોતાજનોની માગની અને એમની જરૂરિયાત અનુસાર નહીં, પરંતુ કેટલાકની ટૂંકી દૃષ્ટિ અનુસાર થયો, એથી પાંગળો વિકાસ થયો. એકાએક અને ઉતાવળે લીધેલા નિર્ણયોને લઈ આજે એ તંત્રની પ્રમાણ વિનાની બંધિયાર અને મંદ પરિસ્થિતિ સરજાઈ છે.

1945માં વિકાસનો પહેલો નકશો દોરવામાં આવ્યો; એમાં આખા દેશમાં મિડિયમ વેવની જાળ યોગ્ય અને ઘટિત રીતે વિચારવામાં આવી હતી. આમાં પ્રત્યેક ભાષાવાર પ્રાંતો અને સાંસ્કૃતિક કેન્દ્રોમાં એક વધારાના ઠીક પ્રમાણમાં શક્તિશાળી ટ્રાન્સમિટર ખડાં કરવાનો હેતુ હતો. એમાં આકાશવાણીનું પ્રસારણ જ્યાં જ્યાં નહીં પહોંચતું હોય તે આવરી લેવાનું હતું.

આમ કરવામાં દેખીતી રીતે ખર્ચ વધારે થતો હતો. તાબડતોબ બધાં જ કેન્દ્રોમાં એકીસાથે કેન્દ્રો સ્થપાવાં જોઈએ એવા પ્રકારની રાજકીય માગણીઓનાં દબાણો વધતાં જતાં હતાં. એટલે એકેક કિલોવૉટના નાના પાયલોટ — કામચલાઉ મથકો ઊભાં કરવાનું સરકારે ઠરાવ્યું. એમ નહીં કરત તો કેટલાક ભાગોને સરકારે અન્યાય કર્યો છે, એવી ટીકાના ભયે સરકારે આ માર્ગ લીધો. એમ કરવામાં પૂરતા જાણકાર કર્મચારીઓ વિના અને સાધન-સામગ્રી વિના આવાં નાનાં મથકો ઊભાં કરી દેવામાં આવ્યાં. અલબત્ત, આ તો રડતીનાં આંસુ લૂછવા જેવી વાત હતી. ત્યારે પણ કહેવામાં આવતું કે એક વાર આ ચાલુ થઈ જવા દો, પછી ધીમે ધીમે ત્યાં મજબૂત પાયા ઉપર સારાં ટ્રાન્સમિટરોના પાયા નાખીશું અને દફતરી વ્યવસ્થા પણ સંગીન પાયા ઉપર રચીશું.

1951માં પહેલી પંચવર્ષીય યોજના વિચારાઈ ત્યારે મિડિયમ વેવ કેન્દ્રો થકી વસ્તીના લગભગ 20% શ્રોતાઓને આકાશવાણીના કાર્યક્રમોનો લાભ મળતો. 1960માં બીજી પંચવર્ષીય યોજના પૂરી થઈ ત્યારે દેશની વસતીના 37% શ્રોતાજનોને એ લાભ મળતો. બાકીના પ્રદેશમાં લોકોને તૂટક્બંડોળિયા શૉર્ટ વેવ થકી પ્રસારિત કાર્યક્રમો કે કોઈ દૂરના ટ્રાન્સમિટર મારફતે પોષાતા તકલાદી મિડિયમ વેવ ટ્રાન્સમિટર થકી કાર્યક્રમો સાંભળવા પડતા.

પછી તો તરત વિકાસની ગતિ મંદ પડી ગઈ. 1975માં મિડિયમ વેવની સંગીન સેવાનો લાભ દેશની વસ્તીના 80 ટકા શ્રોતાઓને મળતો રહ્યો, અને દેશના 75 ટકા પ્રદેશને એનું વિસ્તરણ મળ્યું. દેશમાં 45 કેન્દ્રો અને 25 નાનાં પેટા-મથકો ઉપર નભતાં કેન્દ્રો હોવા છતાં આ સ્થિતિ રહી. દેશમાં હજી એવા

કેટલાક ભાગો છે કે જ્યાં આકાશવાણીનાં વાયુ-પ્રસારણ સમૂળગાં પહોંચતાં નથી અથવા પહોંચે છે તો શૉર્ટવેવ ઉપરનું નબળુંપાંગળું પ્રસારણ જ. જેઓ મોંઘા રેડિયો સેટ વસાવી શકે એ બાદ કરો તો એનો લાભ નહીં જેવો જ એમને મળે છે.

આમ પ્રસારણ ઓછું, એમાં વળી ભાષાના પ્રશ્ને એની સરહદો વધુ ટૂંપાવી નાખી. એથી આકાશવાણી પ્રસારણ વધારે સંકુચિત થતાં રહ્યાં છે. દેશમાં મોટા મોટા ટુકડાઓમાં ઓછી વસતીવાળા લોકો પોતાના પ્રદેશની ભાષા બોલે છે, એ તો આ લાભથી સર્વથા વંચિત જ છે. કારણ એમના પ્રાંતની મોટા ભાગની વસતીની ભાષામાં થતા કાર્યક્રમો સાંભળી તેમને સંતોષ થતો નથી. એમને એમની પોતાની ભાષામાં કાર્યક્રમો સાંભળવા ગમે છે. બહુમતીની ભાષા પ્રત્યેક લઘુમતી-વાળા ટુકડાને કબૂલ નથી. આખા કાર્યક્રમમાં પોતાની ભાષામાં અમુક પ્રકારના અમુક ટકા કાર્યક્રમોની માગણી સતત ઊભી રહી જ છે; અને એ માગણી જુદી જુદી ભાષાઓમાં બે કાર્યક્રમો સાથે આપવાથી જ સંતોષાય અને એ માટે વધારે પ્રસારણ-કેન્દ્રોની જરૂર પણ સતત ઊભી જ રહી છે.

આવા પ્રકારની માગણીનો આકાશવાણીની સંસ્થાએ સ્વીકાર તો કર્યો જ છે. દિલ્હી, મુંબઈ, મદ્રાસ અને બીજાં મથકો ઉપરથી જ્યાં જ્યાં બે જુદા પ્રવાહો (ચૅનલો) મળી શક્યા છે ત્યાં એક કરતાં વધારે ભાષામાં કાર્યક્રમો રજૂ કરવામાં આવે જ છે. હા, ક્યાંક તો ફક્ત નામ લેવા પૂરતા જ કાર્યક્રમો યોજાય છે, પણ યોજાતા રહે છે. લાખો લોકો પોતાની લોકબોલી બોલે છે એમને માટે નામ લેવા પૂરતો જ કાર્યક્રમ નિયોજી શકાય એ દેખીતું છે. અવધી અને ભોજ-પુરી એ બે હિન્દીની પ્રશાખા લોકભાષાઓ છે, એમાં લખનૌથી સંગીતના થોડા કાર્યક્રમો અપાતા રહે છે. લખનૌ અને પટનાથી એક સપ્તાહમાં ત્રણ કલાકથી પણ ઓછા સમયમાં કુમાઉની અને મૈથિલી ભાષામાં કાર્યક્રમો આપવામાં આવે છે.

દર વર્ષે રેડિયો સાંભળનારાઓની સંખ્યા વધતી જ જાય છે, પરંતુ વિસ્તાર, વસ્તી અને ભાષાના ધોરણે આવો અડધોપડધો કાર્યક્રમ યોજવાને પરિણામે જેટલા પ્રમાણમાં વધારો થવો જોઈએ તેટલો નથી થતો. દેશમાં હવે આજે એક કરોડ અને પચીસ લાખ પરવાના ધરાવનાર શ્રોતાઓ છે.

બીજી બાજુએ પણ વળી ચિત્ર ઊજળું તો નથી જ. અને તે માટે રેડિયો સેટના ઉત્પાદનના આંકડા જોઈએ. 1960–70ના ગાળામાં રેડિયોના સેટ માટે જેટલા સેટ બનાવવામાં આવતા એ કરતાં એની માગણી વધારે હતી. 1970 પછી

વાર્ષિક વેચાણનો દર ઘટવા લાગ્યો. એક જ મિડિયમ વેવના પ્રવાહના સસ્તા સેટનો પણ ઉપાડ ઓછો થઈ ગયો. 1969માં 7,76,000 સેટ વેચાયા, 1970માં 4,92,000, 1971માં 1,70,000 અને 1972માં 1,40,000 સેટનું વેચાણ થયું. ત્યારે ચારે કોર તેજી હતી. ગ્રામવિસ્તારોમાં ફસલ સારી ઊતરી હતી અને સેટ બનાવનારાઓએ મોટા પ્રમાણમાં સેટ બનાવ્યા પણ હતા, છતાં ઓછા વેચાણને લઈને એમનામાં નિરાશા પેદા થઈ. શહેરોમાંના સેટ બાદ કરો, તો ગામડાગામમાં 1,500,000 સેટ અને 80 ટકા વસ્તીમાં ગામડાંઓને ચોતરે મૂકવામાં આવેલા સેટનો આંકડો 90 હજારનો છે. યુનેસ્કોના જનવાણી આંકડાઓને આધારે પણ 1,100,00,000 સેટ ભારતની 55 કરોડ વસ્તી પ્રમાણે હોવા જોઈએ. આમ રેડિયો સેટના વેચાણ માટે ખુલ્લું બજાર છે, છતાં વેચાણ કેમ થતું નથી એ વિચારવું ઘટે છે.

બધું બરાબર ઠેકાણે લાવવું હોય તો હવે પછીનાં દસ વર્ષમાં જે કાર્યક્રમો યોજવામાં આવે તેનો પ્રદેશ અને કેવો ઘાટ – એનો પહેલાં વિચાર કરી આગળ ચાલવું જોઈએ. અહીં ભારતમાં અનેક લોકજીવનના કોયડા, દેશ ગરીબ, ત્યાં સમૃદ્ધ દેશોમાં સંગીન અને વૈવિધ્યવાળા રેડિયો કાર્યક્રમો પીરસવામાં આવે એ રીતે આપણે ત્યાં આપી ન શકીએ એ દેખીતું છે. સૌથી પહેલાં આટલું તો જરૂરનું છે જ, તે આપવાનું જ છે એ નક્કી કરી એટલું અમુક સમય સુધીમાં હાંસલ કરી શકાય, કારણ, આપણી પાસે પૂરતા પ્રમાણમાં સામગ્રી નથી. વળી તાકીદ કે જરૂરિયાતનો કાર્યક્રમ ઘડીએ તો એમાં તરત એકમત પ્રવર્તે નહીં, એવી પણ પરિસ્થિતિ, એટલે સરકાર જ્યારે આ દિશામાં આયોજન કરવા જે પંચ બેસાડે એને થોડા રેડિયો કાર્યક્રમ રજૂ કરનારા નિષ્ણાતો, થોડા કોમ્યુનિકેશન સંદેશા-વ્યવહારના જાણકારો એકઠા કરી એમની સલાહ પ્રમાણે આયોજન કરવાથી કામ પાકા પાયા ઉપર ચડે તો જ ચારે કોરના વિકાસનો ખ્યાલ સ્પષ્ટ થતો રહે. ભૂતકાળમાં જાતજાતની યોજનાઓ વિચારવામાં આવી હતી; એ બધા ઉપર ફરી વાર ધ્યાનપૂર્વક વિચાર કરવો ઘટે, એમાંની પ્રામાણિક અને નક્કર સંશોધનની સાચી હકીકતો ઉપર ધ્યાન આપવું ઘટે. 'ધ નેશનલ કાઉન્સિલ ફોર માસ કોમ્યુનિકેશન'ને આ કામ ઉપાડવા માટે એક લાયક સંસ્થા ગણી શકાય. એ વિશે આપણે આગળ ઉપર પણ ચર્ચા કરીશું.

જે રાજનીતિ અપનાવવી ઘટે તે અપનાવો, આકાશવાણીના વિકાસાર્થે અમુક ઘટકો તો જરૂરના રહેવાના જ. સૌથી પહેલી જરૂરિયાત તો ઢગલાબંધ

સસ્તા રેડિયો સેટ બનાવવાની રહેશે. આજે રૂ. 120માં સસ્તામાં સસ્તો, કામ આપે એવો સેટ મળે છે. પણ ગામોમાં રૂ. 120થી પણ સસ્તો સેટ મળે તો જ એ ખપે એ વાત સ્પષ્ટ છે.

આવા સેટની ગ્રામવિસ્તારમાં વધારે જરૂરિયાત છે, કારણ એ વિસ્તારમાં ગામલોકો ટોળે મળી સાંભળે એ પ્રથા હવે જુનવાણી થવા લાગી છે, એ વાત હવે સ્વીકારવામાં આવી છે, એટલે એ વિસ્તારોમાં સસ્તા અને સારા રેડિયો સેટ પૂરા પાડવાની વાતને હવે અગત્યની ગણવામાં આવે છે. તો જ એ લોકપ્રિય બની શકે એવું ઠરાવવામાં આવ્યું છે. આજની આર્થિક સ્થિતિ જોતાં કરોડો સેટના ભાવમાં વળતર આપવાનું પાલવશે નહીં, એટલે જેમની પાસે જરજમીન નહીં હોય એવા મજૂરો અને એના કુટુંબને લાભ થાય એ માટે સહેલાઈથી ખરીદી શકે એવા રેડિયો સેટ બનાવવા માટે ધંધાદારીઓને સગવડો ઊભી કરી આપવી જોઈએ. આ બાબતની પૂરતી ચર્ચા, માહિતી અને પ્રસારણ માધ્યમ ઉપરના કમિટી રિપોર્ટમાં કરવામાં આવી છે તે જોવી ઘટે.

આકાશવાણીનાં મૂળ કેન્દ્રો ઉપરથી કાર્યક્રમોનું પ્રસારણ પ્રાન્તીય ભાષામાં વધારે ને વધારે આપી શકાય એવી વ્યવસ્થા ઉપર પણ શ્રોતાજનોની સંખ્યા વધી શકે. આખા વસ્તીવિસ્તારમાં આ કામ જેમ બને તેમ ટૂંક મુદતમાં જ પાર પાડવું ઘટે. આ માટે વધારે ટ્રાન્સમિટરો નખાવાં જોઈએ, એ વાત પણ બરાબર. પણ જે છે તેને વધારે શક્તિશાળી બનાવવાથી પણ કામ સરી શકે. સિદ્ધાંતની દૃષ્ટિએ થોડાં, પણ અત્યંત શક્તિશાળી ટ્રાન્સમિટરો હોય તો તે બીજાં નાનાં નાનાં ઘણાં ટ્રાન્સમિટરો કરતાં એકંદરે સસ્તાં અને ચલાવવામાં સુગમ પણ પડે છે. વળી જેમ ટ્રાન્સમિટર સંગીન અને શક્તિશાળી, તેમ નાના ઓછી કિંમતના સેટ સહેલાઈથી કાર્યક્રમો ઝીલી શકે એ પણ એટલું સાચું છે.

વિભાગીય પ્રદેશોમાં આકાશવાણીનાં કેન્દ્રો તો ત્યાં જે બહુમતીની ભાષા હોય તે જ ભાષામાં કાર્યક્રમો પ્રસારિત કરી શકે. જો ત્યાં લઘુમતી ધરાવનાર શ્રોતાઓ માટે કાર્યક્રમોનું પ્રસારણ કરવામાં આવે તો જે કાર્યક્રમોના આખા માળખાનું સ્વરૂપ છે તે પીંખાઈવીંખાઈ જશે, અને એથી કોઈને પૂરો સંતોષ નહીં થાય. એટલે જેઓ લઘુમતીમાં છે અને બહુમતીવાળી પ્રજાની સાથે રહે છે એમણે થોડાં વર્ષો સુધી રાહ જોવી રહી.

આ વિભાગીય કેન્દ્ર જે રાજ્યમાં હોય તે રાજ્યની ભાષામાં મનોરંજન અને જ્ઞાનપ્રસારણ એ બંને ધ્યેયો ધ્યાનમાં રાખી વિવિધ પ્રકારનાં જૂથો માટે

શકય એટલી રીતે વધારેમાં વધારે કાર્યક્રમ આપવા જોઈએ. એટલે કે એના કાર્યક્રમોમાં બાળકો માટે, સ્ત્રીઓ માટે, વિદ્યાર્થીઓ માટે અને યુવાનો માટે પણ રોજિંદા કાર્યક્રમમાં સ્થાન હોવું જરૂરનું છે.

જે નીતિરીતિ નક્કી કરવામાં આવે તેમાં ગ્રામજનતાને કે મોટા શહેરમાં વસનારી પ્રજાને પહેલો લાભ આપવો છે, એ સૌથી પહેલાં તો ચોક્કસ કરવું જોઈએ. આજ સુધી શહેરી જનોને છાપાં અને સિનેમાનાં માધ્યમોનો લાભ હોવા છતાં, એમને વધારે મહત્ત્વ મળતું રહ્યું છે. એટલે હવે જો નવેસરથી નકશો દોરવાનો હોય તો ગ્રામજનતાને વધારે લાભ મળે એ રીતે કાર્યક્રમોનું આયોજન કરવામાં આવે તે ન્યાયસર જ ગણાશે. રોજના એક કલાક કે બે કલાક, એમ બાંધ્યા સમયનો સવાલ તો હલ કરવાનો રહે જ છે, પણ એવા કોયડા તો નડવાના જ. અને એમાં કેવા પ્રકારના કાર્યક્રમો આપવા એ વિશે પણ અસંતોષ રહેવાનો. ગ્રામસમાજ માટે સ્થાનિક ભાષાઓ અને બોલીમાં કાર્યક્રમો પ્રસારિત કરવાને બદલે રાજ્યના એક નગરમાંથી આંધ્ર પ્રદેશ કે ઉત્તર પ્રદેશ જેવા મોટા વિસ્તારના આખા રાજ્ય માટે પ્રસારિત કરવામાં આવે છે. આ જાતના કાર્યક્રમો રાજ્યના અન્ય વિસ્તારો માટે સુસંગત નથી અને તેથી તેનાથી શ્રોતાઓ આકર્ષાતા નથી. મોટા ભાગના વિસ્તારો માટે આ બધાનો સરવાળે એક જ ઉપાય, સ્થાનિક વિસ્તાર માટે ત્યાં જ એના રેડિયોનું મથક હોવું ઘટે.

જે જે દેશોમાં ગામડાંઓ અને શહેરો વચ્ચે ભારત જેટલો મોટો તફાવત નથી ત્યાં પણ, જ્યાં ગ્રામવિસ્તારમાં પ્રસારણ-કેન્દ્રો નહોતાં ત્યાં હવે સ્થાનિક કેન્દ્રો સ્થાપવામાં આવ્યાં છે. આપણે ત્યાં જે શહેરોમાં આકાશવાણીનાં મોટાં કેન્દ્રો સ્થાપવાની પદ્ધતિ પડી છે ત્યાં બહુ મોટા પ્રમાણમાં અને મોટા ભાગના ખેડૂત પ્રજાજનોને આ લાભથી આપણે વંચિત રાખ્યા છે. હા, સંગીતના કાર્યક્રમ, સમાચાર, વાર્તાલાપ અને એવા કાર્યક્રમો જે મુખ્ય કેન્દ્ર ઉપરથી પ્રસારિત થાય એનો લાભ સૌ કોઈ સાંભળનારાઓને મળે છે, પરંતુ ખેતીવાડીમાં રચીપચી રહેતી પ્રજાને આપણાં રાજ્યોમાં હવામાન, જમીનની જાત, પાકની ઊપજમાં એટલો મોટો ફરક રહ્યા કરે છે કે એક જ કેન્દ્રથી થતાં પ્રસારણ અહીં કામ નહીં લાગે. સ્થાનિક વિભાગીય કેન્દ્ર હોય તો સ્ત્રીઓ માટે અને યુવકો માટે એમને લગતા સવાલો છણી શકે, ઉપરાંત મોટાં કેન્દ્ર ઉપરથી તે રાજ્યના કે વિવિધ ભારતીના મનોરંજન કાર્યક્રમો પણ પ્રસારિત કરી સંભળાવી શકાય.

વિવિધ ભારતીના મનોરંજક કાર્યક્રમ ચાલે તોપણ એની સૂરત બદલવાની

જરૂર છે. કેવળ ફિલ્મી ગીતો થકી એની માગ સંતોષી નહીં શકાય, એમાં પણ ઘણી નવીનતા આણી શકાય. વળી જો એ વિવિધ ભારતીના કાર્યક્રમો મિડિયમ વેવ ઉપર આપવામાં આવે તો ગ્રામવિસ્તારની ઘણી જનતા એ સાંભળવાનો લાભ લઈ શકે. અત્યારે દેશના મોટા ભાગની જનતાને શૉર્ટ વેવ ઉપર એ સાંભળવાનો લાભ અપાય છે. અને 27 શહેરોમાં દસેક માઈલ સુધી સંભળાય એવા નાના મિડિયમ વેવ ઉપર એ પ્રસારિત કરવામાં આવે છે. વિવિધ ભારતીના કાર્યક્રમો મિડિયમ વેવ ઉપર સંભળાતા થાય તો તરત તે ગ્રામવિસ્તારમાં રેડિયો સેટની ખપત વધી જાય છે, એવું તારવવામાં આવ્યું છે. આજના આ 27 નાનાં મિડિયમ વેવ ટ્રાન્સમિટરોને બદલે દેશના જુદા જુદા ભાગોમાં વધારે શક્તિશાળી થોડાં કેન્દ્રો મૂકવાની જરૂર છે, અને તે એવી રીતે સ્થપાવાં જોઈએ કે જેથી આખા દેશના શ્રોતાઓને કાર્યક્રમ સાંભળવાનો લાભ મળે. ઓછી શક્તિવાળાં એ કેન્દ્રો ઉપરથી શાસ્ત્રીય સંગીત, અંગ્રેજીમાં વાતો અને ચર્ચાઓ પ્રસારિત કરી શકાય, ઉપરાંત ગંભીર વિષયો ઉપર વિવેચના અને શહેરોમાં નાનાં નાનાં જૂથોની એ પ્રકારના કાર્યક્રમોની માગણી છે, તે એમને સંભળાવી શકાય. આ કેન્દ્રો ઉપરથી ઔદ્યોગિક કામદારો માટે, તેમ જ શહેરમાં રહેતાં એવાં જૂથો માટે કાર્યક્રમો આપી શકાય. વળી એમાંનાં કેટલાંક લો પાવર ટ્રાન્સમિટરોને ખેતીવાડીમાં રસ હોય એવા ખેડૂતો માટે એમના સંગઠિત વિભાગમાં ખસેડી એમને માટે કાર્યક્રમો નિયોજી શકાય. સારા કાર્યક્રમો નિયોજવા માટે જે પ્રકારનાં સંખ્યાબંધ સ્ટુડિયો જોઈએ અને વિવિધ ભારતી જેવા કાર્યક્રમોને વિસ્તારવા માટે જે પ્રકારનાં અને એને મદદમાં આવે એવાં બીજાં ટેકારૂપ નાનાં કેન્દ્રો જોઈએ, એ બધું પરદેશી ચલણને અભાવે બની શક્યું નથી. દર પંચવર્ષીય યોજના ઘડાય ત્યારે જ્યારે જ્યારે આકાશવાણીએ પોતાને માટે ફાળાની રકમ મંજૂર કરવા માગણી કરી છે, ત્યારે ત્યારે એમાં દર વખતે ભારે કાપથી જ એ માગણી સ્વીકારવામાં આવી છે. આકાશવાણીના કાર્યક્રમોની અગત્ય વિચારાઈ જ નથી, એ એક કારણ અને બીજું આ કાપકૂપના નિર્ણયો. આ ક્ષેત્રના નિષ્ણાત જાણકારોને એમાં લેવામાં નહોતા આવતા, પણ સરકારી સનદી નોકરીના સામાન્ય વહીવટદારી અમલદારો એ નિર્ણયો લેતા હતા. આકાશવાણીના વિકાસમાં ખુદ આકાશવાણીના સંચાલકો સરકારને આ ખાતાની મહત્તા તથા અગત્ય સમજાવી નથી શક્યા, એમ પણ કહી શકાય.

આકાશવાણીના વિકાસ માટે આ ઉપરાંત જે રકમો ફાળવવામાં આવતી

એનો પૂરેપૂરો સદુપયોગ પણ થયો નથી. એનાં પણ કારણો ગણાવી શકાય. એક તો આ આયોજનો ફક્ત પાંચ વર્ષના કાર્યક્રમને ધ્યાનમાં રાખીને જ વિચારવામાં આવતાં. આ મુદત જ એટલી ટૂંકી છે કે એમાં કશું સંગીન કામ થઈ જ ન શકે. જાત જાતની નવી યોજનાઓ અમલમાં મૂકવી હોય, સમયાનુસાર એમાં ઘટતા ફેરફાર કર્યા કરવાના હોય, શ્રોતાઓની જરૂરિયાતોનો સતત ખ્યાલ રાખવાનો હોય તો પંદરથી વીસ વર્ષની મુદત હોય તો તે યોગ્ય ગણાય. આવી યોજના અને આવાં કામો માટે તો દીર્ઘદૃષ્ટિપૂર્વક વિચારેલી લાંબા ગાળાની યોજનાઓ જ ફળદાયી નીવડે.

આપણે ત્યાં આકાશવાણીના દફતરમાં, તેમ બીજાં ઘણાં દફતરોમાં કંઈક થોડીઘણી સિદ્ધિઓ મળી કે તરત ખુશ ખુશ થઈ સંતોષ માનતા થઈ જાય છે. ખોટા ખર્ચનો એક દાખલો લઈએ. આપણી પૂર્વીય સરહદ ઉપરની ભાતભાતની વસ્તીના પ્રત્યેક જૂથને ઉપયોગી થાય એવા કાર્યક્રમોની યોજના વિસ્તારવા માટે આપણને પોષાય એ કરતાં ઘણા વધારે સ્ટુડિયો અને ટ્રાન્સમિટરો જોઈએ. તો એ માટે શું થઈ શકે? કોઈ પણ પ્રકારના કાર્યક્રમો નિયોજવા જ નહીં એ એક રસ્તો અથવા તો થોડા અંગ્રેજીમાં, થોડા હિન્દીમાં અને ત્યાંની મુખ્ય લોકભાષામાં એક કે બે કાર્યક્રમો આપી શકાય એ બીજો રસ્તો. આ માટે રાજકારણમાં કામ કરનારા નેતાઓએ કડક અને દૃઢ નિર્ણયો લેવા ઘટે. પણ તેમ થયું નહીં, કારણ કે જે નિર્ણયો લેવાયા તેથી કોઈ ને કોઈ જૂથને અસંતોષ જ થયો. એટલે પરિણામે આકાશવાણી ઉપરથી જુદી જુદી લોકબોલીમાં કાર્યક્રમો યોજાયા. ગોહત્તીના કેન્દ્રથી આસામની અઢાર લોકબોલીમાં, ઇમ્ફાલથી મણિપુરની દસ લોકબોલીમાં, કોહિમાથી નાગાલૅન્ડની તેર લોકબોલીમાં અને તે પણ સપ્તાહમાં એક કે બે વાર, ફક્ત દસ મિનિટ માટે. એથી કોઈ પણ ટોળીના શ્રોતાઓને આકર્ષી શકાયા નહીં. અને જે કંઈ થોડીઘણી આકાશવાણીને ફાળાની રકમ મળતી તે તે પ્રદેશની લોકભાષાની માગણીને માન્ય રાખી એમની સેવા કરવાના સંતોષ ખાતર વેડફાઈ ગઈ.

યોજનાપંચ દ્વારા પાંચ વર્ષના કાર્યક્રમો અંગે સૂચન આપવા એક આખરી તારીખ નક્કી કરવામાં આવતી અને એ તારીખની મુદત સુધીમાં કામ પૂરું કરવા ખૂબ ઉતાવળે કામ કરવું પડતું. કેટલીક વાર એ સૂચનમાં ખર્ચાને ઘટાડવા કે અડધો કરવા એક અઠવાડિયાની જ મુદત આપવામાં આવતી. આ કામ ધારવામાં આવે છે એટલી સહેલાઈથી ન થઈ શકે. ખર્ચ કરવામાં આવનારી

રકમમાં ગમે તેમ કાપ ન મુકાય. જેઓ શ્રોતાજનોના પ્રત્યાઘાતો મેળવતા રહે છે તેવા સંશોધક દફતરદારો, એંજિનિયરિંગ ખાતાના તેમ જ કાર્યક્રમો તૈયાર કરનાર અધિકારીઓ, એ બધા પાસે એમને એકઠી કરેલી માહિતી ઉપર સમગ્રપણે વિચાર કરવા વખત જોઈએ, જરા નિરાંત જોઈએ, સગવડ જોઈએ, તો જ કામ થાય. એમ એકાએક નિર્ણયો લેવાય. વળી મૂળભૂત આયોજનમાં જ દૃષ્ટિબિન્દુ નક્કી કરવામાં ભૂલ થઈ છે, કારણ એનો વિચાર કરવાવાળા બિનઅધિકારી સનદી નોકરીના અમલદારો અને આકાશવાણીમાં પણ આ હુન્નર – કારીગરીથી અજ્ઞાત એવા સંદેશવ્યવહાર અને માહિતી પ્રસારણ ખાતાના અધિકારીઓ આ કામ પોતાને માથે લે છે.

આ ખાતામાં જે પ્રધાન ચૂંટાઈને આવ્યા હોય તે એમની મરજી કે સૂઝ પ્રમાણે પંચવર્ષીય યોજનામાં ખાતાનો વિકાસક્રમ વિચારે અને તે અમલી બનાવવા આગ્રહ કરે, અને જ્યારે જ્યારે એ મંત્રી બદલાતા રહે ત્યારે ખાતાની નીતિ-રીતિમાં ફેરફાર થાય, એટલું જ નહીં, પણ જે કરવાની વસ્તુ ઉત્તરોત્તર તાકીદ પ્રમાણે નક્કી કરવામાં આવી હોય એને આગળપાછળ લઈ જવાના ફેરફાર થાય. આમ એક પ્રધાને અમુક યોજનાને અત્યંત અગત્યની ગણી એને પહેલી અમલી બનાવવાનો હુકમ આપ્યો હોય તે બીજા પ્રધાન આવતાં કબૂલાયેલી યોજનાને ધકેલી છેક નીચેના સ્તર પર પણ મૂકે અને કયારેક તો ભુલાઈ પણ જાય, દશેક વર્ષો સુધી હવા ખાતી રહે. બીજી બાજુ જે યોજનાની કશી ગણતરી જ કરી ન હોય, વિચારવામાં જ ન આવી હોય, પણ અમુક પ્રધાનને ગમી જાય તો તેને તાકીદની ગણી એકાએક અગત્યતા પણ આપવામાં આવે. દાખલા તરીકે કેરળ રાજ્યના સમગ્ર વિસ્તારને પ્રસારણ માટે આવરી લેવાની તપાસ કરવામાં આવી ત્યારે જણાવવામાં આવ્યું કે ત્રિવેન્દ્રમ કે કાલિકટ બંને કેન્દ્રોનાં ટ્રાન્સમિટરોથી આખા વિસ્તારને પાકો લાભ નહીં મળે, પણ રાજકીય દબાણને લીધે કાલિકટમાં ટ્રાન્સમિટર મૂકવું પડયું અને તેથી અન્ય વિસ્તારના લોકો કાર્યક્રમ બરાબર સાંભળી ન શકયા અને અંતે ત્રિચુરમાં તાબડતોડ ત્રીજું ટ્રાન્સમિટર ઊભું કરવામાં આવ્યું.

આ પ્રમાણે નિયોજન થાય તો તે ઢંગધડા વિનાનું ડામાડોળ જ હોય. ટ્રાન્સમિટર ઊભાં કરવા માટે એનો યાંત્રિક–વૈજ્ઞાનિક સાધનો અને એનો સતત વિકાસ એ આ ક્ષેત્રના બિનનિષ્ણાત લોકોને હાથે થવા માંડયો. આને લીધે પહેલાં ગાડી અને પછી ઘોડો, એમ પહેલાં પ્રસારણવિસ્તાર નક્કી કરી પછી

શ્રોતાજનોનો ખ્યાલ કરવામાં આવ્યો. પછી સાંચાયંત્રને ઊભાં કરવામાં આવે તો એમાં ઘણી વાર સંદેશવ્યવહાર ખાતાની કોઈ ચોક્કસ નીતિરીતિ ન હોવાને કારણે અને ઉપર જણાવ્યા મુજબ મૂળ વિષયનું મૂળભૂત અજ્ઞાન હોવાને લઈને બિનઆવડતવાળાઓની વારંવારની દખલ હોવાને લીધે જે નકશો અમલમાં મુકાવો જોઈએ તેવો નકશો સાદર કરી શકાયો નહીં.

લાંબા ગાળા માટે નક્કી નહીં કરેલા આયોજન માટે કેટલાક ખોટા ખરચા કેમ માથે પડે છે એના દાખલા અને રીત તપાસીએ. દાખલા તરીકે દિલ્હીથી સમાચાર આપવા માટે ઘણાં શક્તિશાળી શોર્ટ વેવ ટ્રાન્સમિટરોનો ખોટો ઉપયોગ થઈ રહ્યો છે. ઊડિયા ભાષામાં સમાચાર આપવા માટે દિલ્હીનાં બે મહાશક્તિશાળી ટ્રાન્સમિટરનો ઉપયોગ કરવામાં આવે છે, એ ઉપરથી કટકનું ટ્રાન્સમિટર પકડી શકે, અને ત્યાં એ સમાચારનું પ્રસારણ થાય છે. હવે ખરું જોતાં તો દિલ્હી અને આવાં મથકોને સળંગ ટેલિફોન લાઇન ઉપર સાંકળી લેવાં જોઈતાં હતાં. આ મારફત સમાચાર, ખાસ બનાવોની હકીકત, ચાલુ બનાવો ઉપર વિવેચન અને રાષ્ટ્રપતિ કે વડા પ્રધાનને જ્યારે જ્યારે દેશને ખાસ સંદેશો આપવાનો હોય તે બધા કાર્યક્રમો એ મારફત વહેતા કરી શકાત. આ ઉપરાંત સંગીતના તેમ જ ખાસ વાર્તાલાપના રાષ્ટ્રીય કાર્યક્રમો પણ એ ઉપરથી વહેવડાવી શકાત. આ થકી એના શ્રોતામંડળને સારી રીતે સાંભળી શકવાનો પણ સંતોષ થાત. આજે શોર્ટ વેવ જે રીતે સાંકળવામાં આવ્યાં છે તે જોતાં ઘણા વિસ્તારોમાં કાર્યક્રમો સાંભળવામાં વારંવાર અડચણો નડયા જ કરે છે.

અથવા એક બીજો દાખલો લઈએ. વિવિધ ભારતીના કાર્યક્રમો માટે સંતોષકારક પ્રસારણ કરવા આપણે ત્યાં અત્યંત શક્તિશાળી મિડિયમ વેવનાં ટ્રાન્સમિટરો હોવાં જોઈએ. પણ એ પરદેશથી લાવવાં પડે એમ હતું, કારણ આપણે એ અહીં બનાવતા નહોતા. એ લાવવા માટે પરદેશી હૂંડિયામણ પણ નહોતું, એટલે એકેક કિલોવૉટ જેવડાં નાનાં લો પાવરવાળાં ટ્રાન્સમિટરો ઠેકઠેકાણે ઊભાં કરવાનું ઠરાવ્યું. આનો પ્રસારણવિસ્તાર નાનો, પણ એ દેશમાં બની શકતાં હતાં, એટલે એ ગોઠવાયો. આ ઉપરાંત, આકાશવાણી પાસે વિવિધ ભારતીના કાર્યક્રમો પ્રસારિત કરવા ટ્રાન્સમિટરોની તંત્રજાળ ન હોવાથી ત્રીસ અલગ અલગ મથકોને રોજના સાડા બાર કલાકનો ટેપ કરેલો રેકર્ડિંગ કાર્યક્રમ પહોંચાડવો પડે છે. આ કાર્યક્રમ અમુક દિવસો પહેલાં રેકર્ડ કરી લેવો પડે અને એની આટલી બધી નકલો કરવી, આગળથી એને પ્રત્યેક મથકે પોસ્ટથી

મોકલવાનો ખર્ચ, તે મથક પરના કર્મચારીઓએ જ્યાં મોકલાવાઈ હોય ત્યાં જઇ તાબડતોબ મેળવી લેવી, અને એનો ઉપયોગ થઈ ગયા પછી એ ટેપોના દાબડાઓ પાછા વિવિધ ભારતીના મૂળ કેન્દ્ર પર ફરીથી વાપરવા માટે વખતસર મોકલવા, આ બધી મહેનત, એ પાછળનો ખર્ચ, એ બધાનો અંદાજી સરવાળો કાઢીએ તો મૂળખર્ચ કરતાં અનેકગણો વધુ થઈ જાય છે. અને આખા પ્રદેશને આવરી લે એવડાં મિડિયમ વેવ ટ્રાન્સમિટરો સ્થાપવાના ખર્ચની વાત. 1957માં જાણે એટલો ખર્ચ થઈ જ ન શકે એવું લાગતું હતું, તે સાથે આજનો ખર્ચ સરખાવી જોવા જેવો છે. કરકસરની ખરેખરી રીતે તો લાંબા ગાળાના વિચારે જ ગણતરી કરી શકાય, પણ સરકારના વાર્ષિક ખર્ચનાં અંદાજપત્રો ચોક્કસ ધારાધોરણ પ્રમાણે જ ગણાય ત્યાં શું થઈ શકે?

માહિતી અને પ્રસારણ ખાતું યુવવાણી જેવા કાર્યક્રમો માટે પણ આકાશવાણીનાં અલગ મથકો સ્થાપવા ઇરાદો સેવે છે. આજકાલની નાણાભીડમાં યુવવાણી જેવા કાર્યક્રમની જરૂર છે ખરી? પરંતુ માહિતી અને પ્રસારણ ખાતું આ કાર્યક્રમને ખાસ જુદાં ટ્રાન્સમિટરો પરથી પ્રસારિત કરવા માગે છે. ત્રીસ વર્ષની નીચેની જો દેશની વસ્તીના પચાસ ટકા ભાગની વસ્તી હોય તો પ્રત્યેક રાજ્યે આ શ્રોતાઓને માટે કાર્યક્રમો ઘડવા જોઈએ. વિવિધ ભારતીના કાર્યક્રમો માટે જે લો પાવર ટ્રાન્સમિટરોનો ઉપયોગ કરવામાં આવે છે એને બદલે ત્યાં જો વધારે શક્તિશાળી ટ્રાન્સમિટરો વાપરવામાં આવે તો પેલાં સાથેનાં ટ્રાન્સમિટરોને ફાજલ પાડી શકાય. આમ થાય તો યુવકો માટેના ખાસ કાર્યક્રમો ઉપરાંત શહેરના બુદ્ધિશાળી શ્રોતાઓ માટેના કાર્યક્રમો એ ઉપરથી પ્રસારિત થઈ શકે.

હવે પછીનાં કેટલાંક વર્ષો માટે મારા ખ્યાલ પ્રમાણે નીચે પ્રમાણે પાયાનો ઘાટ હું સૂચવું છું:

* રાજ્યની પ્રજાઓ માટે માહિતી અને મનોરંજનની એક વિશાળ યોજના.
* આખા દેશ માટે વિવિધ ભારતીના કાર્યક્રમ, મિડિયમ વેવ.
* એક સ્થાનિક આકાશવાણી સેવા લગભગ અઢીસો લો પાવર મિડિયમ વેવ ટ્રાન્સમિટર પર ગ્રામજનો માટે કાર્યક્રમ પ્રસારિત કરે અને એમાં શિક્ષણ અને સમાચારના હેતુઓ જળવાય. ઉપરાંત વિવિધ ભારતીમાંથી અથવા પ્રાદેશિક કેન્દ્રમાંથી મનોરંજનના કાર્યક્રમો પ્રસારિત થયા કરે.
* શહેરોનાં કેન્દ્રોમાંથી થોડાં લો પાવરનાં મિડિયમ વેવ ટ્રાન્સમિટર મારફત શાસ્ત્રીય સંગીત, અંગ્રેજીમાં વિચારશીલ વાર્તાલાપો અને એ જ પ્રકારની

ચર્ચા, અને બહુ મોટાં શહેરમાં ત્યાંની બીજી ભાષાઓનાં બુદ્ધિજીવી શ્રોતાઓ માટે પણ એવા જ કાર્યક્રમો નિયોજવા જોઈએ. વળી આ જ ટ્રાન્સમિટરો ઉપરથી શહેરમાં જ્યાં જ્યાં ઔદ્યોગિક કામદારોનાં નાનાં નાનાં જૂથ હોય એમને માટે કાર્યક્રમો અપાવા જોઈએ.

* આકાશવાણીના પ્રત્યેક મથક સાથે સીધો સળંગ ટેલિફોનના જોડાણનો સંબંધ હોવો જોઈએ એ દિશામાં અત્યારે પગલાં લેવાઈ રહ્યાં છે. તે થતાં પોસ્ટ અને ટેલિફોન ખાતા તરફથી તે કામ થોડાં વરસોમાં પૂરું થઈ જશે એમ લાગે છે.

આ યોજનામાં ખર્ચ વધારે આવે પણ તે વધારે લાંબા ગાળાનાં વર્ષોમાં વહેંચી નાખવામાં આવે તો ભારે નહીં પડે. કેટલાંક રાજ્યોનાં કેન્દ્રોમાં તો સારી સગવડો છે જ, એટલે કેટલાક નાના નાના વિસ્તારોને સાંકળી લેવાનું હવે બાકી રહે છે. એમને માટે શક્તિવાળાં ટ્રાન્સમિટરોની જોગવાઈ કરવી જોઈએ. આજે જે પચીસ ઉપકેન્દ્રો મદદમાં લેવાયાં છે, એનાં ટ્રાન્સમિટર સ્થાનિક કામમાં લઈ લેવાં ઘટે; અને આખા ખેતીપ્રધાન પ્રદેશોની જનતા માટે બીજાં બસોની જરૂર પડે તે પણ લેવાં ઘટે. કેટલાંક વિવિધ ભારતીનાં ટ્રાન્સમિટરોને આ કામ માટે ખપમાં લઈ શકાય. લો પાવરનાં ટ્રાન્સમિટરો બનાવવાનો ભારતમાં ખર્ચ રૂ. 1,50,000 આવે છે. એ કંઈ બહુ ન કહેવાય. આ યોજનામાં ખર્ચ વિવિધ ભારતીના કાર્યક્રમો માટે વધારે શક્તિવાળાં મિડિયમ વેવ ટ્રાન્સમિટરો ઊભાં કરવામાં થાય. તે પરદેશથી લાવવાં પડે, અને એ માટે લગભગ દરેકના રૂ. 40,00,000નો પરદેશી હૂંડિયામણ ખર્ચ થાય. આકાશવાણીનાં વ્યાપારી પ્રસારણ આશરે દર સાલ પાંચ કરોડ રૂપિયા તો કમાય છે, અને તે આખા દેશના હિસાબે વધારે કમાશે જ, એમાંથી એ ખર્ચ કાઢવો ઘટે.

આમ આવી પાયાની સંગીન યોજના થકી દરેક શ્રોતાજનને જે મનોરંજન જોઈએ છે તે ઉપરાંત થોડું જ્ઞાન અને ખબરઅંતર જાણવાનો લાભ થશે. જતે કાળે એકને બદલે બે કે તેથી વધુ વેવલેન્થ પર અલાયદો કાર્યક્રમ આપવાની ગોઠવણ થઈ શકે.

એક વાર શ્રોતાઓને સૌથી જરૂરની વસ્તુ શી છે એનો જો નકશો દોરી લેવામાં આવે તો પછી કેવી સાધનસામગ્રી વાપરવી તેનો ઇલેક્ટ્રોનિક એન્જિનિયર તથા નિષ્ણાતોની કમિટીના સભ્યો ઉપર આધાર રહ્યો. વિવિધ ભારતીનાં ટ્રાન્સમિટર કેવા પ્રકારનાં, કેટલાં શક્તિશાળી જોઈએ, અને સ્થાનિક શ્રોતાઓને

ઉપયોગમાં આવે એવાં સાધનો, મિડિયમ વેવ કે શૉર્ટ વેવ એની 'એ. એમ. ઍમ્પ્લિટયુડ મોડયુલેશન, 'એફ.એમ. : ફ્રિકવન્સી મોડયુલેશન,' અથવા 'વી.એચ. એફ : વેરી હાઈ ફ્રિકવન્સી જોઈને અંદાજ કાઢતી વખતે જુદી જુદી જાતના જે રેડિયો સેટ બનાવવામાં આવે છે તે તેની ટ્રાન્સમિટરો મારફત થતાં વિસ્તરણોની ગ્રહણશક્તિનો ખ્યાલ કરી તેનો અંદાજ કાઢવો જોઈએ. હા, ટી. વી.નો વિકાસ તો થાય છે, થવાનો, અને એ ધ્યાનમ ાંરાખી કેટલાંક ટ્રાન્સમિટરો ટી. વી. તથા રેડિયો બંનેમાં ઉપયોગી થઈ શકે, એની પણ ગણતરી રાખવી જોઈએ.

કોઈ પણ કાર્યનો જો ખરેખર સંતોષજનક વિકાસ સાધવો હોય તો સ્પષ્ટ અને વિચારપૂર્વક કરેલી યોજનાને સ્થાને કોઈ પણ પ્રકારના કામચલાઉ ફેરબદલા ચાલી ન શકે.

નિષ્ણાતોની સમિતિ એમને જે ઉત્તમ લાગે તે ભલેને સૂચવે, પરંતુ આખરે તો સરકાર, એટલે કે પંચવર્ષીય યોજનાઓ કરનારું આયોજન પંચ, સરકારનો સંદેશવ્યવહાર અને માહિતી ખાતું તથા પ્રધાનમંડળ જ આખરી સ્વરૂપ માટે તો જવાબદાર છે. એ બધાં મળીને પાકો આખરી વિચાર નહીં કરે ત્યાં સુધી પ્રત્યેક આયોજન થીંગડાવાળું, લાંબા ગાળાના આદર્શોને જોખમમાં મૂકી ટૂંકી દૃષ્ટિનાં ધ્યેયો અમલમાં મૂકનારું થશે. પ્રસારણને અનુરૂપ મૂળ આદર્શો અને ધ્યેયને આધારે જ એ આયોજન અમલમાં મુકાવું જોઈએ. કોઈ પણ સમયે જો સત્તા બદલાતી રહે તો તે સત્તા કે એની સાધનસામગ્રી કે વિચારશ્રેણી પ્રમાણે ફેરફાર ન થવા જોઈએ. પૂરતાં સાધનો ન હોય કે પ્રાપ્ત ન થઈ શકે એમ હોય તો વિકાસ સાધવાનો સમયગાળો લંબાવવો જોઈએ. પરંતુ તરત કામચલાઉ હલકાં તકલાદી કામો શરૂ કરવામાં ખોટો બેહૂદો ખર્ચ થાય છે; કારણ આખરે તો એ કામચલાઉ કામને ઉકરડા ભેગું જ કરવું પડવાનું છે. સરકારની અનિશ્ચિત્ત નીતિને લઈને લાંબા ગાળાનાં કામો અળગાં રાખવામાં આપણને ભારે વ્યય થાય છે અને રેડિયો અને ટી. વી.નો વિકાસ રૂંધાયો પણ છે. ઉપરાંત જ્યારે જ્યારે કોઈક બનાવોમાં સરકાર આકાશવાણીના ઉચ્ચ અધિકારીને કામને અમલી બનાવવા અરધીપરધી સત્તા આપવાનું નક્કી કરે છે ત્યારે તો કોઈ પણ યોજના અમલમાં મૂકવાનું મુશ્કેલ બની જાય છે.

# ૩. કાર્યક્રમો

આકાશવાણી અને એના પ્રસારણની સામાન્ય ચર્ચા આપણે કરી. એમાંથી મૂળ વાત જે તરી આવે છે તે અંકુશ. એ અંકુશ સરકારી ખાતાનો હોય કે સ્વતંત્રપણે કામ કરનારી લોકમંડળીનો હોય. ઘણા લોકોને એના બંધારણની કે એની વહીવટ-વ્યવસ્થાની કે નાણાખર્ચની પડી નથી હોતી. લોકોને તો સાચા તાજા ખબર, મનોરંજન, અને જેમને જોઈએ તેમને માહિતીની જરૂર હોય છે. અંકુશ વિશે ચર્ચા કરતા આકાશવાણીના કાર્યક્રમો પાછળના હેતુઓ વિશે, એના પ્રસારણના ચોકઠા વિશે, અને એમાંથી એ હેતુઓ કેટલા પાર પડ્યા અને ક્યાં સફળતા મળી તથા ક્યાં નિરાશા સાંપડી એ પરત્વે ધ્યાન દોરીએ.

આકાશવાણીનું રોજિંદું પ્રસારણ રાક્ષસી કદનું છે. 24 કલાકમાં 700 કલાક! જાત જાતની ભાષા, લોકભાષા, ઉપભાષાઓ અને જુદા જુદા પ્રાંતોનું સાંસ્કૃતિક વૈવિધ્ય જોતાં આ 700 કલાકમાં પાર વિનાની વિવિધતા પણ છે. શ્રોતાઓ અને વિવેચક જે ટીકાઓ કરે છે એ પરત્વે કાર્યક્રમોની રજૂઆત અને એ કઈ રીતે પ્રસ્તુત થાય છે તે જોતાં એનાં બધાં પાસાં વિશે વિગતવાર વિવેચના કરવી એ કેવળ અશક્ય કામ છે. સંગીતકારો, નાટકલેખકો અને એ ભજવ-નારાઓના, વાતચીત કરી જનારાઓના વ્યક્તિગત કાર્યક્રમો વિશે વારંવાર નિયમિત વિવેચના થતી જાણવા-વાંચવા મળે છે, એટલે એ વિશે અહીં કશું વધારે લખવાની જરૂર નથી. આકાશવાણી જે પદ્ધતિથી કલાકારોની ચૂંટણી કરે છે તે અને એનું મૂલ્યાંકન કરવા જે કસોટીઓ કરે છે તે, ભારતના શાસ્ત્રીય સંગીતને જે રીતે પ્રોત્સાહન આપે છે, હળવા સંગીત માટે કહેવાય છે તે મુજબ તે તરફ બેદરકાર રહે છે તે, વાર્તાલાપ આપનારાઓ, ચર્ચામાં ભાગ લેનારાઓ, રૂપકોમાં ભાગ લેનારા, સહકારી નીતિ ઉપર એના પક્ષમાં કે વિપક્ષમાં કે સદંતર ટાળીને એવા જ વાર્તાલાપના કાર્યક્રમો છે તે વિશે પણ વારંવાર ચર્ચાઓ થયા કરે છે. આ બધા માટે જે નીતિ અખત્યાર કરવામાં આવે છે તે વિશે સમાલોચના કરવામાં રસ તો પડે. કેટલીક વાર એક નીતિ અપનાવે અને એ જતે કાળે ફરી પણ

જાય, તદ્દન ઊલટી થઈ જાય એવું પણ બન્યું છે – બને છે. તે વિશે પણ લખવામાં મજા તો પડે. પણ હું એ બધાને છાંડી આકાશવાણીના કાર્યક્રમો, કાર્યક્ષમતા, પાછળનાં ધ્યેયો — ધ્યેયો છે કે નથી તે — આકાશવાણી જે પ્રકારના કાર્યક્રમો પ્રસ્તુત કરે છે એના નકશા વિશે, એના નિયંત્રણ વિશે અને એકંદરે વહીવટી ખાતાની ઊણપોને લઈ આ કાર્યક્રમોના ગુણધર્મો પર કઈ રીતે અસર થાય છે તે વિશે કંઈક વિવેચના કરીશ.

આકાશવાણીના કાર્યક્રમો ઉપર ઘણું વિવેચન તો વજૂદ વિનાનું હોય છે, જેમને વિદ્વત્તાભર્યા કાર્યક્રમોમાં રસ હોય એવી વ્યક્તિઓ માટે પણ કેટલાક શાસ્ત્રીય સંગીતના, સાહિત્યના અથવા ચાલુ પરિસ્થિતિ ઉપર વિવેચનાના કાર્યક્રમો હોય છે જ. એકંદરે કાર્યક્રમોનું ધોરણ બહુ ઊંચું તો નહીં જ, દરેક વખતે જ્યારે એની ઉપર ચર્ચા ચાલે ત્યારે થોડા કાર્યક્રમો સારા હોય તોપણ નબળા જેવા કાર્યક્રમોને ઉતારી પાડવા પર બધા મંડ્યા રહે છે. લાંબા ગાળાના હિસાબે જો કાર્યક્રમોની રજૂઆત નિયોજાઈ હોત તો જે જીવ વગરના કાર્યક્રમો અપાયા કરે છે અને જેની ટીકાઓ થાય છે તેવા કાર્યક્રમો જ ન અપાત. સંદેશવ્યવહાર અને માહિતી ખાતામાં એવી લાંબા ગાળાની યોજનાના અભાવે ગમે તેમ ઢંગધડા વિનાનાં ટ્રાન્સમિટર-કેન્દ્રો ખડાં કરી દેવાયાં, એમ જ એવી લાંબા ગાળાની નીતિને અભાવે અથવા કેવા પ્રકારના કાર્યક્રમોની રજૂઆત કરવાની છે એની સૂઝને અભાવે, આકાશવાણીની નીતિ એકધારી રહી નથી; અને છે તેમાં અણધારી મુસીબતો પણ ઊભી થઈ રહી. સરકારી અહેવાલોમાં અને બીજાં એવાં પ્રકાશનોમાં નીચે પ્રમાણેનાં ધ્યેયવાળી કાર્યક્રમોની નીતિની જાહેરાતો થયા કરી છે :

(1) જાહેર જીવનમાં જે અગત્યનાં વહેણો અને વિકાસ પ્રવર્તમાન હોય તેને પ્રગટ કરવાં.

(2) માહિતી અને શિક્ષણનું પ્રદાન કરવું.

(3) સાંસ્કૃતિક અને કલાત્મક અભિવ્યક્તિનું આકાશવાણીને માધ્યમ બનાવવું.

(4) મનોરંજનના ક્ષેત્રમાં શ્રોતાઓની જરૂરિયાત અને રસ પ્રમાણે એમને સંતોષવા.

(5) સરકારની રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય નીતિનાં રહસ્યો સ્પષ્ટ કરવાં.

આ હેતુઓ વાંધો લેવા જેવા તો નથી, પણ મોટે ભાગે અસ્પષ્ટ, પાકા આકાર વિનાના છે, એથી તે અર્થ વગરનાં બની રહે છે. આ કાર્યક્રમો કોને માટે છે? અને જાહેરજીવનમાં કયા પ્રવાહો અને વિકાસતત્ત્વોને પ્રગટ કરવાનાં છે? શિક્ષણ અને મનોરંજન વચ્ચેનો મેળ, સમતોલપણું કેટલું? શ્રોતાઓની

જરૂરિયાત શી રીતે જાણવી? આવા આવા સવાલો ઉપર આ હેતુઓ થકી કોઈ પણ પ્રકારનો ખુલાસો નથી. નક્કર નીતિનું મૂળભૂત તત્ત્વ તો જે જે પ્રકારના શ્રોતાઓને લાભ આપવાનો છે, તે જૂથની સ્પષ્ટ વ્યાખ્યાઓ આપવી, કેટલા કલાક એ પ્રકારના કાર્યક્રમો રજૂ થઈ શકે એની પાકી સગવડ છે તે જાહેર કરવું, અને જે જે જૂથને લાભ આપવાનો છે તે જૂથોમાંથી સૌથી પહેલાં કોને એ સેવા આપવાની છે તેના તબક્કા પણ નક્કી કરવા. આ દેશમાં ભાતભાતના લોક, એમાં ચોક્કસ પ્રમાણમાં વ્યાખ્યાઓ આપી સ્પષ્ટતા ન કરીએ તો કયા પ્રકારના શ્રોતાઓ માટે આ કાર્યક્રમ છે એની લગીરે સમજણ ન પડે, અને કાર્યક્રમો એવા અપાતા રહે કે જે થકી કોઈને કશો લાભ ન મળે.

આ પછી શ્રોતાવર્ગને શેમાં રસ પડે છે, એમની શી શી જરૂરિયાતો છે, એ વિશે સંશોધન તૈયાર હોવું જોઈએ. કાર્યક્રમો રજૂ કરનારી ટોળી ગમે તેટલી હોશિયાર હોય તોપણ શ્રોતાઓના પ્રકાર વિશે એમના અધ્ધર ખ્યાલો કામ ન આવે, એમની શી જરૂરિયાતો છે તેનો કયાસ એમને ન મળે.

જુદાં જુદાં મથકોના કાર્યક્રમોનાં તૈયાર ચોકઠાં શ્રોતાજનોની કેવી માગણી તથા પ્રત્યાઘાતો છે એના સંશોધન ઉપર ઘડાયેલાં હોવાં જોઈએ. પ્રસારણની ભાષા, જુદી જુદી જાતના કાર્યક્રમોનો સમય ક્યારે અને કેટલો, કેવા પ્રકારના સ્ટુડિયોની એને માટે જરૂરિયાત છે તે, તેના પ્રસારણ માટેનાં સાધનો, અને નિશ્ચિત કાર્યક્રમ માટેના જાણકાર અધિકારીઓ — આ બધું તથા કાર્યક્રમોની નીતિ માટે જો પહેલી બે બાબતો નક્કી થઈ શકે તો પછીની બધી જ નક્કી થાય. પણ આવું કદી બન્યું જ નથી.

## શ્રોતામંડળ

શ્રોતામંડળને ચાર વિશાળ વિભાગોમાં વિભાજિત કરી શકાય. પહેલા વિભાગમાં બહુ નાની સંખ્યા, પણ તે બુદ્ધિશાળી, સમજદાર અને વજનદાર પ્રેરણા આપે એવા અને મનોરંજન પણ પૂરું પાડે એવા કાર્યક્રમોની માગણી કરનારા. આ શ્રેણીમાં એ લોકો બીજાં માધ્યમોનો પણ ઉપયોગ કરે છે. છાપું વાંચે છે, ફિલ્મ જુએ છે, પુસ્તકો ખરીદે છે. બીજા વિભાગમાં શહેરમાં રહેતા મધ્યમ વર્ગના શ્રોતાજનો, અને એમનો સમુદાય બહુ મોટો; એમને મોટા પ્રમાણમાં મનોરંજન જોઈએ, રમતગમતો જોવી પણ ગમે, વચ્ચે ક્યાંક ખબર-સમાચાર મળે તો રાજી. ત્રીજા વિભાગમાં શહેરમાં રહેતા કારીગરો અને એમનાં કુટુંબીજનો. એમને આકાશવાણી જે અને જેટલા મનોરંજનના કાર્યક્રમો આપે એ બધામાં રસ,

એમનું જીવનધોરણ કેમ ઊંચું આવે એ જાણવા પણ રાજી. ચોથા વિભાગમાં સૌથી મોટો સમુદાય, એ જ ગ્રામજનતા, આકાશવાણીના સાચા શ્રોતાજનો, ખબરઅંતર જાણવા, જ્ઞાન સંપાદન કરવા ઇંતેજાર અને સલાહસૂચનો મળે તો તે સાંભળી જીવનધોરણ સુધારવા તૈયાર. જ્યારથી આકાશવાણીના કાર્યક્રમોનું પ્રસારણ શરૂ થયું ત્યારથી મોટે ભાગે આકાશવાણીએ પહેલા બે વિભાગમાંના શ્રોતાજનોને જ સંતોષવા પરિશ્રમ કર્યો છે. બાકીના બે વિભાગો પ્રત્યે ધ્યાન આપ્યું નથી. વસ્તીનો આ સૌથી મોટો ભાગ, એમને જ્ઞાન, સલાહસૂચનોની સૌથી વધારે જરૂર, તે તરફ બ્રિટિશ રાજ્યના જમાનાથી આજની ઘડી સુધી સંપૂર્ણ બેદરકારી. એ પણ આ ખાતાની એક વિચિત્ર ઘટના છે. એમને જીવનમાં મનોરંજનની, આનંદની ઘડીની વધારે જરૂર, તે ભુલાઈ જવાયું છે. અને આપણે આ વિશાળ સમુદાયની સેવા કરી રહ્યા છીએ એવો દાવો કરીએ છીએ. આનાં કારણો પણ સહેજે શોધ્યાં જડી આવશે. ગ્રામજન કે ગરીબવર્ગના લોક કરતાં સરકારને આ શહેરના નગરજનો પોતાની પાસેની મિલકતને લઈને વધારે કર આપે છે. આમ સરકારને સૌથી વધારે કમાણી આ વિભાગ તરફથી મળે છે. એટલે જ તો સવાલ એ ઊભો થાય છે કે જો આ ગ્રામજનતાનો ઉદ્ધાર કરવો હતો તો શરૂઆતના સમયથી જ થોકડેબંધ સસ્તા રેડિયો સેટ શા માટે બનાવવામાં ન આવ્યા, એને બદલે જેને જરૂર છે એની જરૂરિયાતોનો વિચાર કર્યા વિના જેઓ લાઇસન્સની રકમ ભરી શકે એનો જ વિચાર શા સારુ કર્યો?

**કાર્યક્રમની જાતભાત :**

પચીસ વર્ષો પહેલાં આકાશવાણીના જે શ્રોતાજનો હતા, જે વર્ગમાંથી એ સંખ્યા ઊભી થઈ હતી તે જ પરિસ્થિતિ આજે પ્રવર્તે છે. એટલે કાર્યક્રમોનો નકશો પણ એ જ રીતે લટકતો રહ્યો છે. દાખલા તરીકે મુંબઈનું મથક જ લો. 1938નું ઇન્ડિયન લિસનર લો, અને 1974નું આકાશવાણીનું ચોપાનિયું સરખાવો. તો ફક્ત યુવાવાણીના કાર્યક્રમમાં અને એક વધારાની ચેનલ સિવાય ઘાટમાં કશો ફરક જોવા નહીં મળે. હા, કેટલાક કાર્યક્રમોમાં સમયની વધઘટ જોવા મળશે, અથવા એમની ફ્રિકવન્સીમાં વધારો-ઘટાડો જોવા મળશે. ગુજરાતી, મરાઠી કાર્યક્રમોમાં અંગ્રેજી કરતાં વધારો, વધારે સમાચારપત્રકોનું વાચન, દિલ્હીથી વધારે સંખ્યામાં રીલે પણ. જુનવાણી પાયાના નકશામાં સમૂળા ફેરફાર જોવા નહીં મળે. આનો અર્થ એટલો જ કે ભારત સ્વતંત્ર થયા બાદ

આકાશવાણીના માળખામાં નીચેના સ્તરના શ્રોતાઓ માટે સાંભળવાના લાભમાં કશું કદી કોઈએ વિચાર્યું જ નથી. મોટા ભાગના શહેરી કાર્યક્રમો ફક્ત ધનાઢ્ય અને અર્ધદગ્ધ ધનિકો માટે જ પ્રસારવામાં આવતા જણાશે.

## 1. પ્રાદેશિક સેવાઓ:

એની ભાત આ પ્રમાણે જોવામાં આવશે; મૂળ કેન્દ્રના સ્થાનિક કાર્યક્રમો, વિવિધ ભારતીના કાર્યક્રમો અને રાષ્ટ્રીય કાર્યક્રમો. દેશની મુખ્ય ભાષા બોલતી વસ્તીના વિભાગ અને ત્યાંના સંસ્કારી જીવન પરત્વે એમની જરૂરિયાતો પોષવાના ધ્યેય સાથે શરૂઆતના સમયથી આકાશવાણીની રચના થઈ હતી. પછી તો શ્રોતાજનોમાં વિવિધ પ્રકારની ભાષા બોલનારા જાણવામાં આવતા. કેટલાક દેશોમાં છે એમ એક જ કેન્દ્ર ઉપરથી બધાને લાયક કાર્યક્રમ પ્રસારિત થઈ નહીં શકે, એવું લાગતાં વાર લાગી નહીં. મૂળ વિચાર તો પ્રત્યેક મુખ્ય ભાષા માટે એક મથક, પ્રત્યેક રાજ્ય માટે એકેક કેન્દ્ર અને કેન્દ્રીય સરકાર હેઠળ ચાલતા પ્રદેશો માટે એક કેન્દ્ર પૂરું પાડવાનો હતો. આજે 45 મથકો છે, એમાં 25 મદદનીશ પેટા-મથકો, એ મારફત 19 ભાષાઓમાં પ્રસારણ અને 135 લોકબોલીમાં પ્રસારણ થઈ રહ્યાં છે.

પ્રત્યેક કેન્દ્ર ઉપરથી મુખ્ય મુખ્ય પ્રકારના કાર્યક્રમો પ્રસારિત થાય છે. સમાચાર, સંગીત, વાર્તાલાપ, ચર્ચા, નાટક, રૂપકો, કાવ્યવાચન તથા ખેડૂતો, કામદારો, બાળકો અને એવા ખાસ પ્રકારના શ્રોતાઓ માટેના કાર્યક્રમો તે જુદા. આ કાર્યક્રમો દ્વારા કેન્દ્ર ત્યાંની ભાષા બોલનારા સૌ કોઈને લાભ મળે એ હેતુથી પ્રસારણકામ કરે છે. દરેક કેન્દ્ર ઉપરથી જે મોટા પ્રમાણમાં વિવિધ પ્રકારના સંગીતના તેમ જ વાક્-વ્યાપારના કાર્યક્રમો રજૂ કર્યા છે તે જોતાં એ દિશામાં શ્રોતાઓના રસ જાગ્રત તો કર્યા જ છે, ઉપરાંત એ સંબંધમાં સભાનતા પણ આણી છે. અને બીજા કોઈ માધ્યમ થકી આ પરિણામ લાવી શકાત નહીં. સાહિત્યની કક્ષાએ એના ગુણદોષ ગમે તે હોય, સંગીતમાં અને નાટ્યક્ષેત્રે આ માધ્યમે સારી જાગૃતિ આપી છે, એટલું જ નહીં પણ જે કોઈ કદી સામાન્ય સંજોગોમાં સંગીતની તરજોની બાંધણી ન કરત અથવા નવાં નાટકો ન લખત તે લખતા તો થયા છે.

પ્રત્યેક ભાષાવાર કેન્દ્ર ત્યાંના સંસ્કારમય જીવનનાં દર્શન તો કરાવે છે; એ પ્રમાણે એનો નકશો ઘડાયો અને એની રજૂઆત પણ થાય છે. એમાં રાષ્ટ્રીય

મહત્ત્વના કાર્યક્રમો અને સમાચારવાચન દિલ્હીથી રીલે થાય એટલું જ બહારનું એમાં આવે છે, બાકી બધા કાર્યક્રમો સ્થાનિક મહત્ત્વના જ હોય છે.

## 2. વિવિધ ભારતીના કાર્યક્રમો:

ગંમત તો જુઓ કે આકાશવાણીમાં 1950ના દાયકામાં ફિલ્મ સંગીત નાબૂદ કરવા માટે જે મૂળ નવો કાર્યક્રમ ઘડાયો તેમાંથી વિવિધ ભારતી શરૂ થતાં એમાં જ ફિલ્મી ગીતો શ્રોતાજનોનો લોકપ્રિય વિષય બની રહ્યો. ત્યારે આ પ્રકારના સંગીતને ગામઠિયું અને હલકું ગણવામાં આવ્યું અને એકાએક એ પ્રકારનું સંગીત બંધ કરવા તાબડતોબ હુકમો છોડવામાં આવ્યા હતા. પરિણામે સિલોન રેડિયો ઉપરથી ઘણા શક્તિશાળી શૉર્ટ વેવ મથકેથી એ પ્રકારના ફિલ્મી સંગીતના કાર્યક્રમોની શરૂઆત થઈ. આ વળી વ્યાપારી કાર્યક્રમો હતા. એમાં જાહેરાત અને ફિલ્મી ગીતો જ. અને એ ભારતીય શ્રોતાજનોમાં એટલાં બધાં લોકપ્રિય બની ગયાં કે આકાશવાણીમાં શ્રોતામંડળનું સંશોધકતંત્ર જે કંઈ હતું એણે તરત તારવી આપ્યું કે સ્થાનિક કેન્દ્રો સાંભળવામાં સ્થાનિક શ્રોતાજનોની સંખ્યા ઘણા મોટા પ્રમાણમાં ઘટી ગઈ છે.

આકાશવાણીના મૂળ દફતરમાં ગભરાટ તે એવો કે તરત જ ઉતાવળે જે કંઈ ચર્ચા થઈ એમાં રેડિયો સિલોનને પડકારવા મનોરંજનનો નવો જ કાર્યક્રમ શરૂ કરવાનું નક્કી કરવામાં આવ્યું. 2 ઑક્ટોબર 1957ને દિવસે દર સપ્તાહમાં રોજ પાંચ કલાક અને દર રવિવારે અને રજાના દિવસોમાં સાડા સાત કલાક એ કાર્યક્રમ મુકરર કરવામાં આવ્યો. જે ફિલ્મ સંગીતને તરછોડવામાં આવ્યું હતું એના 60 ટકા, અને બાકીનામાં ભક્તિસંગીત, હળવું સંગીત, નાના પ્રકારની નાટિકાઓ, કાવ્યવાચનો રાખવામાં આવ્યાં હતાં. તરત મુંબઈ અને મદ્રાસમાં બે ઘણાં શક્તિશાળી ટ્રાન્સમિટરોને અલાયદાં રાખી એ ઉપર કાર્યક્રમો શરૂ કરવામાં આવ્યા.

એની તરત જ અસર થઈ, સિલોન સાંભળનારાઓની સંખ્યા ઘટવા માંડી અને આકાશવાણીના શ્રોતા પાછા આ તરફ વળ્યા, પણ આકાશવાણીને ધારી હતી એટલી અસર તો ન થઈ. અહીં એક પાકો અનુભવ થયો એ એ કે આકાશવાણી ઉપરથી પ્રસારિત થતા શૉર્ટ વેવના કાર્યક્રમો રેડિયો સિલોનના કાર્યક્રમ જેટલી સહેલાઈથી મળતા એટલી સહેલાઈથી તે ન મળ્યા, એટલે તારવણી એ કાઢવામાં આવી કે વિવિધ ભારતીના કાર્યક્રમો જો મિડિયમ વેવ

ઉપર પ્રસારિત કરવામાં આવે તો જ રેડિયો સિલોનના કાર્યક્રમોની લોકપ્રિયતા ઘટાડી શકાય. આખા દેશને મિડિયમ વેવ થકી આવરી લેવા માટે સારા પ્રમાણમાં પૈસો જોઈએ, અને પરદેશી હૂંડિયામણ પણ જોઈએ. એટલે આપણે આગળ જોયું તેમ આ ભૂલ – ઓછી શક્તિનાં મિડિયમ વેવ મથકો ઊભાં કરવામાં આવ્યાં તે ભૂલ – આમ નડી, એ થકી ફક્ત શહેરોના જ શ્રોતાજનોને લાભ મળ્યો.

સાઠના દશકાની શરૂઆતમાં 17 નવાં ટ્રાન્સમિટરો કામમાં લેવાયાં, અને કાર્યક્રમો સાંભળવાની પ્રથા આકાશવાણીના લાભમાં બદલાવા માંડી. 1964ના આંકડાઓ પ્રમાણે 80 ટકા દિલ્હી અને લખનૌમાં, 76 ટકા બેંગલોરમાં, 67 ટકા અમદાવાદમાં, 46 ટકા મદ્રાસમાં, 41 ટકા કાલિકટમાં વિવિધ ભારતીના કાર્યક્રમો સાંભળનારાઓ પણ. પુખ્ત ઉમરના 54 ટકા શ્રોતાઓ હજી રેડિયો સિલોનના કાર્યક્રમ સાંભળતા રહ્યા.

આજે મુંબઈ અને મદ્રાસનાં બે શૉર્ટ વેવ ટ્રાન્સમિટર પર લગભગ રોજના બાર કલાક વિવિધ ભારતી પ્રસારિત થાય છે, અને એમાં 27 મંદશક્તિવાળાં મિડિયમ વેવનો મદદગાર મથકો તરીકે ઉપયોગ કરવામાં આવે છે. આમ શહેરોમાં, શહેરોની આસપાસ મિડિયમ વેવ પર એ કાર્યક્રમ સંભળાય છે. પણ જ્યાં શૉર્ટ વેવ નથી પહોંચતો ત્યાં ઘણા વિશાળ પ્રદેશવાળા શ્રોતાઓ એ સાંભળવા થકી વંચિત રહે છે.

હા, પ્રસારણ લોકપ્રિય તો છે જ, પરંતુ આકાશવાણીના ખુદ સંચાલકોમાં કેટલાક માને છે કે આવાં કેવળ ફિલ્મી રેકર્ડનાં ગીતોના કાર્યક્રમો તો ગમે ત્યાં ગમે ત્યારે લોકપ્રિય થાય, આખો દિવસ વગાડો તોયે લોકોને ગમે પણ એનો અર્થ શો ? વાત સાચી છે. રેડિયો સિલોનના પડકારમાં તો પ્રાદેશિક કાર્યક્રમોને સુધારી પ્રસારિત કરી દેવા જોઈતા હતા કે વિવિધ ભારતીનો કેટલોક વર્ગ પણ એ સાંભળવા પ્રેરાત, એમ પણ ઘણાને લાગ્યું છે. નવી તરેહના કાર્યક્રમો લોકપ્રિય થાય એ રીતે નિયોજવા જ હતા, તો કેવળ ફિલ્મી ગીતો સિવાય પ્રાદેશિક કાર્યક્રમોમાંથી પણ ઉપયોગી થાય એવા, અને એના મૂળભૂત કાર્યક્રમોને આંચ ન આવે, એ રીતે હળવા મનોરંજક કાર્યક્રમોના પ્રસારણ માટે લાંબા ગાળાની યોજના વિચારી કાઢવાની જરૂર હતી. હિન્દુસ્તાની અને કર્ણાટકી હળવા સંગીતમાંથી, નાના નાના ટુચકાઓ અને વાર્તાકથાઓ, જુદાં જુદાં કેન્દ્રોમાંથી પ્રસારિત થતાં નાટકોમાંથી પસંદ કરી એનું હિન્દી રૂપાંતર કરી એ પ્રકારના કાર્યક્રમો ભારતમાંથી સારા પ્રમાણમાં પ્રસારિત કરી શકાત. હળવા સંગીતના

કે મનોરંજક કાર્યક્રમો પ્રાદેશિક કાર્યક્રમોમાંથી વિવિધ ભારતીને ઉપયોગમાં લાગે એવા ભાગ્યે જ મળી શકે, કારણ આવા કાર્યક્રમો અનેક પ્રકારના થતા હોય છે. એમાં તત્ત્વસત્ત્વ ઉપરાંત એની રજૂઆત પણ જુદી હોય છે; છતાં સમયના ગાળા પૂરવા એમાંથી ઉપાડી પેલામાં ઉપયોગ થતો રહે છે. મૂળ વાતે વિવિધ ભારતીનું જ્યારે સૌથી પહેલાં મંગલાચરણ થયું ત્યારે જ એક સ્વતંત્ર પ્રસારણ તરીકે એનું આયોજન કરવાનું હતું. એની પોતાની સમાચારપત્રિકા, પોતાનું હળવું સંગીત, રમતગમત, અન્ય પ્રકારની વિવેચના તથા આંખે દેખ્યા અહેવાલો, વાર્તાલાપો વગેરે વિચારવા જોઈતા હતા, અને પ્રાદેશિક કાર્યક્રમોથી તે જુદા જ પ્રકારના હોવા જોઈતા હતા. આમ થાય તો જ જેઓને સ્થાનિક કે પ્રાદેશિકમાં રસ પડત તે સીધા વિવિધ ભારતીના કાર્યક્રમો સાંભળવા પ્રત્યે દોરાત.

માહિતી અને પ્રસારણ માધ્યમની સંશોધન સમિતિની ભલામણ મુજબ જરા ડગુમગુ વિચાર કરીને વિવિધ ભારતીમાં જાહેરાતોનું પ્રસારણ કરવાનો ઠરાવ કર્યો. 1967ના નવેમ્બરમાં મુંબઈમાં એની શરૂઆત થઈ. એ વ્યાપારી જાહેરાતના કાર્યક્રમોનું આયોજન બીજાં કેન્દ્રોમાં વિસ્તારવામાં આવ્યું.

પછી વિવિધ ભારતીનાં 18 કેન્દ્રો ઉપરથી રોજના બાર કલાકના કાર્યક્રમોમાં દશ ટકાથી વધે નહીં એ રીતે આ વિવિધ પ્રકારની જાહેરાતો અલગ અલગ સમયે પ્રસારિત કરવામાં આવે છે. દર સાલ આમાં પાંચ કરોડ રૂપિયાની કમાણી થાય છે. બીજાં દસ કેન્દ્રોમાં આ જાહેરાતોનું પ્રમાણ વધારવાથી કમાણી આઠ કરોડની થશે એવો અડસટ્ટો કરવામાં આવ્યો છે.

જાહેર પ્રજાજનોમાંથી તેમ જ પત્રકારોમાંથી નિયુક્ત કરેલા સભ્યોની 'આકાશવાણી જાહેરાત પ્રસારણ સમિતિ' દ્વારા જાહેરાત કરવાની રીત માટેનાં ધારાધોરણ નક્કી કરી એની આચારસંહિતા રચવામાં આવી. આકાશવાણી અથવા ટી. વી. ઉપરથી જાહેરાતો પ્રસારણ કરવાની પ્રથા માટે, એના ફાયદાઓ ગણાવવા માટે ઘણી દલીલો તૈયાર હતી. પરંતુ એ બધી દલીલોમાં આકાશ-વાણીના માધ્યમ ઉપર સંશોધન કરવા બેઠેલી સમિતિને મન એક જ દલીલ સૌથી મહત્ત્વની લાગી, તે એ કે એ થકી જે વધારે કમાણી થશે તે ફાળામાંથી આકાશવાણીનાં કેન્દ્રોમાંના સાધનવિકાસ માટે એ રકમનો ઉપયોગ થશે, અને એ થકી કાર્યક્રમો પણ સુધરતા રહેશે. પણ અફસોસ કે જાહેરાતના કાર્યક્રમોમાં થતી કમાણી આકાશવાણીને ફાળે નથી નોંધાતી. એ તો ભારત સરકારના એકત્રિત થતા ભંડોળમાં જમા થઈ જાય છે. સાત સાત વર્ષોથી આકાશવાણીની

એ રકમમાંથી પોતાના લાભ માટે એ ફાળો વાપરવાની માગ હજી સુધી તો અભરાઈ ઉપર જ અકબંધ પડી રહી છે.

### 3. રાષ્ટ્રીય કાર્યક્રમો :

એને ઉપરનું નામ આપવા જેવી આ હજી કંઈ અલાયદી કાર્યક્રમોની નિશ્ચિત શ્રેણી નથી, પરંતુ મધ્યસ્થ કેન્દ્રમાંથી આ પ્રકારની શ્રેણીસેવામાંથી જુદાં ટ્રાન્સમિટર ઉપરથી પ્રસારિત થતી, વિભાગીય કેન્દ્રો ઉપાડી લઈ શકે એવી યોજના ઘડાઈ શકે, એની આ પ્રાથમિક ભૂમિકા છે. એનું કંઈક રેખાંકન, આછો-પાતળો બંધાયેલો ગર્ભ આજે મોજૂદ છે. બીજા વિશ્વયુદ્ધ વખતે મધ્યસ્થ કેન્દ્રમાંથી જે સમાચાર-પ્રવાહો પ્રસારિત થતા હતા, ત્યારથી એની શરૂઆત થઈ ગણી શકાય. એમાં દેશભરમાં ઉપયોગી થાય એવા અને રાષ્ટ્રીય ઉત્થાનમાં કામ લાગે એવા ઘણી ઘણી જાતના કાર્યક્રમો ઉમેરાતા ગયા છે. આ કાર્યક્રમો અનેક શૉર્ટ વેવ મથકો ઉપરથી પ્રસારિત કરવામાં આવ્યા છે. એટલે પ્રત્યેક પ્રાંતીય કેન્દ્ર પણ એ કાર્યક્રમો ઝીલી પ્રસારિત કરી શકે. આ પ્રસારણો જો રાષ્ટ્રપતિ કે ઉપરાષ્ટ્રપતિના અથવા વડા પ્રધાનનાં દેશભરને ઉપયોગી વક્તવ્યો હોય તો તેનાં પ્રસારણો ફરજિયાત રહ્યાં છે. આ ઉપરાંત કેટલાંક હિન્દી અને અંગ્રેજી સમાચારપત્રકો પણ ફરજિયાત રહ્યાં. ટૂંકમાં, મોટા ભાગના આવા દેશોપયોગી કાર્યક્રમો સૌ કોઈ મથકેથી પ્રસારિત કરાયા જ છે, અને મુખ્ય મુખ્ય ભાષાઓના સમાચાર પણ એ જ રીતે પ્રસારિત કરવામાં આવ્યા છે. 'સમાચાર'-'સમાચારાવલી'—'અગત્યની બાબતો પર પ્રકાશ' અને 'ચાલુ બનાવો' જેવા કાર્યક્રમો માહિતી ખાતામાંથી તૈયાર થઈ પ્રસારિત થાય છે. આકાશવાણીના વડા દફતર તરફથી રાષ્ટ્રીય કક્ષાનાં સંગીત, નાટકો, રૂપકો અને વાર્તાલાપોનું આયોજન થાય છે, અને તે ક્યાં તો કેન્દ્રમાં અથવા પ્રાંતીય કેન્દ્રમાં — જેવી સગવડ-સૂચના—તે પ્રમાણે તૈયાર કરવામાં આવે છે. આ કાર્યક્રમો પાછળ ખર્ચ વધારે, સમય બરબાદ વધારે, તોપણ આકાશવાણીને નિયંત્રણ અને સમિતિબંધનો છે, એટલે આ કાર્યક્રમોનાં પ્રસારણો મોટે ભાગે કેન્દ્રથી પ્રસારિત થતા સામાન્ય કાર્યક્રમો જેવા જ રહ્યા છે.

આ પ્રકારના રાષ્ટ્રીય કાર્યક્રમો દિલ્હીથી શૉર્ટ વેવ ઉપરથી એના સમાચાર દફતર અને દેશબહારના દફતરમાંથી પ્રસારિત થતા કાર્યક્રમો સાથે સંકળાયેલા છે. આ ટ્રાન્સમિટરો દેશના જુદા જુદા વિભાગોમાં એનાં પ્રસારણો વિસ્તારે છે, અને

એ બરોબર સંભળાતાં રહે એની તકેદારી પણ રાખે છે; છતાં ખરાબ હવામાન અને અવકાશી ગ્રહમંડળનાં તત્ત્વોમાં ફેરફારને લઈ દેશમાં એનું પરિણામ જોઈએ એટલું સારું નથી આવતું, અને કદીક તો પૂરું સાંભળવા પણ મળતું નથી. આથી સંગીતના જાણકારોને ઘણી વાર ખીજ પણ ચડે છે, કારણ કે જે એકધારા વહેવા જોઈએ એવા કાર્યક્રમમાં વારંવાર હવામાનની ધાંધાટિયા ખલેલ, પવનને લઈ તરંગોમાં એકાએક ભરતી અને ઓટ, એવાં કારણોને લઈ સાંભળવાની મજા તદ્દન નષ્ટ થઈ જાય છે. આ બધાંનો એક જ ઉપાય છે. આકાશવાણીનાં બધાં સ્ટેશનો જોડે સીધાં યોગ્ય ટેલિફોન જોડાણ હોવાં જરૂરી છે. એ સંબંધમાં આગળ આપણે ઇશારો તો કર્યો જ છે.

છતાં આ રાષ્ટ્રીય ઉત્થાનના કાર્યક્રમો શૉર્ટ વેવ ઉપર બરાબર સંભળાતા તો નથી જ, કારણ અસલથી એની સ્થાપનામાં વૈજ્ઞાનિક ખામીઓ રહી છે. પણ તે ઉપરાંત રાતના 8.15થી 8.45 કે 9.15થી 10.30ના બહુ નાના સમયના ગાળા ખીચોખીચ ભરવા પડે છે. કારણ આ જ સમયે આ ટ્રાન્સ-મિટરો સમાચાર આપવામાંથી નિવૃત્ત હોય છે. હા, એ સમયનો આ ગાળો શ્રોતાજનોને અનુકૂળ એવો સારામાં સારો સમય છે. છતાં પ્રાદેશિક કેન્દ્રો એ જ સમયમાં પોતાના ઉત્તમોત્તમ કાર્યક્રમો રજૂ નથી કરી શકતાં, અથવા જાહેર કર્યા હોય તો દિલ્હીમાં કંઈક બનતાં, ત્યાંથી ગમે ત્યારે હુકમ આવતાં તેને રદબાતલ કરવા પડે છે.

## આકાશવાણીની સમસ્યાઓ :

આ છે આકાશવાણીના કાર્યક્રમોનો નકશો — એ એક દૃષ્ટિએ આપોઆપ દોરાઈ ગયો છે, તો બીજી દૃષ્ટિએ સાધનસામગ્રીના અભાવે અકસ્માત જ એનું એવું સ્વરૂપ ઘડાઈ ગયું છે. એવા સરિયામ આકાશવાણીના કાર્યક્રમો જેને માટે નિયોજાયા છે તે શ્રોતાજનોનું મંડળ તો નાનું છે, છતાં એમને આકર્ષી કેમ શકતા નથી? આપણે ત્યાં શિક્ષણનાં સ્તર ભાતભાતનાં, સંસ્કારનાં સ્તર વિવિધ, બોલાતી ભાષાના પ્રકારો અનેક. એવા દેશમાં કેટલાક પીઢ ટીકાકારોનું કહેવું એમ છે કે કોઈ પણ પ્રકારના રેડિયોના કે ટી. વી.ના કાર્યક્રમો સદાકાળ સૌને ખુશ કદી નહીં કરી શકે. જ્યાં જ્યાં આપણે ત્યાં છે તેના કરતાં વધારે નિકટના વિચાર-વર્તનવાળાં શ્રોતામંડળો છે તે દેશોમાં શ્રોતામંડળોમાંથી જેમને જે રુચે તે જ કાર્યક્રમો સાંભળે છે, અણગમતા જતા જ કરે છે. એટલે એકધારું

વિવેચન આપણે ત્યાં ન મળે તોયે ઘણા કાર્યક્રમો રજૂ કરવામાં ઘણી ઘણી આડખીલીઓ આવી ઊભી રહે છે. અને તેમાં આકાશવાણીને પોતાના સરકારી તંત્ર સામે ઝઝૂમવું પડે છે.

સારા કાર્યક્રમો રજૂ કરવા માટે શું જોઈએ? એક તો યોગ્ય વ્યવસ્થિત વૈજ્ઞાનિક સાધનો, ઉત્તમોત્તમ કલાકારોને હાથ કરવા પૂરતા પૈસા, અને શ્રોતા-મંડળના ગમવા-ન ગમવા ઉપર પાકું સંશોધન કરનાર સંશોધકો. એથી કયા ચાલુ રાખવા અને ન ગમતા કયા બંધ કરવા તેની સૂઝ પડે. કાર્યક્રમો રજૂ કરનારાઓ લાંબી પહોંચ, સમજ અને આકર્ષક કાર્યક્રમો આપી શકે એવા કલ્પનાશીલ, ઉત્સાહી, તાલીમ પામેલા, આ માધ્યમ શું છે એની સૂઝવાળા, કામ કરનારા, હોવા જોઈએ. આ યાદી પ્રમાણે સાધનસામગ્રી ન હોય તો થાય એના કરતાં વધારે કામ માથે ન લેવું. કાર્યક્રમો ઓછા, પણ સંગીન કરવા, એ જ એનો જવાબ હોઈ શકે. જો કાર્યક્રમ પ્રસ્તુત કરનાર નિષ્ણાત જાણકારોની સલાહ પ્રમાણે ન ચાલવામાં આવે અને રાજકારણનાં દબાણો અને બીજાં દબાણો થકી કાર્યક્રમો વિસ્તારતા જ જવાના હોઈએ તો, એ કાર્યક્રમો ધીરે ધીરે બગડતા જ રહેશે, એ આજે છે તેવા થઈ જશે.

આકાશવાણીનાં કેટલાંક મોટાં કેન્દ્રોમાં મોટા પ્રમાણમાં સારા સ્ટુડિયો છે, એમાં સાધનસામગ્રી પણ છે. એ થકી જાતજાતના કાર્યક્રમો રજૂ પણ થઈ શકે, પણ ઘણાં કેન્દ્રોમાં શરૂઆતમાં ઉતાવળે ભાડાના મકાનમાં બાંધેલા સ્ટુડિયો છે, અને એમાં તે જમાનમાં જે જાતની સાધનસામગ્રી મળી તે જ આજે મોજૂદ છે. દિલ્હી કેન્દ્રના સ્ટુડિયો પણ ત્રીસ વર્ષ જૂના તો થઈ ગયા છે. હા, એમાં સાધનો વારંવાર બદલ્યા કરવામાં આવ્યાં છે, છતાં એક સ્ટુડિયોમાંથી બીજા સ્ટુડિયોમાં કશો અવાજ જવો ન જોઈએ તોપણ જે સાંભળવાનું હોય તે કરતાં બીજા વિવિધ ધ્વનિતરંગો ચોડ ચડે એ રીતે અંદરથી ફૂટી નીકળે છે, અને કાર્યક્રમ સાંભળવામાં વારંવાર ખલેલ થયા કરે છે. વળી દિલ્હી કેન્દ્રમાં, તેમ જ બીજાં કેટલાંક અગત્યનાં કેન્દ્રોમાં પૂરતી સંખ્યામાં સ્ટુડિયો જ નથી. ત્યાં બરાબર રિહર્સલ કરવાં ફાવતાં નથી. સારા કાર્યક્રમોમાં અંદર બીજું કંઈ સંગીત કે સુધારો ઉમેરવો હોય કે ઉપરથી જોડવો હોય તો તે માટે પૂરતી જોગવાઈ નથી.

ટેપ રેકર્ડર, એક વાર રેકર્ડ કરેલું ફરી વગાડવાની કુદરડી, લાઉડ સ્પીકરો અને માઇક્રોફોન અને એવાં સાધનો અમુક વાર વાપર્યા પછી નકામાં બની જાય છે. આજે જ ટેલિકૉમ્યુનિકેશન – દૂરસંદેશા મોકલવાના વ્યવહારમાં જે ક્રાન્તિનો

જમાનો આવી રહ્યો છે, એમાં આ ખર્ચાળ અને ભભકાદાર દેખાતાં સાધનો ટૂંક મુદતમાં જ જુનવાણી થઈ જાય છે. એ બહુ સાવચેતીથી વાપરવાનાં હોય છે અને એને પૂરતો લાંબા કાળનો આરામ પણ આપવો ઘટે છે, પણ આકાશવાણીનાં કેન્દ્રોમાં આવાં સાધનોની હમેશાં તંગી જ હોય છે, અને એ સાધનો ઉપર વપરાશનો એટલો બધો મારો રહે છે કે આખરે એની શક્તિઓ ઘસાવા માંડે છે.

કેન્દ્રની બહાર જઈ ઉપયોગમાં લેવાનાં હાથ-ઊંચકનાં યંત્રો – સાધનો પણ આકાશવાણી પાસે એટલા ઓછા પ્રમાણમાં છે કે એ થકી બહારનાં ધ્વનિ, વાતચીત, ચર્ચા એમાં યોગ્ય રીતે ઉતારી શકાતાં જ નથી. એની ટાંચને લઈ સારા પ્રોગ્રામો રેકર્ડ કરવાના જતા કરવા પડે છે, અથવા જે થાય છે તેમાં કશો ભલીવાર હોતો નથી.

આ નાણાંનો સવાલ છે તે ખરું, પણ એમાં કોને વધારે પસંદગી આપવી એ પણ વિચારવાની બાબત છે. કયું વધારે ઉપયોગનું? એક નવું ટેપ રેકર્ડર, કે દર સાલ યોજાતો સાહિત્યસમારોહ? આ બેનો ખર્ચ લગભગ સરખો જ આવે છે.

એ જ પ્રમાણે આકાશવાણી જે ફી આપે છે તે પણ અગ્રતાનો સવાલ છે. આકાશવાણી માટે જે નાની રકમો ફાળવવામાં આવે છે એ કરતાં વધારે જરૂરની અને ઉપયોગી યોજના પાછળ સારી એવી રકમો આપવામાં આવે છે, એ હરીફાઈનો સવાલ છે, પરંતુ જ્યાં મૂળ મૂડી જ નાની હોય ત્યાં આજે જે રીતે રકમો નાહકની વેડફાય છે તેમાં સમજદારીથી કરકસર થઈ શકે. આકાશવાણીનાં અંદાજપત્રો અને રકમોની ફાળવણીની હવે પછીનાં પ્રકરણમાં ચર્ચા કરીશું, પણ કોઈ પણ આકાશવાણીના કાર્યક્રમોની ચર્ચા જો કલાકારોને જે આપવામાં આવે છે એ બાબતમાં ફેરફારો નહીં જ થવાના હોય તો એ ચર્ચાનો કશો અર્થ જ રહેતો નથી.

હા, સંગીત વિભાગના કલાકારોની છેલ્લાં ત્રીસ વર્ષમાં ક્યારેક ફી વધારવામાં આવી છે, પણ વાર્તાલાપ વિભાગમાં તો અસલ જે લાયોનલ ફિલ્ડને રૂ. 25 મુકરર કરેલા તે જ આજે ચાલુ છે. રાષ્ટ્રીય સંગઠનના વાર્તાલાપ માટે, અને થોડા બીજા માટે વળી કેન્દ્રના નિયામકની રજાથી રૂ. 100ની ફી આપવામાં આવે છે. પણ કેટલાક બીજાને રૂ. 75 કે રૂ. 35 કે રૂ. 40 એમના મોભા-દરજ્જા પ્રમાણે મળે છે. જેમને મોભો કે દરજ્જો કશું જ નથી, તેઓને જે ત્રીસ વર્ષ પહેલાં મળતી તે જ આજે રૂ. 25ની ફી મળતી રહે છે.

નાટક અને રૂપકોની બાબતમાં ક્યાંક જરા સુધારો છે, પણ આકાશવાણી જે ફી આપે છે એ રકમમાં ઉત્તમ કૃતિ સાંપડવી મુશ્કેલ છે. વાર્તાલાપ માટે રૂ. 75 કે રૂ. 100ની ફી આપે છે, તે પણ પત્રકારો પોતાનાં છાપાં માટે એ જ લંબાઈના લેખ માટે આપે છે તેના કરતાં ઓછા છે. વળી એક અગત્યનો મુદ્દો તો સરકારના ધ્યાનમાં જ નથી. જે મામૂલી ફીઓ અપાય છે એ જોતાં કોઈ પણ સંગીતકાર કે નાટકકાર કે વાર્તાલાપ લખનાર એની ઉપર પોતાનો આછોપાતળો પણ જીવનનિર્વાહ ન કરી શકે. એટલે એ પોતાના રોજના સારા ધંધારોજગારની સાથે જે કંઈ થોડા સમયમાં આકાશવાણીનું કામ આટોપે એ માટે એને ઠપકો આપવો એ ઠીક નથી.

વાત આટલેથી અટકતી નથી. આકાશવાણીની નીતિ એવી છે કે કોઈ એક વ્યક્તિ વારંવાર કાર્યક્રમ પ્રસ્તુત કર્યા કરે અથવા 'વાર્તાલાપ' આપ્યા કરે તો એને એની ઉપર આકાશવાણીની કૃપા વરસી ગઈ એવો આરોપ આવે. એને માઇક્રોફોન આગળ આવતાં અટકાવવાનાં પગલાં લેવાય. આથી એની કમાણી ઉપર તો કાપ મુકાય છે જ, પરંતુ આકાશવાણીના કેન્દ્રની બહાર એક લાયક વ્યક્તિ પોતાના ક્ષેત્રમાં નિષ્ણાત થતી અટકે છે. બીજા દેશોમાં આવાં પ્રસારણ કરનારાઓની ટુકડી તૈયાર કરવામાં આવે છે, એમને બિરદાવવામાં આવે છે. એથી જુદી જુદી કક્ષાનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં આ કસબ જાણનારા વધતા રહે છે. પછી તે રમતગમતનું મેદાન હોય, બનતીનું બયાન આપનારા હોય, બીજા કાર્યક્રમો હોય, ચાલુ બનાવો ઉપર વિવેચનાનું ક્ષેત્ર હોય, વિજ્ઞાનનો વિષય હોય, કે નાગરિક જીવનના સવાલો હોય, પુસ્તક-પરિચય કે ફિલ્મની વિવેચના કરવાની હોય, દરેક ક્ષેત્રમાં એક કરતાં વધારે નિષ્ણાતો મળે. વ્યક્તિ અનુભવે જ ઘડાય છે, અને આકાશવાણી પર એ સત્ય સાબિત થઈ ચૂક્યું છે. આવી તકો ઓછી આપવામાં આવે તો આકાશવાણીના કસબના વિકાસમાં આકાશવાણી પોતાની આબરૂ જાળવી રાખવા માગે છે એ બહાના નીચે આ એક નક્કર વિરોધી તત્ત્વ છે.

1938ની આખી ફાળવણીની રકમમાંથી આકાશવાણીએ 31 ટકા કાર્યક્રમો ઉપર ખર્ચી હતી. 1968માં એ ટકાવારી ઘટીને 17 ટકા પર ઊતરી અને મોટા ભાગની રકમ પગારમાં અને નોકરિયાત કલાકારો માટે ખર્ચે છે. 1968-1969ના આકાશવાણીના ખર્ચના નીચે પ્રમાણેનાં કોષ્ટકો જોશો તો જણાશે

કે તે નોકરિયાત કલાકારો પાછળ વધારે ખર્ચે છે તો બહારના કલાકારો પર એના કરતાં પણ ઘણા ઓછા ખર્ચે છે.

| | કુલ ખર્ચ લાખમાં | નોકરિયાત કલાકારો પાછળ | બહારના કલાકારો પાછળ |
|---|---|---|---|
| કલકત્તા | 9.5 | 6.3 | 3.2 |
| મદ્રાસ | 8.0 | 6.5 | 1.5 |
| દિલ્હી | 15.8 | 11.9 | 3.9 |
| વિજયવાડા | 2.7 | 2.5 | 0.2 |
| શ્રીનગર | 4.4 | 4.2 | 0.2 |

જયારે આપણે નાણા-પત્રક ઉપર ચર્ચા કરીશું ત્યારે જોઈશું કે વધારે અને વધારે નાણું દફતરમાં કામ કરનારા અધિકારીઓ પાછળ જ ખર્ચાતું આવ્યું છે. કલાકારો પાછળ જે ખર્ચ થાય છે તેમાંથી પણ એમને વધારે ફી આપવાની જોગવાઈ કરી શકાય. હા, કેટલાક કાર્યક્રમો બંધ કરવા પડે. થોડા કલાક કાર્યક્રમો આવે તો બધાને કલાકારો માટે, દફતરના લોકો માટે, સાધનસામગ્રી માટે, વધારે નાણું ફાળવી શકાય અને કાર્યક્રમો સુધરે. નકામા કાર્યક્રમોથી શ્રોતાજનો કંટાળે છે તે કંટાળે નહીં અને સારા પ્રસારણ કાર્યક્રમોથી રાજી પણ થાય. મૂળ વાતે સ્વાર્થ. નબળા કલાકારોને, પોતાના ગુરુઓને અને જેમની સિફારસથી તેઓ આકાશવાણીમાં દાખલ થયા હોય અને જેઓને ખુશ ન કરાય તો એમની નોકરી જોખમાય એવાઓને પોષવા માટે કાર્યક્રમોના કલાક ઓછા કરવામાં નથી આવતા.

ખુદ આકાશવાણીના અધિકારીઓ એવો મત ધરાવે છે કે કેટલાક કાર્યક્રમો તદ્દન નમાલા, અયોગ્ય છે અને આકાશવાણી જેવી સંસ્થાને શોભે પણ નહીં. આ કાર્યક્રમો શ્રોતાજનો સાંભળતા પણ નથી. એવું જેવું તેવું પણ, જે સશોધન-ખાતું છે તેની ચકાસણી-તારવણીમાંથી જાણવા મળે છે. આ પ્રકારમાં જ પહેલાં તો જે કાર્યક્રમો સરકારી ખાતાંઓ તરફથી આકાશવાણી ઉપર માથે મારવામાં આવે છે તે. દાખલા તરીકે તાડના ગોળની જયંતી. ત્યાંની જાહેર જનતા સાથે સંપર્ક-સંબંધ જાળવનારા અધિકારીઓ આ વિષય ઉપર વાર્તાલાપનો કાર્યક્રમ તો રાખવો જ જોઈએ, એમ જીદ કરે, એટલું જ નહીં પણ ઉપરથી પ્રધાને પણ એ ઉપર વાર્તાલાપ આપવો એવો પણ આગ્રહ કર્યા કરે, અને જો આકાશવાણી એ પ્રસંગ ઉપર રૂપક રજૂ કરવાનું સૂચન કરે તો તરત તે ખુશીથી કબૂલ રાખે

પણ પેલા પહેલા બે વાર્તાલાપો તે રાખવાના જ, એ ઉપરાંત રૂપક પણ ભલે થઈ જાય એમ કહે!

બીજો પ્રકાર 'યુટિલિટી' કાર્યક્રમો. આમાં મન ફાવે તેવા કાર્યક્રમો આકાશવાણી ઉપરથી પ્રસારિત કરવામાં આવ્યા જ કરે છે. એ ઉપયોગના ખરા, પણ એ સાધનોના અભાવે એવા નમાલા થાય છે કે ન થાય તો સારું એમ લાગે. એવી આખી યાદીમાંથી ખપજોગા જે અત્યંત અગત્યના હોય તેની પસંદગી કરવી જરૂરની છે. આમ વિચારી સરકાર પોતાના ખેતીવાડી ખાતાની સુધારણા અર્થે પહેલું ધ્યાન આપે, અને શાળાકીય તેમ જ વિદ્યાપીઠને લગતા કાર્યક્રમો હાલ તરત મોકૂફ રાખે અથવા સૌથી વધારે અગત્યતા કુટુંબનિયોજનને આપે. અને કેટલાક લઘુમતીવાળાઓને ખુશ કરનારા કાર્યક્રમ થોડી વાર મોકૂફ રાખે. આવા નિર્ણય લેવા ખરેખર અઘરા તો છે જ, પણ ઉપાડાય નહીં એટલો બોજ ઉપાડવાથી કોઈ કામ અસરકારક રીતે પાર પડતું નથી.

પછી સાહિત્યસંમેલનો અને કવિસંમેલનોના કાર્યક્રમો કોઈ સાંભળતું નથી, અને એમાં સંખ્યાબંધ કવિઓ અને લેખકોને બોલાવવાનાં ગાડીભાડાં આપવામાં જ મોટો ખર્ચો થઈ જાય છે. શ્રોતામંડળને જે કાર્યક્રમો નથી જ ગમતા તે બંધ કરવા થકી એમને રુચે તે કાર્યક્રમો ગોઠવવા માટે થોડું નાણું પણ ફાજલ પડશે.

હવે શ્રોતાજનોને શું ગમે છે અને શું નથી ગમતું એનું વ્યવસ્થિત દફતર આકાશવાણી પાસે નથી. લોકો શું સાંભળે છે તે જાણવા માટે આકાશવાણીના દફતરમાં કેટલાં સાધનો છે? એની શી વ્યવસ્થા છે? આકાશવાણી ઉપરથી કાર્યક્રમો પ્રસારિત કરવાનો મૂળ હેતુ તો લોકો એ સાંભળતા રહે એ છે, એટલું જ નહીં, પ્રસારણ કરનારાઓ પોતે પણ એ સાંભળે છે કે નહીં તે જાણવું જરૂરનું છે. આ દિશામાં પાકું સંશોધન ન હોય તો સાંભળનારાઓની સંખ્યા ઘટી જાય છે. કોઈ હોદ્દેદારની ધૂન પ્રમાણે કાર્યક્રમો થતા રહે, અથવા લાગવગવાળી વ્યક્તિઓના આગ્રહને વશ કાર્યક્રમો ઘડાતા રહે એવું બન્યા જ કરે છે.

જે કાર્યક્રમો પ્રસારિત થાય છે તેની બહાર અસર શું થાય છે એની પાકી પદ્ધતિએ ભાળ કાઢવામાં ન આવે તો આકાશવાણીના મોટા હોદ્દેદારો એ હકીકતોથી વંચિત જ રહેવાના. અને એના મૂલ્યાંકનથી પણ અજાણ રહેવાના. જાહેર જનતાના શોખ, વલણો જાણ્યા વિના આ અધિકારીઓ કાર્યક્રમો રજૂ કરવાની નીતિરીતિમાં ફેરફાર શી રીતે કરી શકે? કેટલાંક આકાશવાણીનાં કેન્દ્રો એવો ભ્રમ સેવતાં કે દિવસના જેટલા વધારે કલાક કાર્યક્રમો અપાય એટલા પ્રમાણમાં સારું કામ

કર્યું કહેવાય, અને બિલકુલ કાર્યક્રમો નહીં આપવા એના કરતાં ખરાબ આપવામાં કંઈ જ અજુગતું ન ગણાય. પ્રસારણ કરનારાઓ પણ જો ભ્રમ સેવતા હોય તો એમાંનાં શ્રોતામંડળોના પ્રત્યાઘાતો જાણ્યા વિના એમનો ભ્રમ કેટલો પોકળ છે એની એમને જાણ ક્યાંથી થાય ?

આખરના પૃથક્કરણમાં એટલું જાણવા મળે છે કે નાના કર્મચારીઓની આવડતના ધોરણ ઉપર બધા કાર્યક્રમોનાં આયોજનો, એની રજૂઆત અને શી રીતે પ્રસારિત થાય છે એનો આધાર રહે છે. એમને નાના પગાર, અપૂરતી સગવડો, એમના હતોત્સાહને લઈને કાર્યક્રમોની આખી તાસીર બગડતી રહે છે. જે ખાતું કાર્યકરોની બુદ્ધિમત્તાને માન નહીં આપે, એમના જે નવી રીતે નવા ધોરણસર પોતાના કાર્યક્રમો રજૂ કરવા માગે છે એવા નવા વિચારોને અમલમાં મૂકવાની દરખાસ્તોને ન સાંભળે એવા ખાતામાં સારા કામ કરનારઓને કામ કરતાં ફાવતું નથી, અથવા કામ કરતા નથી. આકાશવાણીના કાર્યકર્તાઓ ઉપર પણ બંધનો અને અમુક વસ્તુઓ કરવાના ફરજિયાત હુકમો પાળવાના હોય છે. યોગ્ય માર્ગદર્શનની નેતાગીરી, નિષ્ણાતોની જાણકારી તથા અનુભવો મદદમાં લેવાનાં નહીં, એથી કાર્યક્રમોનું ધોરણ નિઃશંક નીચું ઊતરતું જ રહે. કોઈ પણ વિભાગ લો, કાર્યક્રમની રજૂઆત જાહેર કરે છે તે એનાઉન્સર કે સમાચારપત્રક વાંચે તે પાઠક, કે નાટક પ્રસ્તુત કરનાર કે સંગીતના કાર્યક્રમોની રૂપરેખા ઘડનાર અને આખું આયોજન સંભાળનાર, બધા જ વિભાગોમાં દિનપ્રતિદિન કાર્યક્રમો બગાડતા રહ્યા છે. સુધારા નોંધાતા નથી, એ હવે તો કબૂલ કરવા જેવી ઘટના થઈ ગઈ છે. આમ થવાનાં કારણો હવે પછીનાં પ્રકરણમાં આપણે જોઈશું.

## વાર્તાલાપ અને ચર્ચાચોતરો :

મેં જે સવાલ ઊભા કર્યા છે તે બધી જ જાતના કાર્યક્રમોને ઓછાવત્તા પ્રમાણમાં લાગુ પડે છે. આપણે એક પ્રકાર લઈ એનો દાખલો નોંધીએ, તો એ કેમ બને છે તે સ્પષ્ટ થશે. વાર્તાલાપ અને ચર્ચા, સમાચારપત્રક બાદ આ પ્રકાર સૌથી વધારે શ્રોતાઓ તથા વિવેચકોને દાંતે ચવાયેલો વિષય છે. નાટક સિવાય આકાશવાણીસંહિતામાં 'સ્પોકન વર્ડ' એટલે કે 'બોલાયેલા શબ્દ' એ પ્રકારમાં સંગીતના કાર્યક્રમો સિવાય બધા જ ઉપપ્રકારો આવી જાય છે. સમાચાર સૌથી અગત્યનો વિષય, એ હવે પછીના પ્રકરણમાં ચર્ચીશું, અને એ જ પ્રમાણે જાહેરાત તથા માહિતી આપનારા કાર્યક્રમો શાળાકીય અથવા ખેતીવાડીને લગતા

એવા અમુક જ પ્રકારના જૂથને કામ લાગે એવા કે જે વાર્તાલાપોમાંથી માહિતી કે જ્ઞાન મળે તેવા કોઈ પણ શ્રોતાને કામ લાગે એવા કાર્યક્રમો ઉપર પછીથી ચર્ચા કરીશું.

રાષ્ટ્રીય કાર્યક્રમોમાં વાર્તાલાપો યોજાય છે, તે પ્રમાણે પ્રાદેશિક કેન્દ્રોમાં તેમ જ વિવિધ ભારતીમાં પણ નિયોજાય છે. વિષય, એના ઘાટમાં અને એના પ્રસારણના પ્રત્યેક વિભાગમાં ક્યાંક ફરક જોવા મળે, પણ એનું આયોજન તો એક જ બીબામાં યોજાય છે.

સૌથી પહેલો સવાલ તો એ છે કે આ કાર્યક્રમો કોણ સાંભળનાર છે અને આયોજન તથા રજૂઆત કેવી રીતે કરવાનાં છે. આ પ્રકરણમાં એના વિષય અનુસાર એ ઘણા જ બુદ્ધિશાળીઓ માટે પણ ભારેખમ કે સાહિત્યિક બને છે, અથવા રસ્તે ચાલનારા સામાન્ય માણસ માટે હગાવા કે હાસ્યજનક પણ બને છે. આમાંનાં કેટલાંક પ્રસારણ કયા કાલ્પનિક શ્રોતાઓ માટે થાય છે એ જ કહેવું મુશ્કેલ છે. આ સવાલ સાથે એના આયોજનનો વિધિ સંકળાયેલો છે. દરેક કેન્દ્ર પોતાના 'સ્પોકન વર્ડ'નો નકશો ત્રણ મહિના અગાઉ નક્કી કરે છે. આ બધા વાર્તાલાપનાં ચોકઠાં આકાશવાણીના સૌથી વડા દફતરમાં મોકલવામાં આવે છે. એક જમાનામાં તો વડા દફતરના અધિકારી આ બધા ચકાસી જાય, જુએ કે એમાં બધું સપ્રમાણ છે કે કેમ અથવા એમાં કોઈ વ્યક્તિને વારંવાર તો વાર્તાલાપ મળતા નથી ને, અને હોય એને કાઢી નાખે, પણ જતે દિવસે કેન્દ્રો વધ્યાં, કાર્યક્રમોના આ ખરડા-મુસદ્દા વધ્યા, એટલે હવે તો વડા દફતરમાં આ થોકડા જમા થાય એ ખરું અને અધિકારી એને ઉપલક રીતે જોવાય એટલા જોઈ જાય અને વાત પતે.

આ વાર્તાલાપો નીરસ અને કશા સંબંધ વિનાના હોય છે, તે ફરિયાદમાં તથ્ય છે, કારણ આટલું અગાઉથી એનું આયોજન થઈ જાય છે તે છે. આ વાર્તાલાપોમાં મોટે ભાગે સાહિત્યની કે ફિલસૂફીની કે એવા વિષયોની જ ચર્ચા હોઈ શકે. આટલાં વહેલાં એનાં માળખાં ઘડાય, એટલે કોઈ તાજા સમાચારમાં કોઈ વ્યક્તિ ઝળકે કે કોઈ નવી ઘટના બને, તો એ વિશે તો વાર્તાલાપ થઈ જ ન શકે. વળી અમુક વ્યક્તિ જાણકાર છે કે નિષ્ણાત છે કે રંગીન છે, એને વાર્તાલાપ સોંપવાને બદલે પહેલાં વિષયો નક્કી કરવામાં આવે, પછી એનાં પાસાં – પડખાં ઉપર ત્રણ-ચાર વાર્તાલાપો વિભાજાય, અને પછી એ વાર્તાલાપો કરનાર ગમે તે મુરતિયાને શોધવામાં આવે. આમ કરવા જતાં

ઓછામાં ઓછો અસંતોષ આપી શકે એવી જ વ્યક્તિઓ આમાં ગોઠવાતી સાંભળવામાં આવી છે.

ભારતના આકાશવાણી ઉપરાંત એવાં જ બીજાં કેન્દ્રોનો એવો અનુભવ છે કે જો વાર્તાલાપ આકર્ષક રીતે કરવામાં આવે તો શ્રોતાઓ એ સાંભળે જ છે. ભલે ને એમાં માવોમસાલો બહુ નહીં હોય, એ ઉપરછલ્લી રીતે લખાયો હોય, તોપણ એની રજૂ કરવાની ઢબ સારી હોય તો એ સંભળાય; પણ જો એ ખરાબ રીતે વંચાય તો એથી જેટલો શ્રોતા ચિડાય છે એ કરતાં પહેલો પ્રકાર સાંભળવામાં ઓછો કંટાળાશે. આ સત્ય તરફ આકાશવાણીએ વાર્તાલાપ આપનારની પસંદગીમાં સદા આંખ આડા કાન જ રાખ્યા છે એ હકીકત છે.

વાર્તાલાપનાં તૈયાર કરેલાં કોષ્ટકોમાં કેટલાક વાર્તાલાપો તો કોઈ રાજકીય વ્યક્તિઓને પોતાની સરકારનું વાલીપણું પ્રગટ કરનારાને મોકો આપવા માટે રાખવામાં આવેલા હોય છે. બી. બી. સી.માં વાર્તાલાપની રજૂઆત કરવાના અનુભવો આલેખતાં લાયનોલ ફિલ્ડન પોતાની 'ધ નેચરલ બેન્ટ' નામની આત્મકથામાં લખે છે:

> 'જાતજાતના સંઘ આવે, એમાંય રાજકારણની વ્યક્તિઓ સૌથી ખરાબ. એ લોકો બધા જ જાહેર જીવનમાં કેમ બોલવું તે શાસ્ત્ર અમારા કરતાં પોતે વધારે જાણે છે એવું માને, એ તો ખરું, પણ જો અમે એમનાં લખાણ અને બોલવાની ઢબછબ સુધારવા જઈએ તો તે પોતીકા રાજકીય પક્ષ ઉપર અમે હલ્લો કરીએ છીએ, ટીકા કરીએ છીએ એવું પણ માનવા માંડે.'

આકાશવાણીનો અનુભવ ઉપરની ટીકા કરતાં જુદો નથી. હા, એટલું ખરું કે શરૂઆતના સમયમાં આકાશવાણીના કર્મચારીઓ અગ્રગણ્ય અને અગત્યની વ્યક્તિઓ પાસે પણ અમુક દરજ્જે એમની લેખિત કૃતિઓ આકાશવાણીને અનુરૂપ ભાષામાં લખવા સમજાવી શકતા હતા. જેટલો ભાગ ત્યારે, ભભકાદાર અને ન સમજાય એવો હોય તેને સાદી અને સરળ શૈલીમાં ફરી લખવામાં સફળ થતા હતા, રિહર્સલ કરાવતી વખતે પણ ઘણા ઉચ્ચારના, વાચનમાં લયના, આરોહઅવરોહના, સામો શ્રોતા સમજી શકે એ પ્રકારના ફેરફારો કબૂલ કરાવી શકતા હતા. પણ 1950 પછી, એમાં વાર્તાલાપ આપનાર પોતાની ગમે તે ઢબ હોય એમાં ભલે બોલે, પ્રસારણના માધ્યમને ભલે એ ન જાણે, અને લાંબાં લાંબાં સંયુક્ત વાક્યો આવે તે ભલેને સાંભળનારા સૌને અટપટાં લાગે, તોપણ એની શૈલી સુધારવાનો પ્રયત્ન સરખો કરવાનો નહીં, એવી નીતિ દાખલ થઈ. આ નવી

નીતિનો અમલ થતાં વાર્તાલાપ આપનાર છાપાંમાં કે ચોપાનિયાંમાં જેમ લેખ લખીએ છીએ એમ એ લેખ લખી માઇક્રોફોન સામે વાંચી નાખવું એ જ એનું કામ છે, બીજું કંઈ નહીં, એવું માનતા થઈ ગયા. ગમે તે લખાણ હોય તે સામા માણસોને સંબોધી વાતચીતની શૈલીમાં કહેવા માટે એને ફરીથી તે પ્રમાણે લખવાની જરૂર રહે છે, સભાઓમાં ભાષણો કરવાની શૈલી અહીં નહીં ચાલે. એક જમાનામાં દરેક વાર્તાલાપનું સ્ટુડિયોમાં રિહર્સલ થતું. બોલનાર અને રજૂઆત કરનાર, બંનેના સહકારથી એના લખાણમાં સુધારો થતો, પણ પછી તો એવો સમય આવ્યો કે દરેક વક્તા સ્ટુડિયોમાં આમ રિહર્સલ કરવામાં નાહક સમયનો બગાડ જ છે એમ માનતો થઈ ગયો. આકાશવાણી જે નજીવી રકમ આપે છે તે પણ આ પરિસ્થિતિ માટે જવાબદાર છે.

ઉપર જે ક્રમ કહ્યો તે ઉલટાવી અખતરો કરી જોવા જેવો છે, કદાચ સફળ નીવડે. પહેલાં લાયક વ્યક્તિ નક્કી કરવી, પછી એને ગમતો વિષય. એમાં જે સ્ત્રી-પુરુષો સારા પ્રસારકો હોય, એને જ પહેલાં પસંદ કરી પછી વિષયો માટે પૂછવું. એનો એક અર્થ એ ખરો કે સારા પ્રસારક હોય તે વારંવાર પ્રસારણ કરે, અને એમ કરતાં તે પોતાનું શ્રોતામંડળ પણ ઊભું કરી શકે. આ સિદ્ધાંત મોટે ભાગે જેઓ રાજકારણના કે આર્થિક વિષયની વાતો કરે છે, તેને લાગુ પડે છે. ક્વચિત્ આકાશવાણી આવા કેટલાક પ્રસારકોને લોકપ્રિય નિષ્ણાત બનાવી શકી છે, પરંતુ આ વ્યક્તિ પ્રત્યે આકાશવાણી પક્ષપાત બતાવે છે, એવી લોકસભામાં ટીકા થાય કે તરત જ એને પડતી મૂકવામાં આવે છે. પરંતુ એ શ્રોતાવૃંદમાં લોકપ્રિય બન્યો હોય તો આકાશવાણી 'એ વ્યક્તિ શ્રોતામંડળના કરેલા સંશોધનમાં ઘણા લોકપ્રિય બન્યા છે' એમ જણાવી એ પક્ષપાતને વાજબી પણ ઠરાવી શકે.

વળી કેટલાક લેખકો પોતાનું વક્તવ્ય લખવા જ માગતા નથી, એ લખીને બોલવા કરતાં પોતે લખ્યા વિના એકધારું બોલી જઈ શકે છે એવો દાવો કરતા હોય છે. વળી એ તત્ક્ષણ વધારે સારી રીતે બોલી શકે છે એવો પણ આગ્રહ રાખતા હોય છે. કોઈ એક એવી વ્યક્તિ જવલ્લે જ મળી આવે જે એમ બોલી શકે. વાત એ છે કે આ પ્રસારકને બાંધ્યા સમયમાં જે કહેવાનું છે તેના તર્કબદ્ધ મુદ્દાઓ અસરકારક રીતે કહી દેવાના હોય છે. લખાણ વિના એક સામાન્ય વ્યક્તિને માટે પોતાના વિચારો આ રીતે દર્શાવવા એ બહુ સહેલું કામ તો નથી જ. જેઓ પૃથ્વીપટે પ્રખ્યાત પ્રસારક થયા છે, એ લોકોને શબ્દની

કિંમત છે, ક્યાં થોભવું તે તેઓ જાણે છે. શ્રોતાઓના મગજમાં શું ઉતારવું તે એ બરાબર સમજે છે. એવી કુદરતી બક્ષિસ તેમનામાં હોય છે. અને એ શીખવી શકાતી નથી. એટલે એ લોકો પોતાના લખાણને કેમ રજૂ કરવું એનાં રિહર્સલો કરે છે, જરૂર લાગે ત્યાં લખાણ કાપે છે. આમ એક સામાન્ય પ્રસારક જહેમત અને ખંતથી મોટો લોકપ્રિય પ્રસારક થાય છે. મોટા ભાગના વાર્તાલાપ આપનારા-ઓને રેડિયો માધ્યમ માટે આ પ્રકારની લેખનકલા શીખવવાની જરૂર હોય છે. બીજો સવાલ એ છે કે આકાશવાણીએ શ્રોતાજનો આ વાતચીતના કાર્યક્રમ માટે શું ધારે છે તે જાણવા પ્રયત્ન કર્યો છે, અને કર્યો હોય તો એમની માગ અને વલણ ધ્યાનમાં રાખી આકાશવાણીની નીતિરીતિમાં કોઈ ફેરફાર કર્યા છે ખરા ? છેક શરૂઆતના સમયથી વાર્તાલાપ અંગ્રેજીમાં હોય કે ભારતીય ભાષાઓમાં હોય, એ બહુ જ ઓછા શ્રોતાઓ સાંભળે છે, એવું આકાશવાણી પાસે જે કંઈ નાનું પણ સંશોધક દફતર છે, એમણે આટલી વાત તો નિતારી જ આપી છે. આ બાબતમાં ભારત કોઈ નવા પ્રકારનો દેશ નથી, પરંતુ આ પરિણામ જાણ્યા પછી તો વાર્તાલાપના કાર્યક્રમો ઓછા રાખવા જોઈતા હતા, અને તે બરાબર મઠારી રેડિયોને લાયક લખાણોમાં ઉતારી યોગ્ય રીતે એની રજૂઆત થવી જોઈતી હતી. આ થકી તત્ક્ષણ શું બની રહ્યું છે એ વિશેની શ્રોતાઓની જાણકારી વધત, અને એવી બાબતોમાં વધારે રસ લેતા થઈ શકત.

1938માં દરેક કેન્દ્રમાં વાર્તાલાપ રાખવાની પ્રથા દાખલ કરવામાં આવી. પછી તો એમાં દિલ્હીથી રીલે થતા વાર્તાલાપનો વધારો થયો. એટલે રોજના એક વાર્તાલાપને બદલે એનો પોતાનો એક વાર્તાલાપ ઉપરાંત પુસ્તક-સમીક્ષા કે લોકસભાની સમીક્ષા કે કંઈ અગત્યના બનાવ ઉપર વિવેચના, એમ ચર્ચા-વાર્તાલાપ વધ્યા. વળી દર રવિવારે ચાલુ બનાવો ઉપર સમીક્ષા પણ દાખલ થઈ. કેટલાક દિવસોમાં તો સાંજે ચાર ચાર વાર્તાલાપો જ્યારે શ્રોતા નિરાંતે આરામ લેવા માગે ત્યારે એના કાન ઉપર ઝીંકાવા માંડે !

રોજનો એક વાર્તાલાપ ઠીક છે, અને તે શરૂઆતના કાળમાં, ત્યારે 'સ્પોકન વર્ડ'માં વાર્તાલાપ કે સમાચાર એટલામાં સમાવેશ થતો, ત્યારે વાર્તાલાપ માટે એક અલાયદો સ્ટુડિયો ફાજલ રાખવામાં આવતો. આજે તો હાથ-ઊંચકનાં ટેપરેકર્ડર મળે છે, એ થકી જેનું જીવન જિવાય છે એવું એ થકી રેકર્ડ થઈ શકે છે, એમાં શ્રોતાઓને જીવંત રસ પણ ખરો, પરંતુ સાહિત્યિક કે તત્ત્વજ્ઞાનની, શ્રોતાઓને જેને સંબંધ નથી એવી વાતોમાં એમને શો રસ ? અને એથી એવી

વાતો કેવળ વખતના બગાડ તરીકે જ નીવડે છે. પરંતુ સ્ટુડિયો બહાર કરેલા રેકર્ડિંગ માટે બીજી પણ ઘણી સગવડોની જરૂર રહે છે. આકાશવાણીનાં કેન્દ્રો પાસે વાહનની તો હંમેશાં તંગી, એટલે સ્ટુડિયોમાં ટેપને મઠારવાની, કાપકૂપની સગવડ રહી, એટલે વાર્તાલાપો તથા ચર્ચાના કાર્યક્રમો સ્ટુડિયોમાં કરેલા જ ફાવે છે.

શ્રોતાજનોના પ્રત્યાઘાત જાણવા માટે એક વિભાગ હોત તો સમાચારપત્રકો તેમ જ બીજા એ જાતના કાર્યક્રમો પરત્વે પણ આકાશવાણીને એ પત્રકોની ભાષા સંબંધી નીતિ નક્કી કરવા સૂચનાઓ આપી શક્યો હોત. આકાશવાણીનું ખાતું ભાષાના સવાલ ઉપર તો એના શરૂઆતના સમયથી જ એ દર્દ થકી અકળામણ અનુભવતું આવ્યું છે. અને જેમ સમય વધતો ગયો તેમ એ દર્દની પીડા ઘટવાને બદલે વધી ગઈ છે. જ્યાં સુધી પહોંચે ત્યાં સુધી એમના સંદેશા અને માહિતીવ્યવહાર વિસ્તારવાનું આકાશવાણીનું ધ્યેય છે. 19 મુખ્ય ભાષાઓમાં અને 135 લોકબોલીઓમાં એ કાર્યક્રમો યોજે છે, છતાં એ સંખ્યામાં વધારો કરવા, અને છે તે કાર્યક્રમો વધારવાની માગણી સતત ચાલુ જ છે. જે કેન્દ્રોમાંથી આવી માગણીઓ આવે છે ત્યાં જેઓ એ વિસ્તારમાં મુખ્ય ભાષાઓ બોલે છે, સમજે છે તે જૂથના સભ્યો જ આવી માગણીઓ કરે છે. તો આકાશવાણી, આવી કેટલીક માગણીઓને નાના નાના ટુકડાઓમાં કોઈ કોઈ વાર અવારનવાર કાર્યક્રમો ગોઠવી સંતોષે છે. દાખલા તરીકે એ જાતનો એક કાર્યક્રમ ત્રીસ મિનિટ માટે સપ્તાહમાં એક વાર ગોઠવે છે.

આ કોયડો કેમ ઉકેલી શકાય તે આપણે વિચારીએ. જે વિસ્તારમાં કેન્દ્ર હોય ત્યાં એક કરતાં વધારે ભાષાઓ બોલાતી હોય તો, એમાંથી કઈ ભાષાને પહેલી પસંદગી આપવી એનો નિર્ણય કરવો જરૂરી છે. મુંબઈ કેન્દ્રમાં મરાઠી, ગુજરાતી, કોંકણી, સિન્ધી, હિન્દી, ઉર્દૂ અને અંગ્રેજી ભાષાઓ ઘણી મોટી સંખ્યામાં બોલાય છે. આ બધી ભાષાઓમાં કાર્યક્રમો પ્રસ્તુત કરવા કેન્દ્ર પાસે એટલી જુદી જુદી ચૅનલો જોઈએ, નહીં તો નાનકડો કાર્યક્રમ આપી મન મનાવવા જેવું લાગે. હવે બૅંગલોર કેન્દ્રના વિસ્તારમાં કેટલાક બીજા પ્રાંતોના લોકો રહે છે, જે ત્યાંનાં કારખાનાં-ઉદ્યોગોમાં નોકરી કરે છે. તેમની જરૂરિયાત પૂરી કરવા જો તેમની ભાષામાં કાર્યક્રમો આપવામાં આવે તો કન્નડભાષી લોકો વાંધો ઉઠાવે.

હવે સિન્ધી ભાષા લો. આખા દેશમાં વિસ્તરેલા બહુ નાની સિન્ધી

વસ્તીના ટુકડાઓ તે બોલે છે. એમને કાર્યક્રમોનો લાભ શી રીતે આપવો? એક સપ્તાહમાં ફક્ત 30 મિનિટ કાર્યક્રમ યોજવા થકી એમનાં મન સંતોષાતાં નથી, અને એ થકી વધારે કાર્યક્રમ નિયોજો તો મુખ્ય કેન્દ્રના બધા કાર્યક્રમો ઉપર ખરાબ અસર થાય છે.

હવે આદિવાસીઓની લોકબોલી લો. તેના બોલનારાની થોડા હજારની સંખ્યા. એમનો આકાશવાણીના એક માધ્યમથી જ સંપર્ક સાધવો એ જ ઉત્તમ માર્ગ છે? અને એમ કરવામાં જે ખર્ચ આવે તે વાજબી છે?

આટલા ઉપરથી જોઈ શકાશે કે આવા સવાલો હલ કરવા સરકારે પાકી ગણતરી અને વિચાર કરી કયા કેન્દ્રમાંથી કેટલી ભાષાઓમાં કાર્યક્રમો રજૂ કરવાના છે તે નક્કી કરી દેવું. આજે એ જાતના નિર્ણયો અડુકદડુક રીતે રાજકારણના દબાણ હેઠળ લેવાય છે, એ ઠીક નથી.

અલબત્ત, પ્રત્યેક કેન્દ્ર માટે ચેનલો વધારી આપવી જોઈએ. એ થકી મૂળ ભાષામાં તો કાર્યક્રમો સારી રીતે આપી શકાય, પણ શ્રોતાજનોની સંખ્યાને ગણતરીમાં લીધા વિના તે પ્રાંતની પ્રત્યેક નાની નાની ભાષાઓમાં જો પ્રસારણ કરવામાં આવે તો કેટલી ચેનલોની જરૂર પડે, તો ક્યાં અટકવું?

નીતિ નક્કી કરવા માટે કેટલીક નક્કર હકીકતો ધ્યાનમાં લેવાવી જ જોઈએ. પહેલાં તો, જે લોકબોલી છે તે વિકાસના કયા તબક્કામાં છે તેનો વિચાર કરવો ઘટે. વાર્તાલાપો અને સમાચારપત્રકોમાં નવા ખ્યાલો, સંસ્થાઓ, સમાજના પ્રવાહો વિશે ઉલ્લેખો આવ્યા કરે, એ સંબંધી ભારતની ઘણી ભાષાઓમાં જાણકારી નહીં જેવી હોય છે. કેટલીક લોકબોલીઓ બીજી ભાષાઓ કરતાં પોતાની બોલીમાં વહેલું ગ્રહણ કરી લે છે, અને વિકસે પણ છે. કેટલીક બોલીઓને માંહોમાંહે વ્યવહાર પૂરતી જ કામમાં લેવામાં આવે છે, અને કેવળ પ્રાથમિક દશામાં જ છે. લોકબોલી વિકાસને માર્ગે ન ચડવાની હોય તો એ માટે આકાશવાણી કોઈ પણ પ્રકારની સંગીન મદદ નહીં કરી શકે. આકાશવાણી એવી ભાષાઓના નવા શબ્દો ઉમેરી એ જે શબ્દકોશ વધારી આપે એ થકી તો એને ન સમજાય એવી અટપટી બનાવી મૂકશે. ભાષાનો વિકાસ અને એમાં ફેરફાર તો એને બોલનારાઓ કરી શકે.

બીજી વાત, સરકારે કઈ ભાષામાં એનાં જૂથોએ નવા પ્રવાહો, નવી શબ્દરચનાઓ અપનાવી અને વિકસાવી છે, એનો તાગ કાઢી એને પ્રોત્સાહન આપવું જોઈએ. ભાષાઓનું વૈવિધ્ય જેમ બને તેમ ઓછું થાય એ તો આપણે

સૌ કોઈ ઇચ્છીએ છીએ. પણ એમ કરતાં મોટી સંખ્યાની પ્રજાને પોતાના આંતરિક-બહિર્ વ્યવહારમાં ક્યાંક નુકસાન ન કરી બેસીએ તે પણ જોવાનું રહે છે.

ભાષાઓનું પ્રમાણ જેટલું બને એટલું ઓછું થાય તે ઉત્તમ; એ એક આદર્શ, એની સામે જે ભાષાઓને લઈ ને અસહિષ્ણુતા, જડ ઝનૂનીપણું, સંકુચિત પ્રાંતીયવાદ એને નમીને એ ફલદાયી નીવડે કે નહીં તોપણ જુદી જુદી ભાષાઓમાં કાર્યક્રમો પ્રસારિત કરતા જવા એ માર્ગ ઠીક છે? એનો વિચાર પણ કરવો ઘટે છે. ત્રીજું, વળી માનો કે એક ભાષા એવી છે કે જે જુદી જુદી રીતે દેશમાં બોલાય છે, તો શ્રોતા એ ભાષાના શુદ્ધ ઉચ્ચારણમાં પ્રસારણ માગે તે માગણી સંતોષવી. રેડિયો અને ટી. વી. બંને સામુદાયિક શ્રોતામંડળ માટે માધ્યમો છે, તો સાહિત્યશુદ્ધિ જાળવવાની જવાબદારી એ આકાશવાણી અને ટી. વી.નાં ઘણાં ધ્યેયોમાંનું એક ધ્યેય છે. દાખલા તરીકે શુદ્ધ હિન્દીના દબાણને લઈ આકાશવાણીએ જે હિન્દી ભાષાનો ઉપયોગ કર્યો, તે ન સમજ્યો મોટો સમુદાય અને ન સમજ્યા શીખેલા-ભણેલા હિન્દીઓ. ભારતના બંધારણમાં એક નાની કલમ એવી છે કે 'હિન્દી ભારતના જે સંગઠિત સંસ્કારના માધ્યમની ભાષા છે, તેમાં બીજા બધા ઘાટનાં મૂળભૂત તત્ત્વોનો સમાવેશ થવો જોઈએ. હિન્દુસ્તાની ભાષામાં તથા બીજી ભાષામાં વપરાતાં શૈલી તથા શબ્દપ્રયોગોનો એમાં ઉપયોગ થયા કરવો જોઈએ. અને જ્યાં જરૂર પડે ત્યાં જ સંસ્કૃત ભાષામાંથી શબ્દપ્રયોગોનો આશરો લેવો ઘટે.' હકીકતે આકાશવાણી જે હિન્દી ભાષા વાપરે છે તેમાં ખુદ હિન્દી ભાષા બોલનારા જે શબ્દપ્રયોગો કરતા તે બદલી સંસ્કૃતમાંથી નવા ઉપજાવી એનો ઉપયોગ કરતા થઈ ગયા છે, અને સામાન્ય બોલચાલમાં કદી વપરાતા નથી, એવા પ્રયોગો છે. સરકારી અધિકારીઓ તેમ જ પ્રધાનોએ તો વારંવાર જાહેરમાં કહ્યા કર્યું છે કે હિન્દી ઝપાટાબંધ વિશાળ પ્રદેશમાં વિસ્તારવી હોય તો બીજી ભાષામાંથી ઢગલાબંધ શબ્દો એમાં આમેજ કરી લો. પરંતુ આકાશવાણીની હિન્દી ભાષા પ્રત્યેની નીતિ એક જાણે અલાયદા કાયદા જેવી છે. બંધારણની કલમમાં તો સૂચનાઓ અને સરકારે જાહેર કરેલી નીતિને ટોલ્લે મૂકી દીધાં છે. હિન્દી ફિલ્મો લોકપ્રિય છે, કારણ કે એમાં સામાન્ય માણસ જે હિન્દી અને ઉર્દૂ બોલે છે તેના સરળ અને સમજાય એવા વાક્યપ્રયોગો એમાં વપરાય છે. આથી એક જમાનામાં જે હિન્દુસ્તાની કહેવાતી એવી જ ભાષા ત્યાં

પ્રચલિત છે, તો આકાશવાણીએ સાહિત્યના કે સાંસ્કૃતિક કાર્યક્રમોમાં ભાષા સિવાય આ હિન્દુસ્તાની જેવી મિશ્ર ભાષાનો વપરાશ શા માટે ન કરવો જોઈએ?

જે હિન્દીને માટે કહ્યું તે બીજી ભાષાઓ માટે પણ થોડેઘણે અંશે લાગુ પડે છે. આકાશવાણીએ જે સાહિત્યની અને ઉપરથી આલંકારિક ભારે ભારે શબ્દોવાળી ભાષામાં સમાચારપત્રકો રજૂ કરવા માંડયાં, ત્યારથી સમાચાર સાંભળવાને ઉત્સુક શ્રોતાઓની મોટી સંખ્યાએ સમાચાર સાંભળવા છોડી દીધા. વિશાળ જનતા માટે સાંભળવાના કાર્યક્રમો એક નાનો ભણેલો વર્ગ પોતે જ સાંભળીને કેમ રાચે છે એનો આ એક વધારે દાખલો આપણે નોંધ્યો.

જાહેર જીવનમાં કામ કરતી ગમે એટલી મોટી વ્યક્તિ હોય તોયે એને એકલાને આકાશવાણીની ભાષાનીતિ નક્કી કરવાનો હક નથી. ઇંગ્લંડમાં તો એક જ અંગ્રેજી ભાષા છે, તો ત્યાં, બી.બી.સી.એ પોતાના આદિકાળમાં સમિતિ નીમી, એમની પાસે દેશમાં ભાષાના કયા પ્રયોગોથી પ્રસારણ કરવાં કે જેથી વધારેમાં વધારે શ્રોતા એનો લાભ લઈ શકે એ નક્કી કરવા કહ્યું. બર્નાર્ડ શૉ કેટલાંયે વર્ષો સુધી એ કમિટીના સભ્ય હતા. આકાશવાણીએ જુદી જુદી વ્યક્તિઓને પૂછી તેમ જ જુદાં જુદાં મંડળોની સલાહ લઈ ભાષાના તેમ જ એને લગતા વિષયો પરત્વે પોતાની નીતિ નક્કી કરવી જોઈએ.

અમુક વ્યક્તિને વાર્તાલાપ માટે કેટલી વાર બોલાવવી, અથવા એની પાસે કેવી ભાષાનો ઉપયોગ કરાવવો, અથવા એ જાતના કાર્યક્રમોનું આયોજન તેમ જ વાતચીતના વિષયો તેમ જ એ વાર્તાલાપ કરનાર એ બધું આકાશવાણીના અધિકારીઓને સોંપવું જોઈએ, પણ જ્યાં કશી નીતિ જ ન હોય ત્યાં નિર્ણયો ઢંગધડા વિનાના લેવામાં આવે છે અથવા તો લાગવગવાળી વ્યક્તિઓની સિફારસથી લેવામાં આવે છે. એમાં ચર્ચાત્મક વિષયો વિશે તો મહદંશે ઉપર કહ્યા પ્રમાણે જ બને છે.

સામાન્ય શ્રોતાઓની, 'કાર્યક્રમો નબળા અને જેમ તેમ એની રજૂઆત થાય છે' એવી ફરિયાદ હોય છે, બુદ્ધિશાળીઓ અને રસપૂર્વક સાંભળનારાઓ 'સરકાર પોતાની વારંવાર જાહેરાત કર્યા કરે છે,' એવી ફરિયાદ કરે છે. રાજકારણ, અર્થશાસ્ત્ર, પરદેશી સત્તાઓ સાથેના સંબંધો, નાગરિક જીવન કે સામાજિક જીવનના સવાલો એવા બધા વિષયો ઉપર સરકારી વાર્તાલાપોને પડકારનાર, અથવા એની સમીક્ષા કરનારના વિચારો સાંભળવા ન મળે એટલે

તો એ વિષયો ઉપર વાર્તાલાપો સાંભળવામાં ઉત્સાહ રહે નહીં. આકાશવાણીની આવી સાંપ્રદાયિક પ્રચારનીતિ વિશે તો છાપાંઓમાં તેમ જ લોકસભામાં ઘણા દાખલા જાહેર કરવામાં આવ્યા છે. આકાશવાણીના સમાચારવિભાગના અધિકારીઓએ તૈયાર કરેલા વાર્તાલાપો તથા ચર્ચા-લખાણો તો એકપક્ષી હોય જ, અને એ સરકારી દૃષ્ટિબિંદુઓ જ રજૂ કરનારા હોય એ સમજાય એવી બાબત છે. પણ જે બીજા બહારના બોલનારાઓને બોલાવવામાં આવે છે એમાંના પણ જેઓ સરકારી વલણોને સાથ આપે અથવા સરકારી દૃષ્ટિબિંદુને અનુમોદન આપે એવી વૃત્તિવાળાઓ જ હોય છે. રાજ્ય તથા તેની પ્રજા અને કેન્દ્રની સરકાર વચ્ચે તફાવત છે. આ તફાવત જ્યારે ખ્યાલમાં રાખવામાં નથી આવતો ત્યારે આકાશવાણી કેવળ સરકારી જ સંસ્થા છે એવું સૌ કોઈને લાગે. વળી જ્યારે બીજા ખાતાના અધિકારીઓ પણ આકાશવાણીના માધ્યમ મારફત પોતાના ખાતાના કામકાજોનો પ્રચાર કરવા હકથી દબાણ કરે ત્યારે તો આકાશવાણી પૂરું સરકારી તંત્ર છે એ ખ્યાલ વધારે નક્કર બનતો રહે છે. આ ખાતાંઓ તરફથી પ્રચાર-વાર્તાલાપો તદ્દન નીરસ અને ફુટકળ હોય છે, છતાં આકાશવાણી એને નકારી શકતી નથી.

આકાશવાણી ઉપરથી થયેલા વાર્તાલાપની સમાલોચના કરશો તો એમાં સરકારી યોજનાઓ અને એની નીતિ વિશે ભાગ્યે જ કોઈ ચર્ચા-ઇશારા જોવા મળશે. એટલું જ નહીં પણ વિદ્યાપીઠો, નગરપાલિકાઓ અને એવાં બીજાં જાહેર કામો વિશે પણ એ પ્રકારની ચુપકીદી જોવા મળશે. જાહેરમાં બનતા બનાવોની ચર્ચામાં જ જાહેર જનતાનાં મન ઉશ્કેરાયેલાં રહે છે, અને એ જ જો, આકાશવાણીના ક્ષેત્રથી બહાર રાખવામાં આવે તો શ્રોતાને બીજી બધી વાતો અર્થ વિનાની લાગે તો એમાં આપણે એનો વાંક કાઢી શકીએ નહીં.

છેવટે વાર્તાલાપો નિયોજવાનું ધોરણ એના નિયોજકો કઈ રીતે એને પ્રસ્તુત કરે છે એની ઉપર આધાર રાખે છે, અને જે યોજનાઓ કરે એની શક્તિ ઉપર પણ આધારિત છે. આપણે આગળ જોયું તેમ, આકાશવાણીના અધિકારીઓમાં ઊંચામાં ઊંચું ધોરણ રજૂ કરવા ઉત્તમ પ્રકારની જાણકારી નથી. ચારે બાજુ દબાણોને લઈને બધામાં ચાલુ ચીલાને પકડીને ચાલવાની વૃત્તિ પ્રવર્તતી હોય તો એમાં જરા પણ અજાયબ થવા જેવું નથી. રાજ્યસંચાલિત અથવા રાજ્યથી અલગ સ્વતંત્ર ચાલતાં ઘણાંખરાં પ્રસારણનાં કેન્દ્રો ચીલામાં પડ્યા પછી એમાં જ રાજ્યસંપ્રદાયનાં ભક્ત બનીને ચાલતાં રહ્યાં છે.

પરંતુ સમાજ સાંપ્રદાયિક હોય તોપણ, જો લોકશાહીમાં માનતો હોય તો એણે આત્મસંશોધન કરવું રહ્યું અને પ્રસારણનો ધર્મ લોકમત કેળવવામાં ફાળો આપવાનો હોય તો વિરોધમતને રજૂ કરવા, સાંભળવા તત્પર રહેવું રહ્યું. જ્યાં એકહથ્થુ સત્તાધીશોનું રાજ્ય હોય ત્યાં જ વિરોધાત્મક મતો છાપાંમાં, પુસ્તકોમાં, ફિલ્મોમાં અને બીજાં કોઈ પણ માધ્યમોમાં જાહેર કરવા દેવામાં આવતા નથી. આથી બેવડો ગેરલાભ થાય છે. પહેલી વાત તો રાષ્ટ્રીય કામમાં મહત્ત્વના જાહેર પ્રશ્નો ઉપર વાદવિવાદ અને ચર્ચાનો લાભ મળતો નથી અને બીજે, શ્રોતાઓને સરકારી દૃષ્ટિબિંદુ સમજવામાં અને સ્વીકારવામાં વિશ્વાસ બેસતો નથી.

આ સંબંધી એટલું બધું લખાયું છે કે એ વિશે જેટલું વધારે કહીએ એટલું ઓછું છે. એક સૈકા કરતાં પણ વધારે સમય પહેલાં જૉન સ્ટુઅર્ટ મિલે આ વિષયમાં આખરનો બોલ કહ્યો છે:

> ‘જે રાજ્ય પોતાના પ્રજાજનોને લાભ થાય એવાં કામો કરવા માટે પણ પોતાના હાથા તરીકે ઉપયોગમાં લઈ એને વામણા બનાવે છે, તે વામણા માણસોથી કોઈ પણ મોટાં કામો પૂરી રીતે પાર નહીં પડે, એટલું સત્ય તો એ તારવી શકશે જ.’

# 4. સમાચાર અને વિવેચના

ભારતની વસ્તીના પાંચ ટકા ભાગ જ છાપાંઓ વાંચે છે, પરંતુ આકાશ-વાણી સામે અનેક આડખીલીઓ છે અને રેડિયોના સેટ ધરાવનારાઓની સંખ્યા નાની છતાં આશરે 1,50,00,000 ઘરોમાં રેડિયોના સમાચાર સાંભળી શકાય છે. ઘણે ઠેકાણે આ આકાશવાણીના સમાચાર એ જ એક એમને સમાચાર મેળવવાનું સાધન છે. એમાં જે સામુદાયિક ટોળામાં સમાચાર સાંભળે છે તેની સંખ્યા ઉમેરો, અને જેઓ સમાચાર સાંભળે છે તે બીજાને તે સમાચાર કહે તેની સંખ્યા ઉમેરો તો રેડિયો સમાચાર સાંભળનારાઓની સંખ્યા ઘણી મોટી થશે. આકાશવાણીનું સમાચાર પ્રસારક ખાતું દુનિયાભરમાં જે મોટાં મોટાં એવાં ખાતાંઓ છે એમાંનું એક વિશાળ તંત્ર ગણાય છે; અને દેશમાં જ્યાં સાંભળવાની જોગવાઈ છે ત્યાં આકાશવાણીના કાર્યક્રમોમાં સમાચાર સૌથી વધારે સાંભળવામાં આવે છે. દેશમાં જ્યારે કટોકટીનો સમય આવે છે ત્યારે રેડિયો ઉપરથી સમાચાર પ્રસારણ એક અતિ અસરકારક વ્યવહારનું સાધન બની રહે છે.

આકાશવાણીના બીજા કાર્યક્રમોની માફક સામાન્ય માણસોની ટીકા સમાચાર માટે પણ અજ્ઞાનથી પ્રેરાયેલી કે અન્યાયથી ભરેલી હોય છે. મોટા ભાગના શ્રોતાઓ સંકુચિત મનના, કોમી લાગણીવાળા અને પ્રાંતીયવાદથી વણસા-યેલા હોવાથી આ પ્રકારની ટીકાકટારો પાંગરતી રહે છે. જેઓ લાગવગવાળા છે તેઓ પોતાને વિશે સમાચારમાં કંઈ નહીં આપે તો અથવા એમને પૂરતું મહત્ત્વ ન મળે તો ફરિયાદ કરતા હોય છે. કેટલીક ફરિયાદો વ્યક્તિઓની અથવા નામઠામનાં નામોમાં શુદ્ધ ઉચ્ચારણ ન થાય એટલે, અને એવી નાની વાતો માટે અસંતોષ જાહેર કરતી હોય છે. પરંતુ સમાચાર ખાતાના વિશાળ કાય કામને એના નિયમિત અને વખતસર પ્રસારણને અંજલિ આપીને અને જરા પણ ઉતારી પાડયા વિના કેટલાક મહત્ત્વના સવાલો છે, એ ઉપર જાહેર જનતાએ ગંભીર વિચારણા કરવાની જરૂર છે.

આગળ ચર્ચા કરી ગયા એ બધાં કારણોને લીધે આકાશવાણીના સમાચાર પ્રસારણ ઉપર એ જ માઠી અસર નીપજે છે, અને એ થકી આકાશવાણીના બધા જ કાર્યક્રમ ઉપર પણ એ જ અસર પહોંચે છે. બીજા કોઈ પણ ખાતા કરતાં આ સમાચારતંત્રના વિભાગમાં જે રીતે એ સમાચાર એકઠા થાય છે, એ ઉપરથી કાચો ખરડો ઘડાય છે. પછી એમાં મઠારકામ, સમારકામ થાય છે, અને આખરના સ્વરૂપમાં એનું પ્રસારણ થાય છે. એમાં એ વિભાગનાં કેટલાક વિચિત્ર પડખાં-પાસાં સરકારી વહીવટ તથા સરકારી નીતિને લઈને સંકળાયેલાં છે. એમાંનું એક, તે બધું જ એક ઠેકાણે કેન્દ્રિત છે. બીજું આ સરકારનો વિભાગ ઉપર સીધો જ અંકુશ છે અને ત્રીજું, એમાં કામ કરનારા કર્મચારી અધિકારીઓ નીમવાની નીતિ, એ થકી સમાચાર સંસ્થામાં નિષ્ણાત એવી વ્યક્તિઓ અહીંથી નથી નીપજી શકતી એ હકીકત છે.

**એકહથ્થુ તંત્ર :**

ફક્ત 1937માં આકાશવાણીનું સમાચારતંત્ર – મધ્યસ્થ સમાચાર ખાતું રચાયું. એને રોઇટર કંપની તરફથી જે સમાચાર મળે તે ઉપરથી સમાચારપત્રકો તૈયાર કરી પ્રસારણ કરે, પહેલાં મુંબઈમાં અંગ્રેજી અને મરાઠીમાં, કલકત્તામાં અંગ્રેજી અને બંગાળીમાં, પછી થોડા સમય બાદ મુંબઈથી મરાઠીને બદલે હિન્દુસ્તાની ભાષામાં સમાચાર આપવામાં આવતા.

દેખીતી રીતે આ કોઈને પણ અસંતોષ આપે એવી પદ્ધતિ બદલીને મધ્યસ્થ તંત્ર ઊભું કરવા સિવાય બીજો ઉપાય નહોતો, કારણ દરેક કેન્દ્ર પોતાના સમાચાર તૈયાર કરે, તેનું પ્રસારણ થાય એના કરતાં એક ઠેકાણેથી એ વિધિ થાય તો વધારે સારું, એમાં દેખીતા ફાયદાઓ પણ હતા. એમ થાય તો સારા જાણકાર અધિકારીઓને એ કામમાં રોકી શકાય અને એકંદરે સચ્ચાઈનું ધોરણ પણ જાળવી શકાય. વળી કેન્દ્રો તો વધવાનાં જ હતાં, અને દરેક કેન્દ્ર પોતાનું સમાચારખાતું ચલાવે તો ખર્ચનો પાર નહીં રહે, કારણ દરેકને એક સરખી સગવડ જોઈએ. વળી તે સમયના ભારતના વહીવટી તંત્ર માટે એકંદર મધ્યસ્થ અંકુશ યોગ્ય પણ હતો.

પહેલાં તો મધ્યસ્થ સમાચાર ખાતું ટેલિફોન લાઇન થકી સાંકળવાનો વિચાર હતો. પણ ખર્ચનો અંદાજ કાઢતાં એ વિચાર પડતો મુકાયો, અને ત્યારથી ટેલિફોન લાઇન્સ પર લાંબા ગાળા ઉપર એવો ભરોસો પણ ન મુકાય એવી પરિસ્થિતિ હતી, એ દ્વારા સમાચારનું પ્રસારણ કરવામાં આ નડતર હતી. એટલે સ્થાનિક

કેન્દ્રો સાથે રિસિવિંગ સેન્ટર જ્યાં બહારથી સંદેશાઓ ઝીલી શકે એવી યોજના સંદેશગ્રાહકો ઊભા કરવાનું ઠરાવવામાં આવ્યું. દિલ્હીથી સીધા અપાતા સમાચાર એમને પહોંચી વળે માટે શૉર્ટ વેવ કેન્દ્રો ઊભાં કરવામાં આવ્યાં.

1939ના પહેલી ઑક્ટોબરને દિવસે બધાં જ કેન્દ્રો ટેલિફોન લાઇનો પર અથવા પોતાના સંદેશગ્રાહકો મારફત દિલ્હીના મધ્યસ્થ સમાચાર-તંત્રમાંથી સમાચાર લેતાં શરૂ થઈ ગયાં. ભારતની હિન્દુસ્તાની સિવાયની કેન્દ્રની ભાષાઓમાં પણ દિવસમાં ત્રણ વાર સમાચાર પ્રસારિત થવા માંડ્યા. ગુજરાતીમાં, તામિલમાં, તેલુગુમાં, બંગાળીમાં અને પુશ્તુમાં. આ વ્યવસ્થા આજે પણ ચાલુ જ છે. ફક્ત વધારો એટલો જ કે જ્યારે બીજાં રાજ્યોમાં કેન્દ્રો ખૂલ્યાં ત્યારે ત્યાં બોલાતી ભાષાઓ એમાં ઉમેરાતી ગઈ.

મધ્યસ્થ સમાચાર-સંસ્થાએ પરદેશી ભાષાઓમાં પણ સમાચારપત્રકો શરૂ કર્યાં હતાં. આકાશવાણીની વિદેશસેવા શરૂ કરવા માટે આ નિમિત્ત પણ કહી શકાય.

જેવું બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું કે તરત આ મધ્યસ્થ સમાચાર-તંત્ર અને પરદેશી સમાચાર બંને એક નામ હેઠળ ચાલતી સંસ્થા બની હતી, પણ 1948 પછી પરદેશ ખાતું ઘરઆંગણાના ખાતાથી જુદું કરવામાં આવ્યું, એને માટે એક ખાસ વડા અધિકારી નીમવામાં આવ્યા, પરંતુ મધ્યસ્થ સમાચાર-તંત્ર ઉપર દેશમાં પ્રસારિત સમાચાર તેમ જ દેશબહાર પ્રસારિત સમાચાર બંને માટે જવાબદારી સોંપવામાં આવી હતી.

તા. 1–10–1975 પ્રમાણે દિલ્હીથી 19 ભાષાઓમાં સમાચાર પ્રસારિત થાય છે. આમાંથી કેટલાંક સમાચારપત્રકો ઘણાં કેન્દ્રો ઝીલે છે, તો કેટલાંક કેન્દ્રો એક કે બે જ સમાચારપત્રકો રીલે કરે છે. દિલ્હીથી આ પ્રસારણ ઘણા તેજ શૉર્ટ વેવ ટ્રાન્સમિટર ઉપરથી દૂર દૂર પહોંચી શકે એ હેતુ ધ્યાનમાં રાખી કરવામાં આવે છે, પરંતુ આપણે આગળ જોયું તેમ શૉર્ટ વેવ ઉપરની મોટા ભાગની રીલે અસંતોષકારક જ નીવડી છે. એમાં એકધારા પ્રવાહ નથી, હવામાં ભરતીઓટની અસરો આવે છે. કદીક તો પ્રસારણ સદંતર બંધ થઈ જાય એવી ફરિયાદો સતત મળ્યા જ કરે છે. આ બધાનો સંતોષકારક જવાબ એક જ છે, પ્રસારણ થઈ શકે એવી ટેલિફોન લાઇનથી દિલ્હી ને બીજાં કેન્દ્રો સાથે જોડવાં. પણ ધરતી ઉપરથી આ પ્રકારનાં જોડાણ કરવામાં લાંબો કાળ વીતી જશે.

આજે મધ્યસ્થ સમાચાર-તંત્ર ગોઠવાયેલું છે. એમાં કેટલીક ખામીઓ છે.

આકાશવાણીએ સમાચાર વિસ્તરણનું જે મૂળ ખોખું રચ્યું છે એને પણ એ ખામીઓ આભારી છે. રોજના બહુ મોટા પ્રમાણમાં સમાચારપત્રકો તૈયાર કરવાં, અને તે પ્રસારિત કરવાં, અને એ માટે પૂરતા કર્મચારીઓ મળે નહીં એથી 1949માં એક 'પુલ' પદ્ધતિ કરવામાં આવી. એમાં મૂળ સર્વ પ્રકારના સમાચારોની એક વિસ્તૃત નકલ બનાવવામાં આવે. સમાચાર ખાતાના મધ્યખંડમાં જુદી જુદી સમાચાર-સંસ્થાઓ તરફથી જે સમાચાર આવે તે, સિમલામાં સ્થપાયેલી આકાશવાણીની તકેદારી રાખનારી સમાચાર-સંસ્થા, એવી જ સ્થાનિક સંસ્થા, આકાશવાણીની જુદી જુદી શાખાઓના સંવાદદાતાઓ, અને ખાસ નિમાયેલા ખબરપત્રીઓ તેમ જ લોકસભામાં થતી ચર્ચાની વિગત પહોંચાડનારાઓ તરફથી જે કંઈ આવે તેમાંથી મધ્યસ્થ તંત્રી અંગ્રેજીમાં એક 'પુલ નકલ' એટલે કે વિસ્તૃત નકલ બનાવે. આ નકલમાં બધા જ પ્રકારના સમાચાર હોય અને એ નકલ જુદા જુદા વિભાગના તંત્રીઓના ટેબલ પર પહોંચે કે એમાંથી તેઓ વિભાગીય સમાચારપત્રક માટે ખપની વસ્તુ પકડી લે, ઉપાડી લે, અને એ નકલ જુદી જુદી પ્રાંતીય ભાષાના અનુવાદકોને પહોંચે, તેઓ એનો તરજુમો કરી પ્રસારિત કરે.

અંગ્રેજીમાં જે સમાચારપત્રક તૈયાર થાય તેના તંત્રીને મોટે ભાગે દેશની સ્થાનિક ભાષાઓનું અથવા એ સંબંધી જ્ઞાન નહીં જેવું હોય છે. વળી એક જ મૂળ નકલમાંથી જુદી જુદી ભાષાઓનાં પત્રક તૈયાર થવાનાં હોય તો, બીજા પ્રદેશોની જરૂરિયાત પૂરેપૂરી રીતે સંતોષાવાની નહીં જ. એટલે આ પત્રકોને એટલી હદ સુધી એક જ બીબા છાપનાં બનાવાયાં હોય છે કે એમાં બધાને પછી કશો રસકસ દેખાતો નથી.

હિન્દી ભાષાઓના અનુવાદ કરનારું જે એકમ છે, તે તેમને જે માલ પૂરો પાડવામાં આવે તેના રિવાજ પ્રમાણે તરત અનુવાદ કરી નાખે, એ રોજિંદા ધારાધોરણ પ્રમાણે હોઈ ડોળવાળો તથા ઉપલકિયો હોય છે. આ કારણથી સમાચારની પસંદગી, એમાં વપરાયેલી ભાષા, અને એની રજૂઆત સંબંધી હંમેશાં ફરિયાદો થયા જ કરતી હોય છે.

આમ દિલ્હીથી નિર્માણ થતા પ્રાદેશિક ભાષાના સમાચારો પ્રાદેશિક વિશિષ્ટતા વિનાના હોવાને કારણે એની ખામીઓ પૂરવા પ્રાદેશિક કેન્દ્રોમાંથી પ્રાદેશિક ભાષામાં સમાચારપત્રકો નિયોજવામાં આવે છે. એ પ્રત્યેક કેન્દ્રની ભાષામાં ત્યાં જ તૈયાર થાય છે અને ત્યાંથી જ પ્રસારિત કરવામાં આવે છે. આ અને દિલ્હીથી પ્રસારિત થતા રાષ્ટ્રીય સમાચાર પ્રત્યેક કેન્દ્રનો સાંભળવાનો ઉત્તમોત્તમ

સમય લઈ લે છે. એથી શ્રોતાઓનો કચવાટ વધતો રહ્યો છે. અને જ્યારે જે કેન્દ્ર ઉપરથી જુદી જુદી ભાષાઓમાં આ પ્રકારનાં પત્રકો પ્રસારિત કરવાનું બને છે ત્યારે તો પરિસ્થિતિ વધારે વિષમ જ બને એ દેખીતું છે. પ્રાંતીય કેન્દ્રો ઉપર સો બુલેટિન 19 ભાષામાં અને 34 લોકબોલીમાં પ્રસારિત થાય છે. વળી જ્યારે રાષ્ટ્રજોગા ખાસ કાર્યક્રમો ઉમેરાય, પ્રાંતીય સમાચારપત્રક પણ ઉમેરાય, એમાં 'ન્યૂસરીલ' સમાચારાવલી આવે, રોજની 'સ્પૉટલાઇટ' – સાપ્તાહિક સમાલોચના, અમુક બાબત પર ખાસ સમાલોચના, અને આજે લોકસભામાં શું બન્યું એની રોજિંદી સમાલોચના પણ ઉમેરાય ત્યારે સારામાં સારો સમય તો આ બધાં સમાચારપત્રકો ખાઈ જાય, સ્થાનિક કેન્દ્રને કોઈ ખાસ મહત્ત્વનો કે ઉપયોગી કાર્યક્રમ યોજવો હોય તો એ ન યોજી શકે. એમને માટે કશો વખત જ ન રહે એ દેખીતું છે.

રાષ્ટ્રીય સમાચારપત્રકમાં બધી જ અગત્યની અને પરદેશની ખબરો પ્રસારિત થતાં પ્રાદેશિક સમાચારપત્રકોમાં બહુ અગત્યના સમાચાર જાણવાના ન મળે. અને ગ્રામજનતાના સમાચાર તે મેળવી શકવાનાં સાધનોને અભાવે તો એને અળખામણા જ ગણવામાં આવ્યા છે. આમ જોઈએ તો પ્રાદેશિક સમાચારપત્રક નથી શહેરના સ્થાનિક શ્રોતાઓને ગમતું, કારણ એમાં કથાનક નાનું હોય છે અને ગ્રામલોકોને પણ નથી ગમતું કારણ એમને જે જોઈએ છે તે એમાં નથી. એ લોકો પંચાયતરાજની ખબરો જાણવા ઉત્સુક હોય છે. વ્યક્તિગત કોઈ ખેડૂતે કંઈ હાંસલ કર્યું હોય, ખેતીવાડીના વિકાસની વાતો થઈ હોય તો એની જ ગેરહાજરી જો અને જ્યારે સંપૂર્ણ સ્થાનિક રેડિયો મથકો શરૂ કરવામાં આવશે, ત્યારે આ મધ્યસ્થ સમાચાર-તંત્ર હેઠળથી મધ્યસ્થ સત્તા આપોઆપ વિખેરાઈ જ જશે.

છતાં, આકાશવાણીના તંત્રમાંથી મધ્યસ્થ સમાચાર-સંસ્થાની નવેસરથી કેટલીક મહત્ત્વની ઉપયોગિતાનો પણ તટસ્થપણે વિચાર કરવો જોઈએ. એક એવી દરખાસ્ત કરવામાં આવી છે કે મધ્યસ્થ સમાચારમાંથી આપવામાં આવતા સમાચાર બંધ કરી સ્થાનિક કેન્દ્રોનો પોતાના શ્રોતાઓની જરૂરિયાત પ્રમાણે પોતાનાં સમાચારપત્રકો નિયોજવાની ગોઠવણી કરવી, અને એ પત્રકોમાં જ રાષ્ટ્રીય સમાચાર આમેજ કરી દઈ એક જ સમાચારનું પ્રસારણ કરવું. વળી, આજે જે મધ્યસ્થ તંત્રમાંથી અંગ્રેજીમાંથી પ્રાંતીય ભાષાઓમાં તરજુમા કરી સમાચારનું વિસ્તરણ થાય છે તે પણ બંધ થશે, પણ એ માટે વિરોધમાં એ પદ્ધતિ ભારે

ખર્ચાળ થઈ પડશે એમ પણ જણાવવામાં આવ્યુ છે. કારણ એ માટે નવેસરથી અલાયદું સમાચાર-તંત્ર, એમાં ટેલિપ્રિન્ટરો, કુશળ તંત્રીઓ, સમાચારને મઠારનારા ઉપતંત્રીઓ, ખબરપત્રીઓ, સંદેશાવ્યવહાર જાણનારા પત્રકારો, સમાચાર ઉપર દેખરેખ રાખનારા અધિકારીઓ એવું બધું ઘણું જોઈ શે. એવું ત્યારે લાગતું હતું ખરૂં, પણ એ મધ્યસ્થ તંત્ર જ્યારે પાકી રીતે ગોઠવાઈ ગયું છે ત્યારે પ્રાદેશિક કેન્દ્રોમાં અધિપતિઓ, પત્રકારો, ખબરપત્રીઓ અને એમને સમાચાર પૂરા પાડનારાં ટેલિપ્રિન્ટરોથી પ્રસાર કરાતા સમાચાર પ્રાદેશિક શ્રોતાઓ માટે વધારે મહત્ત્વના ગણાશે, અને એકંદરે એ એટલું મોઘું નહીં પણ પડે. આ બાબતમાં એક ઘાટ ગોઠવાઈ ગયો છે, માટે નવેસરથી વિચાર જ ન કરવો એ વલણ ઠીક નથી. આકાશવાણીનાં સમાચારપત્રક સૌથી વધુ સંભળાય છે, એટલે એ સંબંધમાં નિષ્ણાતોને રોકવામાં અને સરખામણીમાં ખર્ચ કેટલો આવે એની ફરી ચકાસણી કરવામાં કંઈ ખોટું તો નથી જ.

## સરકારી અંકુશ :

વધારે પડતો મધ્યસ્થ અંકુશ એ જ સમાચાર પ્રત્યે અસંતોષ વધારનારું મોટામાં મોટું કારણ છે. બીજા મોટા દોષોનું સીધું કે આડકતરું કારણ એ છે કે આકાશવાણી એક સરકારી વિભાગ છે.

આનું સીધું પરિણામ એક જ કે દૂધના દાઝ્યા છાશ પણ ફૂંકી ફૂંકીને પીએ, રખેને દાઝી જવાય! એથી કેટલીક વાર તો અગત્યના બનાવો પણ સમાચાર-પત્રમાંથી બાતલ કરી નાખવામાં આવે છે, કારણ સરકારના અવાજ તરીકે કામ કરતું આકાશવાણી એ ખાતાના યોગ્ય અધિકારીની સંમતિ વિના કોઈ પણ સમાચાર પ્રગટ કરી શકે નહીં.

પંડિત નેહરુ જેવાના મૃત્યુના સમાચાર પ્રધાનમંડળની કચેરીની રજા વિના જાહેર ન થઈ શકે એટલે ઠીક સમય સુધી અટકી રહ્યા હતા, અને એ વાત છાપાંએ સારી રીતે ચગડોળે ચડી હતી એ જાણીતી વાત છે. સાચા બનેલા પ્રસંગો વિશે તો ફરજ પર બેઠેલા અધિપતિએ તાબડતોબ નિર્ણય લેવો જ ઘટે, અને એને જો ચીલાચાલુ તબક્કાવાર ઉપરી અધિકારીઓની રજાઓ માગતા જવાની હોય તો એ અધિપતિની ગણના કારકુન જેવી જ થાય.

એક વાર એક કાયદો બનાવ્યો કે કેટલીક વિગતો સરકારી રજા વિના પ્રસારિત ન જ થઈ શકે. એટલે આકાશવાણીના સમાચાર-તંત્રના કાર્ય કરનારાઓ જ્યાં બિલકુલ જરૂર નહીં હોય ત્યાં પણ સરકારી સંમતિ માગવા જવાના જ.

ઘણા દેશોમાં રેડિયો અને ટી.વી.એ ભલભલા છાપાંવાળાઓના સમાચાર પ્રત્યેના એની વિવેચનાના ખાસ લેખો પ્રત્યેનાં વલણો બદલવાની ફરજ પાડી છે. પણ ભારતમાં આકાશવાણીને સૌથી પહેલા તાજા સમાચારો આપવામાં મોખરે રહેવાનો લાભ છે, છતાં તે મોકો એણે ગુમાવ્યો છે. આડત સંસ્થાઓ મારફત વિગતો મગાવવાને લીધે એ જ સમાચાર આડત સંસ્થાઓ દ્વારા જુદી જુદી ભાષાઓ માટે છાપાંઓમાં પણ છપાય છે અને બંનેની ભાષા પણ મોટે ભાગે સરખી જ હોય છે.

સરકારને જે સમાચાર અથવા મતપ્રદર્શન ગળે નથી ઊતરતાં એને ક્યાં તો દબાવી દેવામાં આવે છે અથવા મોળાં કરીને પ્રસારિત કરવામાં આવે છે. એ તો ઠીક પણ કેટલીક વાર સમાચારની દૃષ્ટિએ સરખામણીમાં જેની કશી કિંમત નથી રહી એવા શાસક પક્ષના સમાચારમાં વળી કંઈ વધારે બિનઉપયોગી સમાચાર ભેળવી પ્રસારણ કરવામાં આવે છે. આ કેટલી હદ સુધી થાય છે એનો અંદાજ પણ 1969માં જાહેર મત જાણીને કાઢવામાં આવ્યો છે. આ અંદાજ કાઢનારી એક દિલ્હીની ધંધાદારી સંસ્થા જ હતી. એમના મતે જેટલા સમાચાર સાંભળનારાઓ સાથે પૂછતાછ કરી એમાં 45 ટકાના મતે સમાચાર બિનપક્ષપાતી હતા, 33 ટકાને માટે પક્ષપાતી અને 22 ટકા શ્રોતાઓને એ બાબતમાં કશું કહેવાનું નહોતું. છાપાંવાળા કરતાં જે માધ્યમ વધારે શ્રોતાઓને પહોંચી શકે છે, એમાં એક તૃતીયાંશ કરતાં વધારે શ્રોતાઓને એમ કહે કે સમાચાર પક્ષપાતી હતા, એ કંઈ ઉત્સાહજનક પ્રમાણપત્ર મળ્યું ન જ કહેવાય. સરકારની દૃષ્ટિએ પણ જો એના શ્રોતાવર્ગમાં આટલો અસંતોષ હોય તો જે શ્રોતાઓને એ સમાચાર સંભળાવવા માગે છે એમનો જ વિશ્વાસ સંપાદન કરવામાં સફળ ન થવાય તો એ માધ્યમનો મૂળ હેતુ જ માર્યો જાય છે. આ ઉપરાંત, આકાશવાણી ઉપર આરોપ તો ઊભા જ રહે છે કે એક તો જેમાં કોઈ રાજનીતિની ચર્ચા નથી એવી નકામી સરકારી જાહેરાતોના સમાચારોથી સમાચારપત્રક ભરો છો; અને બીજો, એ થકી એ સમાચારને જીવ વિનાના બનાવી દો છો. આવો ખોટો સંભાર ઓછો કરવામાં આવે તો સમાચારપત્રક ટૂંકું અને લોકોને વધારે રુચિકર બને.

પણ આકાશવાણીના બચાવમાં પણ એક વાત કહેવી જોઈએ. એક તો સરકારી તંત્ર સરકારના દાબ હેઠળ એના પ્રમાણમાં એની પાસે ઉત્તમ પ્રકારના સમાચાર એકઠા કરવાની વ્યવસ્થા નથી. સમાચાર ખાતું છે, એમાં હંમેશા માણસોની તંગી, સાધનોની તંગી, આંતરિક વ્યવહાર માટે ટેલિફોનની અને

તાબડતોબ એક પત્રકની અનેક નકલો કરી આપે એવાં ડુપ્લિકેટરોની તંગી, આજે જ ગણો તો આકાશવાણી પાસે રાજ્યોની રાજધાનીઓમાં પચાસેક ખાસ ખબરપત્રીઓ કે રિપોર્ટરો નથી. કોઈક રડચાખડયા જુદાં જુદાં શહેરોમાંથી વખતોવખત વડા દફતરમાં સમાચાર મોકલાવે. ગામડાગામમાંથી સમાચાર આવે જ શેના ? આમ આકાશવાણીના સમાચાર-તંત્રને મોટે ભાગે સમાચાર-સંસ્થાઓ ઉપર આધાર રાખવો પડે છે.

પરદેશમાં દક્ષિણ એશિયા માટે એક હોંગકોંગમાં, પશ્ચિમ એશિયા માટે બીજો બૈરૂત, ત્રીજો તહેરાન અને ચોથો ઢાકામાં એમ ચાર વિસ્તારો માટે સમાચારો મેળવે. બીજાં ઘણાં મોટાં શહેરોમાં છાપાંવાળાઓના જે ખબરપત્રીઓ હોય છે એનો આકાશવાણી ઉપયોગ કરે અથવા સમાચાર-પેઢીઓના મોકલેલા સમાચારનો ઉપયોગ કરે.

એમ નથી કે સમાચાર ખાતાએ કસોટી કસોટીને કર્મચારીઓ નથી શોધ્યા, પણ એમની નિમણૂક માટે માહિતી અને પ્રસારણ ખાતાનો તથા નાણા ખાતાના સનદી અમલદારોના નિર્ણયો ઉપર આધાર રાખવો પડે છે. અને એ અધિકારીઓને રેડિયોનાં સમાચાપત્રકો શી રીતે તૈયાર થાય છે એની જરા પણ ખબર હોતી નથી. આકાશવાણીના સમાચાર-તંત્રમાં કર્મચારીઓની નિમણૂક કરવાની નીતિ પણ માહિતી અને પ્રસારણ ખાતામાં ઘડાઈ હતી.

## કેન્દ્રીય માહિતી સેવા :

કેન્દ્રીય માહિતી સેવામાં કાર્યકર્તાઓની નિમણૂક એ કામના નિષ્ણાતોમાંથી પસંદગી કરીને કરવામાં આવે છે. પરંતુ આકાશવાણીના કોઈ પણ ખાતામાં પોતાના કામકાજના નિષ્ણાત હોય એ ધોરણે નિમણૂક થતી જ નથી.

સમાચાર ખાતાના વિભાગમાં મોટામાં મોટી ખામી હોય તો તે એ કામકાજના જાણકાર નિષ્ણાતોની ગેરહાજરી છે. 1950માં એ ખાતાની સ્થાપના થઈ એ સમયે માહિતી અને પ્રસારણ ખાતાના કેટલાક સભ્યોને સારો પગાર મળે એ આશાએ બઢતી કરી રાખવામાં આવ્યા, તોયે મોટા અધિકારીઓની સંખ્યા પ્રમાણમાં બહુ નાની હતી. ત્યારે પણ માહિતી અને પ્રસારણ ખાતાના આ પ્રસારણ વિભાગમાં નિષ્ણાતોની જરૂર પડશે એવો સ્પષ્ટ ખ્યાલ નાણાખાતા અને ગૃહખાતાના વડા અધિકારીઓને હતો જ નહીં. સમાચાર ખાતામાં કેળવાયેલા રેડિયો પત્રકારિત્વના નિષ્ણાતો, વિજ્ઞાપન અને દશ્ય-પ્રચાર નિદેશાલયના

દફતરમાં જાહેરખબરના શાસ્ત્રના જાણકાર નિષ્ણાતો, પ્રકાશન ખાતામાં પુસ્તક પ્રકાશનના કામકાજની પ્રત્યેક વિગતોના જાણકાર નિષ્ણાત અને એમ સૌ કોઈ વિવિધ ખાતામાં એના નિષ્ણાતો હોવા જરૂરી છે.

એક વાર સેન્ટ્રલ ઇનફર્મેશન સર્વિસ, એટલે કે કેન્દ્રીય માહિતી સેવાની રચના થઈ કે પછી જેઓને પગારધોરણ – પગારવધારો, ઊંચી પાયરીઓ વગેરેનો મોહ હતો તેમની વચ્ચે એક વિભાગમાંથી વધારે પગારના બીજા વિભાગમાં બદલીઓ કરાવવા માંડી. આમ થવાથી જે ખાતાનો નિષ્ણાત ચાલ્યા જવાથી તેના પાકા અનુભવની તે ખાતામાં ખોટ પડી તે તરફ કોઈએ કશું ધ્યાન આપ્યું નહીં. 1950 બાદ આકાશવાણીના સમાચાર ખાતામાં આમ ધોરણો ઊતરતાં જઈ બગાડો દાખલ થયો. એ માટે આકાશવાણીના ઉપરી અધિકારીઓ આ એક ખાતામાંથી બીજે જવા દેવાનો નિર્ણય ભૂલભરેલો લાગવામાં સૌ કોઈ એકમત હતા. પણ બીજું તો થાય પણ શું ?

જે વ્યક્તિઓને આકાશવાણીના સમાચાર-ખંડમાં પત્રકારિત્વના કામમાં વર્ષોભર તાલીમ આપી કુશળ બનાવવામાં આવ્યા, એમાં પ્રકાશન ખાતાના, છાપા ખાતાના, જાહેરખબર ખાતું ચલાવનારા, ફિલ્મ બનાવનાર અને બહાર મેદાનમાં ચૌટેચોકે જાહેરાત કરનારાં ખાતાંમાંથી વિવિધ પ્રકારનો ખીચડો એકઠો થઈ ગયો. સમાચારપત્રક તૈયાર કરવાનો એમને બિલકુલ અનુભવ જ નહીં. આ કંઈ સરકારી ખરડા-ખરીતાની જાહેરાત કરવાની વાત નહોતી કે સરકારી ખાતામાં જે એમણે હાંસલ કર્યું તેનાં પત્રકો બનાવવાની પણ વાત નહોતી. તેમ જાહેરખબરની નકલ કરવાની વાત નહોતી, છાપામાં લેખ લખવાની વાત પણ નહોતી. પ્રસારણ માટે સમાચારપત્રક તૈયાર કરવાનું નિષ્ણાતોનું કામ, તે એમનાથી થઈ શકયું જ નહીં. બે-ત્રણ વર્ષ સમાચાર-ખંડમાં સમાચારપત્રકો તૈયાર કરનાર સમાચાર સંપાદક કે સહાયક સંપાદકને પગારમાં બઢતી આપવા માટે બીજા ખાતામાં બદલી નાખવામાં આવતા, પરિણામે સમાચારપત્રકો તૈયાર કરવાની કક્ષા બગડતી ગઈ, જાત જાતના વ્યાકરણ-દોષો, તેમ જ ચોક્કસ પ્રચલિત કહેવતો તથા લોકબોલીના પ્રયોગોમાં ભૂલો દાખલ થવા માંડી. લખાણને મઠારવાનું કામ બગડયું. શ્રોતાઓને ગમે તેવા રસપ્રદ સમાચાર એકઠા કરી એમાંથી તારવણી કરી એ સુઘટિત બનાવવાનો કસબ વિસારે પડચો, અને સરકારી ખાતાંઓમાંથી જે યાદીઓ ત્યાંથી તૈયાર થઈને આવે તે, તેવી જ હાલતમાં પ્રસારણ માટે જવા માંડી. દેશમાં અને પરદેશમાં જે ખાસ ખબરપત્રીઓ નીમવામાં આવ્યા હતા,

એમને પણ પ્રસારણનો કશો જ અનુભવ નહીં, એટલે થોડા અપવાદ સિવાય મોટા ભાગનાં લખાણો જીવ વિનાનાં, એમાં જે એમને કહેવું હોય તે વ્યવસ્થિત ગોઠવાયા વિના જ આવવા માંડયાં, આમ સમાચાર-ખંડની તાલીમ વિનાની અણઘડ વ્યક્તિઓને હાથે તૈયાર થઈને આવતો મસાલો કોઈ પણ પ્રકારની અસર નિપજાવી શકે એવો નીવડ્યો નહીં.

રેડિયો-પત્રકારત્વ, આકાશવાણીનું પત્રકારત્વ એ સામાન્ય પત્રકારત્વ કરતાં ઘણું જુદા પ્રકારનું છે, અને એ માટે એને ખાસ માવજત અને જુદી તાલીમની જરૂર રહે છે. બી.બી.સીનાં સમાચારપત્રકો ત્યાંનાં કોઈ જાણીતાં છાપાંઓમાં એમ ને એમ પ્રગટ ન કરી શકાય, તેમ એ છાપાંનાં ખાસ લખાણો પણ રેડિયો પર પ્રસારિત ન થઈ શકે, કારણ રેડિયોનું માધ્યમ જ અલાયદું છે. પણ આકાશ-વાણીનાં સમાચારપત્રકો, ઘાટમાં, લખાણમાં, માવજતમાં, ભાષાની બાંધણીમાં છાપાંઓમાં જે પ્રકારનાં લખાણો આવે છે તે જ પ્રકારનાં હોય છે. એટલે એની શૈલી આડંબરી અને વધારે પડતી સાહિત્યિક જ રહેવાની એ દેખીતું છે.

હા, કેન્દ્રીય સમાચાર સેવા ઊભી કરવામાં ભૂલ થઈ એ તો હવે સૌ કોઈ કબૂલે છે, છતાં એમાં કામ કરનારાઓને પોતાના કામમાં જરાયે ધ્યાન નહીં, અને પગાર વધારામાં, ઊંચી પદવી પર બદલી કરાવવામાં વધારે રસ હોવા છતાં સરકાર એ સૌને છૂટા કરી શકતી નથી. છતાં, આવું ભારેખમ અને ખર્ચાળ સમાચારતંત્ર રાખ્યા વિના, સારા પગાર આપી, પગારવધારાની પણ જોગવાઈ કરી ખાતાને સુધારી શકાય એમ છે. સમાચાર સેવામાં જે પગારધોરણ છે એ કરતાં ઓછી સંખ્યા હોવા છતાં ઘણાં ઘણાં છાપાંઓમાં કેન્દ્રીય સમાચાર સેવા કરતાં વધુ ઊંચા પગારો આપવામાં આવે છે. આકાશવાણીનું દફતર સરકારી ન હોત તો દેશના ઊંચામાં ઊંચા પ્રકારના સમાચાર-તંત્રના નિષ્ણાતોની સેવા મળી શકત અને તેમને રેડિયો અને ટી.વી. પત્રકારત્વની તાલીમ પણ આપી શકત. અને દુનિયામાં જે જે પ્રખ્યાત પ્રસારણતંત્રો છે, એના જેવી સંસ્થા પણ ઊભી કરી શકાત.

અનુવાદ-કલા કે તરજુમો કરવાના કસબમાં પણ જ્યારે અંગ્રેજીમાંથી જુદી જુદી ભાષાઓમાં ભાષાંતર કરવામાં આવે ત્યારે તો ઘણા મોટા છબરડા થતા જોવામાં આવે છે. 350થી 800ના પગાર-ધોરણમાં બંને ભાષાઓમાં પારંગત અને ઉપરથી રેડિયો-પત્રકારત્વની જાણકાર વ્યક્તિ મળવી લગભગ અશક્ય છે, પરિણામે આડંબરી ભાષામાં ગૂંચવણો પેદા થાય એવાં સમાચારપત્રકો તૈયાર થાય

છે. જેમને પોતાની ભાષાનું જ્ઞાન છે અને અભિમાન છે એવા શ્રોતાવર્ગમાંથી અસંતોષ અને જાતજાતની ફરિયાદો આવતી જ રહે છે. લોકસભામાં જેઓ હિંદી ભાષાના જ આગ્રહી છે તે જૂથ હિન્દી ભાષાનાં સમાચારપત્રકોને અંગ્રેજી સમાચારપત્રકથી અલગ બનાવવામાં સફળ નીવડયાં છે. મોટા ભાગના હિન્દી સમાચારપત્રકના ખરડા ખાસ નીમેલા અધિકારીઓ મારફત સ્વતંત્ર રીતે હિંદીમાં જ તૈયાર થાય છે. એને લઈને બીજી ભાષાઓનાં સમાચારપત્રકોમાં જે ખામીઓ જણાય છે તે એમાં જણાતી નથી. આ પદ્ધતિ જો બીજી ભાષાઓમાં દાખલ કરવામાં આવે તો સમાચારના મધ્યસ્થ કેન્દ્રને અલગ અલગ બનાવવાનું સુગમ થઈ પડે.

હા, પણ હિન્દી સમાચારપત્રકમાં પણ અંગ્રેજી સમાચારપત્રકના દોષો તો છે જ, કારણ એ બધા જ કેન્દ્રીય સમાચાર સેવાના અધિકારીઓ તૈયાર કરે છે, અને એ અધિકારીઓને રેડિયો સમાચારના ઘાટઘૂટનું જરા પણ જ્ઞાન નથી. ઉપરાંત હિંદી સમાચારપત્રકોમાં જે ભાષા વાપરવામાં આવે છે તે સમજવી અઘરી થઈ પડે છે. કારણ જે પ્રચલિત હિંદી ભાષા છે, એના થકી એ જુદી છે. આગલાં પ્રકરણોમાં આકાશવાણીની કૃત્રિમ હિંદી ભાષા માટે મેં ઉલ્લેખો કર્યા જ છે. સમાચારનાં પત્રકો તો જેટલાં સરળ બનાવી શકાય એટલાં સરળ બનાવવાં જોઈએ. એટલે વધારેમાં વધારે શ્રોતાગણો સાંભળી-સમજી શકે, પરંતુ આકાશવાણી એ બધાંને જેટલાં જટિલ અને અગમ્ય બનાવી શકાય એટલાં કઢંગાં બનાવે છે.

અંગ્રેજી ભાષાનાં તેમ જ બીજી ભાષાઓમાંનાં સમાચારપત્રકોના વાચન ઉપર છાપાંઓમાં વારંવાર ટીકા આવ્યા જ કરે છે, એટલે એ વિશે એની ખામીઓ-ની યાદી કરવી અહીં બિનજરૂરી લાગે છે. આમાં એક મોટી ખામી તો એ છે કે જેઓ એ સમાચારપત્રકો વાંચે છે, તે પોતે શું વાંચે છે તે જ સમજતા નથી. આનો અર્થ એ કે એમનાં નામોનાં તથા શબ્દોનાં ઉચ્ચારણ ખોટાં, ખોટી જગ્યાએ ભાર, નહીં અટકવું જોઈએ ત્યાં વિરામ કે અર્ધવિરામ તો ક્યારેક વળી વિના અટકયે, અને જે લખાણ એમને પૂરું પાડવામાં આવ્યું છે તે યંત્રની માફક વાંચી જાય; પોતાની જાતે એમાં ભૂલ સુધારવી કે દેખાતી ભૂલો સુધારવાની આવડત સરખી નહીં.

સારા ભણેલા કામ કરનારાઓ આકાશવાણીમાં શા માટે નથી દાખલ થતા? કારણ સમાચારપત્રકનું પ્રસારણ કરવું અને કાર્યક્રમોની જાહેરાત કરવી એ એક એવું ચોકઠું છે કે એમાં એક વાર ભરાયા ત્યાંથી વધારે આગળ જવાનો

માર્ગ રહેતો નથી, એટલે કોઈ એનાઉન્સર કે સમાચાર વાંચનાર સાહસિક વ્યક્તિ અહીં દાખલ થયા બાદ બીજી કોઈ મોટી પદવીએ પહોંચી શકતો નથી. પગારનો વધારો કરવા થકી આનો ઉકેલ નહીં આવે. એમ થાય તો તે થોડા સમય પૂરતો જ રહે, એને બદલે નાટકો રજૂ કરી શકે, નાટકો તથા રૂપકો લખી પણ શકે, નાટકોમાં ભાગ લઈ શકે, જાહેરમાં બનતા બનાવો ઉપર આંખે દેખ્યો હેવાલ આપી શકે, વિવિધ પ્રકારના કાર્યક્રમો વિવેચના સાથે રજૂ કરી શકે, સમાચાર વાંચી શકે એવાં વિવિધ કામો કરી શકે એવી જાત જાતની શક્તિ ધરાવનાર વ્યક્તિઓને આ કામ માટે પસંદ કરવી જોઈએ. આમ થાય તો સમાચારપત્રક વાંચનારાઓ અને કાર્યક્રમો પ્રસ્તુત કરનારાઓના કામમાં જે નીરસપણું છે તે ચાલ્યું જશે, બીજાં મહત્ત્વનાં કામો માથે લેવા પ્રેરાશે, અને આવડત અને ઇચ્છા હોય તો આખા કાર્યક્રમોના કાર્યક્રમો નિયોજવાની પણ તક મળશે. જો એક પ્રસારણ-સેવા જેવી પદ્ધતિ ચાલુ કરાય તો સમાચાર ખાતાના ઘણા સવાલો હલ થઈ શકે. એનો નકશો આવતા પ્રકરણમાં આપણે ચર્ચીશું. આ સેવામાં આકાશવાણીના પત્રકારત્વના વિવિધ કર્મચારીઓ, અનુવાદ કરનારાઓ, સમાચારપત્રકો વાંચનારા, અને કાર્યક્રમો રજૂ કરનારા કર્મચારીઓ, બધા જ આવી શકે. આ પ્રકારની વિસ્તૃત સેવાયોજના હોય તો જ કામ કરનારાઓને એક વિભાગમાંથી બીજા વિભાગમાં કામનું વૈવિધ્ય હોવાથી જવાની હોંસ રહે, ઉત્સાહ વધે, પગારધોરણ વધતાં રહે, અને પોતાના પ્રિય વિભાગોમાં પોતાને રસ પડે એવા કામની જોગવાઈ પણ મળી રહે.

## સમાચારનીતિ :

આકાશવાણીમાં કોઈ પણ પ્રકારની સમાચારનીતિ ન હોવાને કારણે સમાચારમાં ઉપર જણાવ્યા પ્રમાણે મુશ્કેલીઓ ઊભી થતી રહે છે, એમ ચંદા સમિતિના અહેવાલની નોંધ છે. જો એકધારી કોઈ પણ પ્રકારની નીતિ હોય તો કામ કરનારા ચોક્કસ નિર્ણયો લઈ કામને આગળ બઢાવે, ભારતની પ્રજામાં જે વિવિધ અને વિરુદ્ધ પ્રકારના મતમતાંતરો પ્રવર્તે છે એનો ખ્યાલ રાખી, ભિન્ન ભિન્ન મતોને ઘટતું સ્થાન પણ આપે. શ્રોતામંડળનો વિશ્વાસ જીતી શકાય એ માટે એકધારી નીતિની જરૂર છે, એટલું જ નહીં પણ સમાચારોને તટસ્થતાથી અને ઝડપથી પ્રસારિત કરી શકાય. એકધારી કોઈ પણ સમાચારનીતિ હોય તો સમાચારતંત્રમાંથી વ્યવસાયી નિષ્ણાત પત્રકારોનાં ધોરણ અને સિદ્ધાંત પ્રમાણે

સમાચારપત્રકોનું પ્રસારણ થઈ શકે, પણ એની ગેરહાજરીમાં સરકારી મંત્રાલયમાં સત્તા પર હોય તેમની ધૂન પ્રમાણે પ્રસારણ થયા કરે. પણ ચંદા સમિતિએ આ ભલામણ કરતી વખતે એ ખ્યાલ ન રાખ્યો કે આકાશવાણી એક સરકારી તંત્ર છે, જેને લીધે તે સ્વતંત્ર સમાચારનીતિ ન રાખી શકે.

સમાચારપત્રકો ઉપરાંત સમાચારખાતું જાતજાતના વિષયો ઉપર વાર્તાલાપો પણ ગોઠવે છે, એ ઉપરાંત તાજા બનાવો ઉપર ચર્ચા-ચોતરો યોજે છે. આનું પ્રસારણ અંગ્રેજી તેમ જ હિન્દી ભાષામાં દિલ્હીથી થાય છે, અને આકાશવાણીનાં ઘણાં કેન્દ્રો ઉપરથી એ જ રીતે પ્રસારણ થાય છે. એમાંની કેટલીક તો માહિતી-વાળી, કેટલીક ઉશ્કેરે એવી, પરંતુ એ બધી શ્રોતાઓને રાષ્ટ્રીય તેમ જ આંતર-રાષ્ટ્રીય બાબતમાં સમજૂતી પૂરી પાડવા માટે નિયોજવામાં આવે છે. ઘણા શ્રોતાઓ આ સાંભળી ચાલુ બનાવો વિશે ઠીક ઠીક પ્રમાણમાં માહિતી મેળવે છે, અને એ રીતે એ એક ઉપયોગી સેવા બજાવે છે. અલબત્ત, આગળ જણાવ્યા પ્રમાણે સમાચારપત્રકોમાં જે જે ખામીઓ ગણાવી છે, તેવી ખામીઓ અને નબળાઈઓથી તે ભરપૂર હોય છે. એક ઠેકાણે બધી સત્તા કેન્દ્રિત હોય ત્યાં રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય સવાલો આગળ પ્રાંતીય કેન્દ્રો ઉપરથી તે ધારે તો વિવેચનો, વાર્તાલાપ અને તાજા બનાવો ઉપર ચર્ચા ગોઠવી શકે છે, પણ મોટે ભાગે એમનો સમય દિલ્હીના હાથમાં ખવાઈ જાય છે અને તે પ્રસારણો ફરજિયાત કરવાં પડે એટલે પોતાનાં કેન્દ્રો ઉપરથી મનોરંજનનો જે થોડોઘણો સમય મળે એમાં એ કેન્દ્રો કાપ મૂકવા તૈયાર ન હોય એ કુદરતી છે. વળી એમને પોતાનાં કેન્દ્રો ઉપરથી સમાચારપત્રકોનું પ્રસારણ કરવાનું હોય છે, એટલે ભાગ્યે જ સમય મળે.

1967માં આકાશવાણી માટે ધારાધોરણની ધારાસંહિતા ઘડાઈ, એને આધારે વાર્તાલાપમાં મિત્રરાજ્યો ઉપર તેમ જ ધર્મ અને કોમ ઉપર ટીકાટિપ્પણ ન કરાય, હિંસાનો પ્રચાર ન કરાય, રાષ્ટ્રપતિ, રાજ્યપાલ અને ન્યાયાધીશ ઉપર ટીકા ન કરાય તેમ જ પ્રાંતીય રાજ્યો તથા મધ્યસ્થ સરકારની વિરુદ્ધની પણ ટીકા ન કરાય, તેમ જ અશ્લીલ, આબરૂને બટ્ટો લાગે એવું અને કાયદો તથા વ્યવસ્થાને જાળવવામાં ખતરો પડે એવું કંઈ ન બોલાય.

આમ આ ધારાસંહિતા કેવળ નકારાત્મક જ છે અને ચર્ચાસ્પદ સવાલો ઉપર છૂટથી વિવિધ પ્રકારના મત પ્રદર્શિત કરી શકાય, કે એવી સ્વતંત્ર ચર્ચા પણ નિયોજી શકાય એવી રચનાત્મક નીતિ અમલમાં મૂકી શકાય એ પ્રકારની આ સંહિતા તો નથી જ એમ કહી શકાય.

'ચાલુ બનાવો', 'આજે સંસદમાં કેન્દ્રિત ચર્ચા', 'સ્પૉટ લાઇટ' જેવા નિશ્ચિત મથાળાના વિષયો ઉપર મોટે ભાગે બહારની વ્યક્તિઓને બોલાવવા નિમંત્રણ આપવામાં આવે છે. એટલે આટલાં વર્ષો થયાં તોપણ લોકો સાંભળતા રહે એવા નિષ્ણાત રાજકારણના વિષયના ઉત્તમોત્તમ વિવેચકોનું જૂથ રચી નથી શકાયું, કારણ કે આકાશવાણીને હંમેશાં એવો ભય રહે છે કે એના પર પક્ષપાતનો આક્ષેપ થશે. ખરેખર આ સ્થિતિ દયાજનક છે. પરંતુ એથી પણ વધારે દુખદાયક પ્રથા તો આકાશવાણીમાં જ કામ કરનારી કેટલીક વ્યક્તિઓને પોતાનાં સાચાં નામ બદલાવી, ખોટાં નામો આપી, એમની પાસે, રાજકારણના વિષયો ઉપર વિવેચના કરાવવી; કારણ એ પ્રમાણે કરવા જાહેર જનતામાંથી પૂરતી સંખ્યામાં વિવેચકો મળતા નહોતા. આ પ્રથા પ્રસારણનાં તમામ ધારાધોરણની, નીતિની વિરુદ્ધ દાખલ કરી એ તો હદ થઈ ગઈ. આ કમનસીબ ઘટનાને કારણે આકાશવાણીએ તંત્રીપદનો અધિકાર લઈ લીધો. એટલે એમ કે સરકારનું આ દૃષ્ટિબિન્દુ છે, એટલે કે શાસક પક્ષનું પણ એ જ દૃષ્ટિબિન્દુ છે. એ બાબતમાં આકાશવાણી સહમત છે. અહીં આકાશવાણીના આ સરકારી અમલદારોનાં વલણ હંમેશાં સરકારનું જ વલણ દાખવનારાં હોય એ ઉમેરવાની જરૂર છે ખરી?

આ જ કામ આકાશવાણી જાહેરમાંથી એકતરફી બોલનારાઓને શોધીને પાર તો પાડી શકે, પણ શ્રોતાઓ એમનાં નામથી અને વલણોથી પરિચિત હોવાને લીધે એમના વિચારોને તથા તેમાં થતા પક્ષપાતને સમજી શકે, પણ જો સરકારી અધિકારીઓ પોતે બોલનારા હોય તો તેમના વિચારોના વાજબીપણાની શ્રોતાઓને સમજ ન પડે તે સ્વાભાવિક છે.

સિદ્ધાંતની દૃષ્ટિએ અને લોકસભામાં પુછાતા સવાલોના જવાબમાં આકાશવાણીનો દાવો છે કે રાજકારણ અને ચર્ચાસ્પદ સવાલોમાં તો આકાશવાણી ડાબેરી અને જમણેરી પક્ષમાંના પત્રકારોને અને સાહિત્યકારોને બોલાવી બંને પ્રકારનાં દૃષ્ટિબિન્દુઓ રજૂ કરે જ છે, પરંતુ પ્રત્યેક છાપું વાંચનાર જાણતો હોય છે કે છાપામાં કામ કરનાર વ્યક્તિના પોતાના વિચારો જે છાપામાં કામ કરતો હોય એની નીતિથી ક્યારેક જુદા હોય છે. પત્રકારો એવાં વિવેચનો કરવા આવે ત્યારે કેટલીક વાર અજાણતાં જ સરકારી મંતવ્યોને વ્યક્ત કરતા હોય છે. પત્રકારોને જરા જેટલી સરકારની હૂંફ મળતી હોય તો તે પોતાનાં મંતવ્યો થોડાંઘણાં શા માટે મઠારે નહીં. નાહક એના નામ પર આકાશવાણીની કાળી ચોકડી પડે એવું ઇચ્છે પણ નહીં, અને વળી થોડીઘણી એના પોતાના નામની જાહેરાત

થાય તે વખારામાં. ક્યાંક ક્વચિત્, આકાશવાણી ઉપર તદ્દન સ્વતંત્ર મત જાહેર થાય, પરંતુ જે 'સ્પૉટ લાઇટ'નો નિયમિત શ્રોતા છે તે આકાશવાણીમાં મોટા મતભેદની વાતોમાં બંને બાજુના વિચારો પ્રસારિત થતા નથી એ સ્પષ્ટપણે જાણતો જ હોય છે.

## ચૂંટણી સંબંધી પ્રસારણ :

આકાશવાણી મારફત ચૂંટણી થવા પહેલાં જુદા જુદા પક્ષો દ્વારા પ્રસારણ ગોઠવાયાં નથી અને એમ જુદા જુદા પક્ષોના નેતાઓના રાજકારણનાં તેમ જ અર્થતંત્રનાં મંતવ્યો શ્રોતાઓ સમક્ષ રજૂ કરાયાં નથી, એનું કારણ આકાશવાણીએ કે ચૂંટણી ગોઠવનાર સમિતિએ એ દિશામાં કશાં પગલાં લીધાં નથી એમ નથી. વિરોધ પક્ષના સભ્યો માને છે કે આકાશવાણી ઉપરથી શાસક પક્ષ તરફથી પોતાનો પ્રચાર અને પોતાની જાહેરાત તો નિયમિત થયા જ કરે છે. એમાં પ્રધાનો અને અન્ય વિવેચના કરનારાઓ જવાબદાર છે. પાંચ વર્ષના ગાળામાં એક કે બે પ્રસારણ થાય એ વિરોધ પક્ષ માટે ન્યાય કરનારાં છે એમ તો કોઈ નહીં જ માને. વળી કૉંગ્રેસ પક્ષ અને લોકસભામાં વિરોધ પક્ષે જે મોટામાં મોટો પક્ષ હોય એ બે વચ્ચે સંખ્યાનો એટલો મોટો તફાવત રહેતો હોય છે કે બધા પક્ષોને રુચે એવો તોડ કાઢવો અઘરો પડે છે.

1962માં ચૂંટણી જંગના વડા અધિકારીએ દેશના દરેક પક્ષને પંદર પંદર મિનિટ અને કૉંગ્રેસ પક્ષને એક વધારે પંદર મિનિટના ટુકડાઓમાં પ્રચાર કરવાની દરખાસ્ત મૂકી હતી. ખરું જોતાં કૉંગ્રેસના પક્ષનું જોર જોતાં એકંદરે આ દરખાસ્ત ન્યાયી હતી. સ્વતંત્ર અને પ્રજા સોશ્યાલિસ્ટ પક્ષે આ દરખાસ્તને વધાવી લીધી, સી.પી.આઈ.એ કૉંગ્રેસની વધારાની પંદર મિનિટ માટે વાંધો લીધો. પછી જનસંઘે પણ વાંધો દર્શાવ્યો. સોશ્યાલિસ્ટ પક્ષે તો જવાબ જ ન આપ્યો. 1967માં અને 1971માં ફરીથી ચૂંટણી અધિકારીએ દરખાસ્તો મૂકી, પણ ક્યાંય કોઈ પક્ષ એકમત થઈ શક્યા નહીં.

## રાજકીય પક્ષોનાં પ્રસારણ :

જ્યાં જ્યાં પ્રજાસત્તાક રાજ્યો છે ત્યાં લોકોને ચર્ચાસ્પદ બાબતો વિશે જ્ઞાનથી અને રાજકીય વિચારોથી વાકેફ કરવા પ્રસારણ એક અગત્યનું માધ્યમ છે એમ મનાયું છે. ઘણા દેશોમાં વિધિસર કે અવિધિસર જુદા જુદા રાજકીય પક્ષોના નેતા પોતાના પક્ષના મતદાવા રજૂ કરી શકે એ માટે ત્યાંની પ્રસારણ

સંસ્થાના વડા અને વિવિધિ પક્ષોના નેતા ભેગા મળી સહકારથી કોઈ ને કોઈ વ્યવસ્થા નક્કી કરી દે છે. અને કેટલા વાર્તાલાપો ગોઠવવા એ પણ નક્કી કરે છે. એમાં પ્રસારણ સંસ્થા સમય ફાળવી આપે, એ સમયના કઈ રીતે કેટલા ભાગ પાડી જુદા જુદા પક્ષો ભેગા મળી પોતા માટે ફાળવેલો ભાગ નક્કી કરી દે. વિષય અને વક્તા પક્ષ નક્કી કરે, અને જો કોઈ પક્ષ બીજા પક્ષને જવાબ આપવા ધારે તો તે વળતા જવાબ પણ આપી શકે.

જ્યાં રાજ કરનારા પક્ષની વિરોધ પક્ષ કરતાં બહુ મોટી બહુમતી ન હોય અને હમણાં હમણાં ઇંગ્લંડમાં એવું બનતું હોય છે કે ત્યાં બંને પક્ષોને સરખા જ સમયના ભાગ ફાળવવામાં આવે છે. બંને પક્ષને સરખો સમય ફાળવવાથી વિરોધ પક્ષ પણ સત્તા ઉપર આવી શકે છે, કારણ લોકમત બંનેની વાતો બરોબર સાંભળી નિર્ણય કરે છે. આમ વિવિધ પક્ષોના પ્રસારણ થકી લોકશાહીની પદ્ધતિને સારો એવો સહારો મળે છે. આપણે ત્યાં ચૂંટણી અધિકારીની દરખાસ્ત નામંજૂર કર્યા બાદ એવી વ્યવસ્થા થઇ જ શકી નથી. આપણી લોકશાહી હવે પાકા અનુભવને પાટે ચડી છે એવો આપણો દાવો છે, અને એમાં આપણે ગૌરવ પણ લઈએ છીએ. આ નાનકડા કોયડાનો કોઈ પણ રીતે ઉકેલ લાવવો જોઈએ. કોંગ્રેસ પક્ષ જરા જેટલું દિલ મોટું કરે તો જેટલી સંખ્યામાં મત મળ્યા હોય, એ ઉપર બેઠકો મળી હોય તે ઉપર નહીં, એમ નક્કી કરી ચૂંટણી ઝુંબેશ માટે રાજકીય પ્રવચનો નિયોજી શકાય. આમ થાય તો જાહેર મત પ્રદર્શિત કરવાને પ્રજાને સરખી તક પણ મળે; અને વિરોધ પક્ષ પ્રત્યે ન્યાયી વર્તન પણ કર્યું કહેવાય.

અહીં અને આગળ ઉપર આકાશવાણીની સમાચારનીતિની ખામીઓને લઈ ને એની ધારી અસર નથી થતી, એ વિશે જે કંઈ કહેવાનું છે તેમાં એક વાત તરી આવે છે. આખી વહીવટી વ્યવસ્થામાં પાકાં પારંગત અનુભવી ધોરણોની ખામી છે. આનાં કારણો માટે સમગ્ર વ્યવસ્થા, એમાં કામ કરનારા અધિકારીઓ અને એ ખાતા ઉપર સરકારી તંત્રનું નિયંત્રણ જવાબદાર હોઈ શકે. હા, જો કે એમ સીધો સવાલ પૂછે કે સરકારી સમાચાર-સંસ્થા સ્વતંત્રપણે કામ કરી શકે ? તો તેનો એક જ જવાબ છે કે ના.

# 5. વિદેશ સેવા

બીજું વિશ્વયુદ્ધ થયું, એ કારણે ઉત્તર પશ્ચિમે આવેલા અફઘાનિસ્તાનનું યુદ્ધમોરચા ઉપર મહત્ત્વનું સ્થાન એ સંજોગોમાં બ્રિટિશ સરકારે પોતાનાં દૃષ્ટિબિન્દુઓને એ બાજુ પ્રસારિત કરવા હિંદમાં આકાશવાણી ઉપરથી દેશ-બહાર સમાચાર તથા કાર્યક્રમો પ્રસ્તુત કરવાની વ્યવસ્થા વિચારી અને અમલમાં મૂકી. એની શરૂઆત થતાં જ, પહેલી ઑક્ટોબર 1939થી દરરોજ પુશ્તુ ભાષામાં એક કાર્યક્રમ પ્રસ્તુત થવા માંડ્યો. બ્રિટિશ હિન્દમાં જ્યાં જ્યાં પુશ્તુભાષી પ્રજાજનો વસતા એમને ઉદ્દેશીને પણ આ કાર્યક્રમ યોજાયો હતો. મધ્યપૂર્વ પ્રદેશમાં યુદ્ધના મોરચા બ્રિટનને માટે અતિ મહત્ત્વના હતા, એટલે ડિસેમ્બર 1939માં અને 1941માં એમ પહેલાં અફઘાન ફારસી પ્રજાઓ માટે, અને ઈરાન માટે ફારસીમાં તથા આરબ દેશો માટે અરબી ભાષામાં બે વધુ કાર્યક્રમો નિયોજાયા.

હવે 1941માં જાપાને એ જંગમાં ઝંપલાવ્યું એટલે દૂરપૂર્વ અને દક્ષિણ-પૂર્વ એશિયાના પ્રદેશોમાં વસતી પ્રજાઓ માટે એ વધારે પ્રકારના કાર્યક્રમો યોજાયા. આ પ્રદેશોમાં લંડનથી પ્રસારણ કરવાને બદલે દિલ્હીથી કરવાનું વધારે અનુકૂળ પડે એ દેખીતું હતું. આ રાજકીય કાર્યક્રમો કહેવાતા, અને તે બે ભાગમાં વહેંચાયેલા રહ્યા. હિંદની સરકાર હસ્તક અંગ્રેજી, તામિલ, હિન્દી, ગુજરાતી અને બ્રિટિશ સરકારના માહિતી ખાતા તરફથી ફાર ઇસ્ટર્ન બ્યૂરો-(એફ. ઈ. બી.)ના નાણાંભંડોળ ખાતે ચીની, જાપાની અને એ બાજુની ભાષા-ઓમાં કાર્યક્રમો નિયોજાયા. હા, સ્ટુડિયો, ટ્રાન્સમિટર હિન્દનાં, ત્યાંથી પ્રસારણ થાય પણ એની ઉપર દક્ષિણ પૂર્વ એશિયા કમાન્ડના જનરલ હેડક્વાટર્સ અને એફ. ઈ. બી. એનો અધિકાર. ટૂંકમાં, ઈ. ડી. રૉબર્ટસન એક ખાસ નિમાયેલા અધિકારી હતા અને તેમના જ હાથમાં બધા પ્રકારનો વહીવટી અધિકાર હતો. કાર્યક્રમોની વસ્તુ અને પ્રસારણમાં આકાશવાણી પાસે કશો અધિકાર નહોતો.

1945માં રોજના 75 કાર્યક્રમો 22 ભાષાઓમાં પ્રસારિત થતા. પણ જેવી લડાઈ પતી, મિત્રરાજ્યો જીત્યાં કે એમને આ કાર્યક્રમોમાં કશો રસ ન રહ્યો. એફ. ઈ. બી.એ પોતાનાં ટ્રાન્સમિટર આકાશવાણીને ભેટ આપી દીધાં. એ સાથે એનાં સરંજામ-સાધનો પણ આપ્યાં, અને પ્રસારણનો અધિકાર પણ હિંદને સોંપ્યો. આમ હિન્દ પાસે દેશ બહાર પ્રસારણ કરવાની આખી વ્યવસ્થા આવી, પણ 1945 અને 1947 વચ્ચે આ પ્રકારના કાર્યક્રમોમાં ઘટાડો થઈ ગયો. ઑગસ્ટ 15, 1947માં હિન્દ સરકારને આ દેશ બહારના પ્રસારણની વ્યવસ્થા ઉપર રીતસરની પહેલી વાર વિચાર કરવાની તક મળી. એ જ સાલમાં ભારતથી ઇન્ડોનેશિયા પ્રસારણ કરવાનો કાર્યક્રમ નિયોજવામાં આવ્યો. કારણ એ પ્રજા અને ડચ પ્રજા વચ્ચે યુદ્ધ ચાલતું હતું. આથી ઇન્ડોનેશિયાની સ્વતંત્રતા માટેની લડતને ટેકો આપવા ભારત સરકારે પહેલી વાર રાજકીય કારણોસર પ્રસારણો શરૂ કર્યાં.

પછી તો બીજી ભાષાઓમાં કાર્યક્રમો ધીમે ધીમે ઉમેરાવા લાગ્યા, અને જેમ જેમ રાજકારણના ક્ષેત્રમાં પરદેશી રાજ્યો સાથેની નીતિ ઘડાવા લાગી તેમ તેમ તેમાં ઘટાડો પણ કરવામાં આવ્યો.

આજે આ દેશ બહારનાં પ્રસારણ રોજના 33 કલાકને હિસાબે 18 ભાષાઓમાં થઈ રહ્યાં છે. આમાંના મોટા ભાગના કાર્યક્રમો દિલ્હીથી એનાં 16 શૉર્ટ વેવ ટ્રાન્સમિટર ઉપરથી અને બે કલકત્તા અને રાજકોટના મેગાવૉટ ટ્રાન્સમિટર ઉપરથી કરવામાં આવે છે. સો કિલોવૉટનાં મદ્રાસનાં અને મુંબઈનાં શૉર્ટ વેવ ટ્રાન્સમિટરો ઉપરથી દક્ષિણ પૂર્વના દેશો તથા પૂર્વ આફ્રિકા માટે તામિલમાં અને ગુજરાતીમાં કાર્યક્રમો પ્રસારિત કરે છે. આ કાર્યક્રમો મદ્રાસ તેમ જ મુંબઈ કેન્દ્ર ઉપર જ રજૂ કરવામાં આવે છે.

આ ઉપરાંત ભારતમાં અને પાકિસ્તાનમાં રહેતી પ્રજા માટે દિલ્હીથી ઉર્દૂમાં, જલંધરથી પંજાબીમાં, રાજકોટથી સિન્ધીમાં અને કલકત્તાથી બંગાળીમાં પ્રસારણ થાય છે. પરંતુ આ કાર્યક્રમો વિદેશ સેવાના કાર્યક્રમો પ્રગટ કરતી પત્રિકા 'ઇન્ડિયા કૉલિંગ'માં છાપવામાં નથી આવતા. કદાચ આ પ્રસારણો ખરા અર્થમાં દેશ બહારનાં ન પણ ગણાતાં હોય.

આટલા બધા પ્રસારિત કાર્યક્રમોનો સરવાળો આમ તો મોટો લાગે છે, પણ બીજા દેશોની સરખામણીમાં એનો કશો હિસાબ નથી. રશિયા અને અમેરિકા પાસે અખૂટ સાધનો છે. એમને પોતાની વિચારસરણી અને રાજકીય

નીતિ પોતાના દેશની બહાર ફેલાવવાની જરૂર છે. એટલે એ દેશો વિશાળ પ્રમાણમાં જાત જાતના કાર્યક્રમો યોજે એ દેખીતું છે.

છેલ્લાં થોડાં વર્ષોમાં ચીને રશિયા જોડે સંઘર્ષમાં આવતાં પોતાનાં ટ્રાન્સમિટરો વધારી દીધાં, અને બંનેએ એકબીજાના કાર્યક્રમોને મોટા પ્રમાણમાં ગૂંગળાવવા સતત પ્રયોગ શરૂ કર્યા છે. બી.બી.સી. અને જર્મન ફેડરલ રિપબ્લિક પાસે પણ વિશાળ કાર્યક્રમોનું આયોજન છે જ. એમના પછી ઇજિપ્ત અને આલ્બેનિયા ભારત કરતાં બેવડા પ્રમાણમાં પોતાના કાર્યક્રમો પ્રસારિત કરે છે. નાનું કયુબા, સ્પેન અને નધરલૅન્ડ પોતાના દેશબહાર ભારત કરતાં વધારે કલાકો પ્રસારણ કરે છે. આનો અર્થ એટલો જ થાય કે એક તો બહાર કાર્યક્રમો વિસ્તારવા દેશ પાસે કેટલી સાધનસામગ્રી છે અને પોતાની વિચારસરણી કેટલી આગવી છે તે; અને બીજું, બીજા દેશોમાં પોતાના દેશની એની તાસીર-તસવીર ઉપસાવવાની કેટલી નેમ છે, એના ઉપર બધા વિસ્તારનો આધાર રહે છે.

ઉપરના બંને મુદ્દાઓ ઉપર ભારતની સરકાર દેશની બહાર પ્રસારણ કરવાની હરીફાઈમાં ઊતરવાને ઇંતેજાર નહોતી. 1962માં જ્યારે ચીને ભારત ઉપર હલ્લો કર્યો ત્યારે આકાશવાણી પાસેની આંતરિક અને બાહ્ય પ્રસારણની સાધનસામગ્રીનો વિચાર કરવામાં આવ્યો અને એમાં ઘણી ઊણપો જાણવામાં આવી, એટલે એમાં વધારો કરવા પગલાં લેવામાં આવ્યાં. ટ્રાન્સમિટરની સાંકળ વિસ્તારવામાં આવી. એ થકી કાર્યક્રમો વધારવામાં આવ્યા, પણ એકંદરે બીજા ઘણા દેશો કરતાં આ દિશામાં ભારતનું કામકાજ પ્રમાણમાં ઘણું ઓછું જ કહી શકાય. પૃથ્વીના ઘણા ભાગોમાં ભારત પોતાનાં પ્રસારણ પહોંચાડે છે, છતાં બંને અમેરિકા ખંડોમાં કશું પહોંચતું નથી. આનું કારણ એક જ કે દિલ્હી કેન્દ્ર થકી આટલે દૂરના પ્રદેશોમાં પ્રસારણ પહોંચાડવું મુશ્કેલ છે. ઉત્તર અમેરિકા કે મધ્ય અમેરિકા કે દક્ષિણ અમેરિકામાં કાર્યક્રમો પહોંચાડવા માટે યુરોપમાં કે આફ્રિકામાં ભારતને એક ટ્રાન્સમિટર હોવું જરૂરનું છે. મિત્ર-રાજ્યોના દેશમાં આવી સગવડ મળે તો લેવી કે નહીં એ વિશે એક વાર વિચારણા કરવામાં આવી હતી, પણ એના બદલામાં એને આપણે શું શું આપવું પડે, અને એ થકી ભારતની સરકારને ન રુચે એવું પણ કદાચ કરવું પડે, એ ખ્યાલે એ વિચાર બંધ કરવામાં આવ્યો.

આકાશવાણીની દેશબહારની કાર્યસરણીના હેતુઓમાં બિનભારતીય ભાષાઓમાં તથા પ્રસારણોમાં ભારતના અને વિદેશના સમાચાર ભારતીય દૃષ્ટિબિન્દુથી પ્રસારિત કરવા, એમની સમક્ષ ભારતીય સંસ્કૃતિ અને ભારતના જીવનનો કંઈક ખ્યાલ આપવા, એમાં ખાસ કરીને સામાજિક અને આર્થિક ક્ષેત્રોમાં કરેલા વિકાસ વિશે માહિતી આપવી, અને જે પ્રદેશોમાં એ કાર્યક્રમો વિસ્તારવામાં આવે તે દેશોની પ્રજા સાથે મૈત્રીની ભાવના વિકસાવવી.

પૂર્વ આફ્રિકા અને દક્ષિણ પૂર્વ એશિયામાં ભારતની ભાષાઓમાં પ્રસારાતા કાર્યક્રમો થકી ત્યાંની મૂળ ભારતીય જનતાને આ દેશના વિકાસનો ખ્યાલ આપી, એમને એમની મૂળ માતૃભાષામાં સાહિત્ય અને સંસ્કાર જાણવાની જે ખોટ પડતી હોય તે પૂરી પાડવી.

પ્રત્યેક વિભાગીય કાર્યક્રમોમાં જે વિષયો રજૂ થાય તેમાં આ હેતુઓ ધ્યાનમાં રાખીને કહેવામાં આવે. આનો સમય 30થી 90 મિનિટનો હોય છે. એમાં ભારતનું સંગીત આવે, જુદા જુદા પ્રાંતનું સંગીત આવે, સમાચાર, એની ઉપર વિવેચના આવે, ભારતમાં બનેલી ઘટનાઓ વિશે આકાશવાણીના ખાસ અહેવાલો આવે, રૂપકો, ઘટનાસ્થળે કરેલાં રેકર્ડિંગ, સામાન્ય રસના વિષયો ઉપર વાર્તાલાપો, અને પર્યટન તથા નિકાસને વધારવા માટે ખાસ કાર્યક્રમો આવે. ભારતના તેમ જ પરદેશના રાષ્ટ્રદિવસ તથા મહોત્સવો નિમિત્તે ખાસ કાર્યક્રમો પણ રજૂ થાય. જ્યારે જ્યારે શક્ય હોય ત્યારે ખાસ ચોક્કસ સ્થાનેથી પરદેશથી પધારેલા નામાંકિત મહેમાનો તથા ત્યાંથી આવેલા વિદ્યાર્થીઓ સાથે વાતચીતના કાર્યક્રમો પણ રજૂ કરવામાં આવે. કેટલીક કાર્યસરણીમાં ધર્મપુસ્તકોમાંથી ખાસ શ્રોતાઓના લાભાર્થે ખાસ પઠન, એમાં અરબી સેવામાં કુરાન અને બર્મી સેવામાં બૌદ્ધ ધર્મની પોથીઓમાંથી પઠન રાખવામાં આવે છે.

ઘણી વાર પૂછવામાં આવે છે કે આ વિદેશ સેવા કશા મહત્ત્વના મુદ્દાસર કરે છે ખરી? આના જવાબ માટે ટૂંકમાં કઈ પરિસ્થિતિમાં આવી સેવા કામયાબ નીવડે છે તે વિશે કંઈક જાણી લઈએ. વિશ્વયુદ્ધ શરૂ થયું તે પહેલાં ફ્રાન્સ માટે જર્મનીએ પ્રસારણો કર્યાં હતાં તેના વારંવાર ઘણાં કારણો સાથે દાખલાઓ આપવામાં આવે છે. આ દાખલાઓમાં મુખ્ય તો ફ્રાન્સમાં જે નૈતિક નાહિંમત અને હતાશા દાખલ થયાં, એને ગણાવવામાં આવે છે. આખી ફ્રાન્સની પ્રજામાં આમ નૈતિક હિંમત ઘટી ગઈ હતી. હા, જર્મનીથી પરદેશના કાર્યક્રમો પ્રસારવા માટે ટ્રાન્સમિટરોની સગવડ સારી હતી અને તે નિકટની

સરહદોમાં સંભળાય તો વધારે સારું, એથી જર્મનીનો પ્રસાર સારા પ્રમાણમાં ફળ્યો. એમણે એવું જણાવવાનો પ્રયત્ન કર્યો કે જર્મની બળવાન અને ઉત્સાહથી ભરેલું અને જ્યારે ફ્રાન્સ અને ગ્રેટબ્રિટન નિર્માલ્ય અને પડતી દશામાં હતાં. ફ્રાન્સની પ્રજા આ સાંભળતી અને સ્વીકારતી. વળી ફ્રાન્સનો રેડિયો-પ્રચાર અપૂરતો, જાત જાતની ભૂલો અને અતિશયોક્તિથી ભરેલો, અને જર્મન રેડિયોને ગૂંગળાવવા મિથ્યા પ્રયાસવાળો હતો. જર્મનીની એ જ નીતિરીતિ ઇંગ્લંડ સામે ન ફાવી શકી, કારણ ઇંગ્લંડમાં સાચી લોકશાહી હતી. પ્રજામાનસ તંદુરસ્ત અને જોશીલું હતું, અને ખાસ તો જાહેર જનતા હકીકત શું અને અતિશયોક્તિ એટલે શું, એનો ભેદ સમજનારી હતી. ઇંગ્લંડના માહિતી ખાતાએ અને બી.બી.સી.એ જર્મન રેડિયોને ગૂંગળાવનારો એક પણ પ્રયાસ ન કર્યો, તે બરાબરનું પગલું હતુ. એમને ભાન હતું કે જો એમ કરવા જઈશું તો જર્મનો જો વળતા દાવે બ્રિટિશ પ્રસારકોને ગૂંગળાવશે તો એથી પણ વધારે ખતરનાક પરિણામો આવશે.

આપણા પાડોશનો બીજો દાખલો લો. પચાસ અને સાઠના દસકાઓમાં આકાશવાણીએ પૂર્વ બંગાળ માટે જે પ્રસારણ કર્યાં એમાં જે સફળતા સાંપડી તે જાણીતી છે. પશ્ચિમ પાકિસ્તાનમાં જાહેર મત અને માનસ ભારતની વિરુદ્ધમાં હતાં, અને જો આકાશવાણી કાશ્મીર માટે કંઈ પણ કહે, અથવા એવું કશું કહે તો તરત એ ખોટા પ્રચાર તરીકે ગણી હસી કાઢતા. પણ પૂર્વ બંગાળનો જાહેર મત જુદી જ જાતનો હતો, એ તો પરિણામ ઉપરથી જાણી શકાયું છે. લોકોને ઢાકાના પ્રચાર કરતાં કલકત્તાના કાર્યક્રમો, સમાચાર અને એની વિવેચના વધારે ગમ્યાં હતાં.

બીજા વિશ્વયુદ્ધ વખતે શરૂઆતમાં હિન્દની પ્રજા જર્મન પ્રચાર ઠીક ઠીક સાંભળતી, એટલું જ નહિ પણ બ્રિટિશ પ્રજા પ્રત્યે ત્યારે હિન્દની પ્રજાને ભારે અણગમો હતો. એટલે જર્મનીનાં સમાચારપત્રકોમાં બી.બી.સી.ના સમાચારો કરતાં વધારે વિશ્વાસ બેસતો.

છેવટે યુરોપના દેશોમાં જ્યાં જ્યાં જર્મન વર્ચસ્વ હતું ત્યાં બી.બી.સી.નાં પ્રસારણો થકી તો મિત્રરાજ્યોને યુદ્ધમાં લડતા લોકોના સહકારથી વધારે ફાયદો થતો, એમ તે વખતના ખબરપત્રીઓ અને નિરીક્ષકો તરફથી જાણવા મળ્યું છે.

આ બધા દાખલાઓ ઉપરથી જણાશે કે જ્યાંની પ્રજાને પોતાના દેશનાં રાજકીય અને આર્થિક ક્ષેત્રે અસંતોષ હોય છે, પોતાના નેતાઓમાં વિશ્વાસ ન હોય ત્યાં બહારથી આવતાં પ્રસારણો સ્વીકારાય છે અને તેની પ્રશંસા પણ થાય

છે. વળી જો એ દેશ મોટા પ્રમાણમાં છાપાંઓ, રેડિયો અને બીજાં સાધનો મારફતે સાચા અને મઠારેલા અહેવાલો ન આપતા રહે તો ત્યાં પરદેશી પ્રચાર વધારે સંભળાશે. જ્યારે ભારતમાંથી ઇન્ડોનેશિયામાં પ્રસારણો દોરવ્યાં ત્યારે એ પ્રજાને ભારતે સમાચાર અને યુદ્ધમાં બનતા બનાવોની હકીકત આપવા માંડી, ડચ રાજ્યસત્તા તો એ બધી હકીકતો જાહેર કરતી જ નહોતી, એથી ઇન્ડોનેશિયન પ્રજાએ એ હકીકતો ધ્યાનથી સાંભળી, એટલું જ નહીં પણ વધારે પ્રમાણમાં સાંભળી અને એ જમાનામાં પશ્ચિમની સત્તાઓનો પૂર્વમાંથી પગદંડો કાઢવાની બાબતમાં એમણે એ દૃષ્ટિબિન્દુઓનાં વખાણ કર્યાં. ભારતના બાંગ્લા દેશ માટેનાં પ્રસારણો એ પ્રદેશ સ્વતંત્ર થયો તે પહેલાં લોકોને ગમ્યાં જ હતાં. એમના દેશમાં લોકોને સાચા સમાચાર મળતાં એ થકી ભારત પ્રત્યે હમદર્દી ધરાવતા મિત્રો વધતા રહ્યા.

આવા બધા કિસ્સાઓમાં સમાચાર પ્રામાણિક અને વિશ્વસનીય હોવા જોઈએ. આજે બી.બી.સી.ના પરદેશમાં વિસ્તારાતા કાર્યક્રમો, સમાચાર વગેરે તાજા અને સાચા હોવાને કારણે વધારે આદરને પાત્ર ગણાય છે, અને આ વિદેશ સેવા સરકારી ખર્ચે નભે છે. તે છતાં બી.બી.સી.ના ખબરપત્રીઓની સ્વતંત્ર રીતે લેખો લખવાની છૂટછાટને લઈ એમને માટે ઘણાંને માન પણ છે. એનાથી અવળું ઘણા દેશોમાં અધિકારીઓને એવી છૂટછાટ છે, એમ ઘણા દેશો દાવો કરે છે, પણ જેઓ સુશિક્ષિત છે એ એમનાં પ્રસારણો સાંભળે છે. અને તરત જ સમજી જાય છે કે એ લોકોને વાણીસ્વાતંત્ર્ય નથી. ત્યાં પોતાની સરકાર ઉપર વિવેચના, દેશમાં ક્યાંય પણ જણાતો અસંતોષ અથવા રાજકીય સંબંધે બંધાયેલા બીજા દેશો સાથેના અસંતોષ વિશે હંમેશાં મૌન જ સેવવામાં આવે છે. એ વિશે કશી માહિતી આપતા નથી.

બીજો એક મહત્ત્વનો મુદ્દો તે એ કે દેશબહાર કાર્યક્રમોને દોરવા માટે રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય બાબતોમાં રચનાત્મક અને સ્પષ્ટ માર્ગ લેવામાં આવે તો તે પ્રસારણ ફળદાયી નીવડે. ભારત થકી ઇન્ડોનેશિયા અને બાંગ્લા દેશ માટે થતાં પ્રસારણોમાં ભારતીય જનતાનો એમની પ્રજાને સંપૂર્ણ સાથ છે તેની ચોખવટ કરવામાં આવી હતી, તે વખતે એ બે દેશોના રાજ્યકર્તાઓ પ્રત્યે એમનો સંબંધ કેવો રહેશે એનો જરા સરખો પણ વિચાર કર્યા વિના જે હમદર્દી બતાવી એથી જે જે ઘટનાઓ બની એના ઉપર સારી અસર થઈ.

કોઈ પણ દેશની વિદેશ સેવાના કાર્યક્રમો ત્યાંના શ્રોતાઓનાં જીવન અને ભાવિ સાથે જેટલા વધુ સંકળાયેલા હશે તેટલા વધુ સંભળાશે. પૂર્વ યુરોપના શ્રોતાઓ

મોસ્કો સાંભળવાના જ અને દક્ષિણ અમેરિકાના શ્રોતા વૉઇસ ઑફ અમેરિકા સાંભળવાના. ઇઝરાયલ અને આરબ દેશના શ્રોતા, કૈરો અને ટેલ અવીવ સાંભળવા ઉત્સુક રહેવાના જ. હા, તેઓ જે સાંભળે તે બધું માને નહીં, એટલું જ નહીં પણ કેટલુંક સાંભળીને નારાજ પણ થાય, પરંતુ યુદ્ધ અને શાંતિ, બળવો અને એને દાબવાની ક્રિયા, ભય પેદા કરનારી લોહિયાળ પ્રવૃત્તિઓ અને ક્રાંતિકારક હિલચાલો જેવી જે પ્રવૃત્તિઓ તે દેશની આર્થિક અને રાજકીય પરિસ્થિતિ ઉપર અસર કરે તે વિશે તો સાંભળવા ઉત્સુક રહેવાના જ.

આકાશવાણીની એક્સટર્નલ સર્વિસ પ્રસારિત કરવાની નીતિ સફળ નીવડે કે નિષ્ફળ નીવડે એનો આધાર ઉપર જણાવેલી ભૂમિકા ઉપર રહે છે. ભારતીય ભાષાઓમાં જે કાર્યક્રમો પ્રસારિત થાય તેની લોકપ્રિયતાનું એક કારણ એ છે કે વિદેશોમાં વસતી ભારતની તેમ જ ભારતીય પૂર્વજો ધરાવનારી પ્રજાને ભારતીય ભાષા તેમ જ ભારતની સંસ્કૃતિ પ્રત્યે લાગણી અને આકર્ષણ હોય એ કુદરતી છે. આ કાર્યક્રમોમાં કેટલીક ખામીઓ તો હોય છે જ, પરંતુ તે બીજી સેવાઓમાં પણ હોય છે. વિદેશ સેવા સામે કોઈ દેશમાંથી કે બહારથી કોઈ હરીફાઈ ન હોવાને કારણે એ કાર્યક્રમોનું ગાડું ગબડયા કરે છે અને બાંધ્યા શ્રોતાજનો સાંભળ્યા પણ કરે છે. પરદેશી ભાષામાં જ્યારે કાર્યક્રમો યોજાય છે એમાં તો ભારત પોતાનું દૃષ્ટિબિન્દુ રજૂ કરે છે એટલા સંતોષ સિવાય બહુ મોટા પ્રમાણમાં શ્રોતાઓ તેને સાંભળે એવી આશા રાખવી વ્યર્થ છે. પડોશમાં તિબેટ, નેપાળ, ભૂતાન અને બાંગ્લા દેશના શ્રોતાઓ ભારતીય કાર્યક્રમો સાંભળે છે, કારણ કે આપણી નીતિઓની એમના જીવન પર અસર પડે છે.

પરદેશના અનિયમિત અને ઓછી સંખ્યામાં સાંભળનારા શ્રોતાજનો ઉપર કે તેમના વિચારો ઉપર કશી અસર નિપજાવવી એ લગભગ અશક્ય કામ છે. પરંતુ ભલેને પરદેશમાં શ્રોતાઓની સંખ્યા નાની હોય, તોયે ભારતનાં દૃષ્ટિબિન્દુઓ રજૂ કરી, એમાંના કેટલાક સુશિક્ષિત શ્રોતાઓમાં ભારત પ્રત્યે મિત્રભાવના અને ભારતના કામકાજ પ્રત્યે રસ તો પેદા કરી શકાય, પણ એ માટે એ કાર્યક્રમો પદ્ધતિસર અને યોજનાપૂર્વક ઘડાઈને જ પ્રસારિત થવા જોઈએ.

આવા પ્રકારનો રસ પેદા કરવામાં લાભ છે અને એ કરવા જેવો છે. દુનિયાના જુદા જુદા ભાગોમાં ભારત પ્રત્યે હમદર્દી ધરાવતા અને આકાશવાણીના આ કાર્યક્રમો સાંભળતા શ્રોતાઓ થોડા હોય તોપણ જો તે ભારતનાં દૃષ્ટિબિન્દુ સમજતા જાય તો કટોકટીને વખતે એમનો સમભાવ કામમાં લાગે. પરદેશી

પ્રસારણમાં દરરોજ સાંભળનારાઓના સંખ્યાબળ ઉપર આ અસરનો મદાર નથી. આકાશવાણીની આ વિદેશ સેવા થકી દુનિયાના ઘણા પ્રદેશોમાં શ્રોતાઓનાં મનમાં ભારત વિશે વધારે જાણવાનો રસ તો પેદા થયો જ છે. પરદેશથી જે ટપાલ આવે છે તે ઉપરથી આ સ્પષ્ટ રીતે તારવી શકાયું છે. ભારતના જે રાજદૂત અને કર્મચારીઓ ત્યાં છે તેમનાં પ્રચારકામ કરતાં આ પરદેશનાં પ્રસારણ થકી ભારતના મિત્રો વધારે નોંધી શકાયા છે, વધારે અસરકારક પણ નીવડયા છે. સંગીતના ઘણા સરસ કાર્યક્રમો, પરદેશી શ્રોતાઓ માટે નિયોજેલા ખાસ વાર્તાલાપો અને ચર્ચાસભાઓ, ભારતીય જીવનને વ્યક્ત કરનારાં ખાસ લખાયેલાં વિવિધ પ્રકારનાં રૂપકો, ભારતીય જીવનસાહિત્ય, સ્થાપત્ય, રૂઢિ, રિવાજ, પહેરવેશ, ધંધારોજગાર, ધર્મસંપ્રદાયો, જંગલોમાં વસતાં પ્રાણીઓની જીવનક્રિયા અને એવી ચિત્રવિચિત્ર વાતો સાંભળવામાં શ્રોતાઓને રસ તો પડે જ. મૂળ વાત એ છે કે થોડો સમય એ સાંભળીને આ કાર્યક્રમો નિયમિત રીતે સાંભળવા તેઓ આકર્ષાય છે કે કેમ એ સવાલ અગત્યનો છે. એનો જવાબ 'ના'માં આવે છે, અને આ ખામી આકાશવાણીને આભારી છે, અને આ ત્રુટિઓ એક બાજુથી આકાશવાણીનું દફતર પોતાનો અધિકાર જમાવવા પ્રયત્ન કરે છે તો પરદેશની પ્રસારણ નીતિ ઉપર વિદેશ ખાતાનું પરદેશ જોડે વ્યવહાર રાખનારું દફતર પોતાની હકૂમત જમાવવા દાવો કરે છે, એથી ગૂંચવણો વધતી રહે છે.

વિદેશ સેવા વિભાગ આકાશવાણીના મુખ્ય દફતર હેઠળ કામ કરે છે. 1939માં એ ખાતું કેન્દ્રીય સમાચાર-સંસ્થાને જવાબદાર હતું. વિશ્વયુદ્ધ દરમિયાન અને પૂરું થયા પછી પણ થોડો વખત એ 'ન્યૂસ ઍન્ડ એક્સટર્નલ સર્વિસ'ને નામે ઓળખાતું ખાતું થયું હતું, એ વિશે આગળ ઉપર કહેવામાં આવ્યું જ છે.

1947માં વિદેશ સેવાને નવેસરથી નવું સ્વરૂપ આપવાનું વિચારવામાં આવ્યું હતું. અને એ માટેના કાર્યક્રમોની નિયોજના અને પ્રસારણ માટે એક જુદો વિભાગ શરૂ કરવાનું સૂચવાયું. આ વિભાગ 1948માં સ્થપાયો અને વિદેશ સેવા વિભાગને નામે ઓળખાયો. સમાચાર વિભાગ સમાચાર વિભાગ કહેવાયો. વિદેશ સેવામાં પ્રસારિત થતા સમાચારો સમાચાર વિભાગમાં તૈયાર થતા, પરંતુ તેના અનુવાદો અને વાચન વિદેશ સેવાનો વિદેશી સ્ટાફ કરતો. એ વ્યવસ્થા આજ પર્યંત ચાલુ છે.

1948 પછી વિદેશ ખાતાએ દેશબહાર પ્રચાર કેમ કરવો તેની જવાબદારી સ્વીકારી લીધી. ભારતની સરકાર પરદેશમાં જે વિભાગમાં પ્રચાર કરે એના સુમેળમાં રહી આકાશવાણીએ પોતાના પ્રચારની યોજના ઘડવી જોઈએ, એ તો સ્પષ્ટ વાત છે. આમ, વિદેશ સેવા વિભાગ અને વિદેશ પ્રચાર વિભાગ વચ્ચે મેળ તો હતો, પણ ઘણાં વર્ષોથી એ સંબંધ ઢીલો પડી ગયેલો. વ્યવસ્થિત પાયા પર રચ્યો હોય એવો તો નહોતો જ. આ મેળમાં મોટા ભાગે તે આ બે વિભાગોના જે વડા અધિકારીઓ આવે-જાય એમના વ્યક્તિત્વ અને વલણ ઉપર અને દેશ બહારના જુદા જુદા વિભાગોમાં રાજદૂતો કામ કરતા હોય તેમના પર આખો આધાર રહે.

પરંતુ વધારે મહત્ત્વનો અધિકાર કોની પાસે એ સવાલ તો એક દિવસ ઊભો થવાનો જ હતો. આકાશવાણીને આધારે કાર્યકરો જોઈએ એની જોગવાઈ, નાણાંની મદદ, ટેકનિકલ સહાય, સંશોધનનું કાર્ય અને એવી અનેક ઊભી થતી ગૂંચમાં સૌથી અગત્યની વસ્તુ કઈ એનો નિર્ણય કરવો જરૂરી હતો. એ દિશામાં આકાશવાણી એક સરકારી ખાતું હોઈ પોતાનો આગ્રહ પૂરતા જોશથી રજૂ ન જ કરી શકે. તેમ વિદેશખાતું વિદેશ સેવા વિભાગને બધી જ વિગતો ઉપર પોતાનો કક્કો ખરો એમ પણ કહી નહિ શકે. તેઓ માહિતી અને પ્રસારણખાતાને પોતાનાં દૃષ્ટિબિન્દુ રજૂ કરવા સૂચનાઓ આપતા રહ્યા, કારણ કે વિદેશ સેવાવિભાગ એ માહિતી અને પ્રસારણ ખાતાનો વિભાગ છે. જોકે એ કાર્યક્રમોનું કેમ પ્રસારણ કરવું એ વિદેશ સેવા વિભાગ મંત્રાલય કરતાં વધારે સારી રીતે જાણે છે. 1955ની આસપાસ તો વાત એટલે સુધી વધી કે વિદેશ ખાતાના અધિકારીઓને આ વિદેશ સેવા વિભાગ એમની દેખરેખ હેઠળ જ ચાલે એવી અને પ્રસારણ માટે આકાશવાણીના સ્ટુડિયોનો તથા એનાં ટ્રાન્સમિટરોનો ઉપયોગ કરવા દેવો એવી દરખાસ્ત રજૂ કરી. પણ ત્યારે માહિતી અને પ્રસારણ ખાતાએ તથા વડા પ્રધાને આ બાબતનો સખત વિરોધ કર્યો, વળી એમાં વિદેશ પ્રધાન પણ સહમત થયા એટલે, એ બાબત આગળ ચાલી નહીં.

વિદેશ સેવામાં જે ક્ષતિઓ વિદેશખાતાના દફતરદારોએ બતાવી હતી તે ક્ષતિઓ આકાશવાણી દૂર ન કરી શકી. એમાંની કેટલીક ખામીઓ અત્યાર સુધી ચાલુ જ રહી.

આ ખામીઓમાં પહેલી તો આકાશવાણી પાસે જે ટ્રાન્સમિટરો છે તેમાંનાં કેટલાંક તો વર્ષોજૂનાં અને નબળાં છે. જે પ્રદેશમાં કાર્યક્રમ પહોંચાડવાના છે

ત્યાં એનું સંતોષકારક પ્રસારણ સાંભળવા મળતું નહીં. 1962માં ચીને ભારત પર હુલ્લો કર્યો, અને લોકસભામાં હોહા થઈ ગઈ. છાપાંઓમાં પણ ઊહાપોહ થયો કે દેશમાં ચીનના પ્રચાર સામે કશો પાકો સામનો કરવામાં આવતો નથી, ત્યારે પણ આકાશવાણીએ જે ટ્રાન્સમિટરો વધાર્યાં તે નામ પૂરતાં જ ! હા, શક્તિશાળી ટ્રાન્સમિટરો ખરીદવા આપણી પાસે પૂરતું પરદેશી હૂંડિયામણ ન મળે, અને એ ખરીદવાની રજા લેવા માટે પરસેવો ઊતરે એટલા કાગળોનો વહીવટ કરવો પડે, ઉપરાંત, સ્થાન નક્કી કરવાં, ટ્રાન્સમિટરો ગોઠવવાં, એનાં યંત્રો ચલાવવાં, પૂરતી વીજળી મેળવવી એવા એવા કંઈ વિકટ ખાડા-ટેકરાવાળા માર્ગ પસાર કરવા પડે, પણ એ તો બધું થઈ શકે એવું હતું, એક બાજુ સંતોષકારક કાર્યક્રમો પ્રસારિત થઈ શકવાની ખામી હોય તો બીજે પક્ષે કેટલાક નકામા ખર્ચા પાછળ પરદેશી હૂંડિયામણ બચાવી શકાત. ભારતનો શ્રોતાજન તો આકાશવાણીના અસંતોષકારક કાર્યક્રમો પણ સાંભળવા ટેવાયેલો છે. પરંતુ પરદેશી શ્રોતાને તો એને રસ પડે એવા અને સ્પષ્ટ બીજા ઘણા કાર્યક્રમો સહેલાઈથી સાંભળવા મળે છે. એ શા માટે ભારતના અસ્પષ્ટ અને નીરસ કાર્યક્રમો સાંભળવા પાછળ સમય બગાડે ?

આકાશવાણીના ઇજનેરી વિભાગે અસરકારક શ્રવણ માટે અસલથી બે અત્યંત શક્તિશાળી જુદી જુદી ફ્રિકવન્સીવાળાં ટ્રાન્સમિટરની જરૂરિયાત ઉપર ભાર મૂકયો જ છે. જ્યાં જે પ્રદેશમાં આપણા કાર્યક્રમો દોરવવા છે તે પ્રદેશ વિસ્તૃત હોય તો છથી સાત ટ્રાન્સમિટરો તો જોઈએ. દા. ત. આરબ પ્રદેશોમાં, દરિયાપારના દેશોમાં, દક્ષિણ પૂર્વ એશિયામાં કે આફ્રિકાના દેશોમાં વધારે જ જોઈએ. વળી એક બીજી વાત ધ્યાનમાં એ રાખવાની કે આ કાર્યક્રમો આપણી મરજી પ્રમાણે કે સગવડ પ્રમાણે ત્યાં દોરવાય નહીં, ત્યાંનો જે ઉત્તમ સગવડવાળો સાંભળવાનો સમયનો ભાગ હોય ત્યારે જ એ કાર્યક્રમો ત્યાં દોરવવા જોઈએ. દક્ષિણ પૂર્વ એશિયામાં અને દૂર પૂર્વમાં જો કાર્યક્રમો સંભળાવવાના હોય તો ભારતના સ્ટા. ટાઇમ સાંજના 6–30થી 8–30ના સમયમાં જ પૂરા કરવા જોઈએ. એ અને પશ્ચિમ એશિયામાં તથા યુરોપમાં ત્યાંના શ્રોતાજનો માટે દોરવવાના હોય તો તે ભારતમાં રાતના 10–30થી 1–30ના સમયગાળામાં રજૂ કરવા જોઈએ. આ માટે પાંચથી છ સામટા પ્રસારણની યોજના ઘડવી જરૂરી છે, અને એ માટે ઘણાં સબળ અઢાર ટ્રાન્સમિટરોની જરૂર પડે. હમણાં સો કિલોવૉટનાં છ, પચાસ કિલોવૉટનાં બે, વીસ કિલોવૉટનાં ચાર, દશ કિલોવૉટનાં બે, ઉપરાંત બે 250 કિલોવૉટ અને એક હજાર કિલોવૉટનાં

આ ટ્રાન્સમિટરો દેશના સમાચારો તથા અખિલ ભારતીય કાર્યક્રમો માટે પણ વપરાય છે. એટલે વિદેશ સેવાને આખા દિવસના એના ઉપયોગનો લાભ મળતો જ નથી.

એટલે પૂરતું નાણાંભંડોળ એકઠું કરી ઘટતાં ટ્રાન્સમિટરો ખરીદી લેવાં જોઈએ, એમ છતાં જે વિપુલ સામગ્રીથી ભરપૂર કાર્યક્રમો રજૂ કરાવાના છે તે માટે તે ઓછા પડે તો કેટલાક નકામા કાર્યક્રમોને બંધ કરવા જોઈએ. આમ ક્યાંક કરકસર કરવાના નિર્ણયો લેવાની પૂરતી હિંમત ન હોવાને કારણે કેટલાક નકામા કાર્યક્રમો પ્રસારિત થયા કરે છે અને એથી કશો હેતુ સરતો નથી. આમ થાય તો જ ઉપર જણાવેલી વિકટ પરિસ્થિતિ હળવી થઈ શકે.

વળી જે સ્ટુડિયોમાંથી વિદેશ સેવાના કાર્યક્રમો પ્રસારિત થાય છે, એ જ સ્ટુડિયોનો ઉપયોગ આકાશવાણીનું દિલ્હી સ્ટેશન અને સમાચારસેવા વિભાગ પણ કરે છે. પ્રત્યેક એકમનાં પ્રસારણ-કામકાજ એટલા મોટા પાયા પર રહે છે કે પ્રસારણ કેન્દ્રમાં હવે વધારે કાર્યક્રમો પેશ કરવાને જગ્યા જ નથી. એકને માટે નિયોજાયેલા સ્ટુડિયો, તે એક ખાતા માટે પૂરતા, પણ એમાં ત્રણ ભાગીદારો કામ કરે એટલે જોઈતા પ્રમાણમાં સંઘર્ષ, પારાવારના ગોટાળા, અને એ થકી જે ઊંચી જાતના કાર્યક્રમો રજૂ થવા જોઈએ એમાં ખામીઓ અને ત્રુટિઓ જણાય એમાં શી નવાઈ! વિદેશ સેવા માટે આજ દશ વર્ષથી અલાયદા સ્ટુડિયોની માગણી ચાલુ જ છે, પરંતુ હજી એ દિશામાં કશાં સક્રિય પગલાં લેવાયાં દેખાતાં નથી.

કાર્યક્રમો વિશે વિચાર કરતાં વિદેશ સેવામાં સૌથી મહત્ત્વના કયા એનો પહેલો વિચાર કરવો ઘટે. પહેલાં તો એક ઊંડો વિચાર કરી ધોરણ નક્કી કરવું જોઈએ. એમાં એ પ્રસારણ કયા વિસ્તાર માટે, કેટલા સમય માટે, એની ઉપયોગિતા કેટલી, અને એ સામે સગવડ અને નાણાકીય સાધનોનો વિચાર, ઉપરાંત એ માટે કયા પ્રકારનાં સંશોધનની જરૂરિયાત વગેરેનો પાકો તાગ કાઢવો જોઈએ. એક વાર આકાશવાણીના વ્યાવસાયિક પ્રસારકો તથા વિદેશ ખાતાના રાજદ્વારી પુરુષો સૌથી અગત્યના વિષયો કયા એ નક્કી કરવા મળ્યા અને કેટલીક બાબતોમાં એકમત થયા, ત્યાર બાદ એનો આખરી નિર્ણય તો રાજકારણમાં કામ કરનારા નેતાઓ પાસેથી લેવાયો. દાખલા તરીકે ભારતીય પૂર્વજો ધરાવતી જે પ્રજા બહાર રહેતી હોય તેમની બાબત. સામાન્ય બુદ્ધિથી એ વાતનો નિકાલ કરવાનો હોય અને પાસે જે થોડાંઘણાં સાધનસામગ્રી ઉપલબ્ધ છે એ ધ્યાનમાં

રાખી નિર્ણય લેવાનો હોય તો એ પ્રજાજનો માટે સૌથી અગત્યની બાબતોમાં ભારતીય ભાષાઓ અને સાંસ્કૃતિક રસની વાત સૌથી છેલ્લે મુકાય. એ જ રીતે વિદેશ સેવામાં અંગ્રેજી ભાષાના ઉપયોગ અને મહત્ત્વ વિશે વર્ષો સુધી ચર્ચા ચાલ્યા જ કરી. આફ્રિકા અને એશિયામાં કાર્યક્રમો પ્રસારિત કરવામાં ઘણી અડચણો હતી. તે સમયે વિસ્તૃત પ્રદેશોમાં અંગ્રેજી ભાષામાં કાર્યક્રમો નિયોજવાથી દુનિયાના ઘણા ભાગોમાં આપણા કાર્યક્રમો પહોંચી શકે અને મહેનત તથા નાણાંના વ્યયના પ્રમાણમાં સારામાં સારો લાભ મળી શકે, એ એક મધ્યમ માર્ગ તરીકે સ્વીકારાવતાં ભારે સમય વહી ગયો. 1966માં આમ જનરલ ઓવરસીઝ સર્વિસ – દરિયાપારના દેશોમાં — પ્રસારણ માટે અંગ્રેજી ભાષામાં કાર્યક્રમો રજૂ કરવાની વ્યવસ્થા થઈ; કારણ 1966 સુધી લોકસભામાં જે હિન્દી જૂથ હતું એમણે હિન્દીને ભોગે અંગ્રેજીમાં વધારે કાર્યક્રમો વધારવા દેવા સંમતિ ન જ આપી

બીજી બાજુએ ઉતાવળા સો બહાવરા જેવું પણ બન્યું છે. કેટલાક કાર્યક્રમો દાખલ કરવા માટે કશાં સાધન-સંશોધન નહીં, કશી પાકી તૈયારી નહીં, પરંતુ અમુક દેશમાં નિમાયેલા ત્યાંના આપણા દેશના રાજદૂતે એક કાર્યક્રમ એ દેશ માટે પ્રસારિત કરવો એવી સૂચના કરી કે તરત વગર તૈયારીએ એમ કરવા મંડી પડયા. અથવા આપણે ત્યાં એમ જ કોઈ વિદેશના રાજદૂત પધાર્યા હોય અને એણે વાતવાતમાં પોતાના દેશમાં અહીંના કાર્યક્રમો સંભળાય એવી સૂચના કરી હોય કે તરત શ્રોતા અને સાધનોનો વિચાર કર્યા વિના શરૂ કરવામાં આવ્યા.

પરંતુ કયા વિષયોને મહત્ત્વ આપવું એ સવાલને પણ જરા બાજુ પર મૂકીએ, તોયે પરદેશના કાર્યક્રમોના પ્રસારણમાં મોટામાં મોટી નબળાઈની કડીઓ તો એ વિષયમાં ખાસ પ્રકારની જે જાણકારી જોઈએ તેનો જ અભાવ છે. આગળ જણાવ્યું તેમ આ ખાતામાં સમાચારપત્રકો સમાચાર સેવા વિભાગ તૈયાર કરે છે. આમાં કશું ખોટું નથી, પરંતુ એ માટે અલાયદો સમાચાર-ખંડ હોવો જોઈએ, અહીં બધા સમાચાર એકઠા થવા જોઈએ, એમાંથી જે જે પ્રદેશોમાં એ પ્રસારિત કરવાના છે તે પ્રદેશોની જરૂરિયાત અને અગત્ય વિચારી એ સમાચારને એ પ્રમાણે ચાળી તારવી તૈયાર કરવા જોઈએ. કેન્દ્રીય માહિતી સેવાના અધિકારીઓ અહીં હાજર હોય તોપણ એમને જે જે પ્રદેશોમાં આ સમાચાર પહોંચાડવાના છે, તે પ્રદેશોની ખાસ જરૂરિયાતોની જાણ કોઈ પણ પ્રકારની ન જ હોય તે દેખીતું છે. આ જરૂરિયાત કેન્દ્ર સરકારે કબૂલ રાખી

છે, એની ઉપર ભાર પણ મૂક્યો છે, પણ જો કે. મા. સે.ના અધિકારીઓ આ દિશામાં એમની જ દેખરેખ હોવી જોઈએ એવી એકહથ્થુ સત્તાને વળગી કામ કર્યા જ કરે તો પછી શું થાય? એને પરિણામે પશ્ચિમ એશિયા માટેનાં સમાચારપત્રકો પૂર્વ આફ્રિકાની પ્રજા માટેનાં સમાચારપત્રકો જેવાં જ હોય છે અને યુરોપ આખામાં પ્રસારિત કરવામાં આવતાં સમાચારપત્રકો પણ ઑસ્ટ્રેલિયાનાં સમાચારપત્રકોથી જુદાં નથી હોતાં. આ પરિસ્થિતિ કોઈ પણ વ્યાવસાયિક પત્રકાર કબૂલ નહીં રાખે. વળી એ જ સમાચારપત્રકોનું સ્વાહિલીમાં, તામિલમાં, બરમીઝ અને રશિયનમાં ભાષાંતર થાય અને પ્રસારાય!

એ જ પ્રમાણે ચાલુ બનાવો ઉપર ખાસ વાર્તાલાપોની જે વિવેચનાઓ થાય છે તેમાં પણ આ પ્રકારની જાણકારીનો અભાવ તરી આવતો માલૂમ પડે છે.

આ વિવેચના જેઓ વાર્તાલાપના કાર્યક્રમો સાંભળે છે તે અધિકારીઓ લખે છે તેઓ વિદેશ સેવા વિભાગને જવાબદાર હોય છે, અને તેઓ કે. મા. સે.-ના મૂળ કર્મચારીઓ હોય છે. તેઓની અહીં બદલી કરવામાં આવી હોય છે, એમાં એમની કામની જાણકારી ધ્યાનમાં લેવામાં આવતી નથી કે ખાસ પ્રકારનાં લખાણો લખવાની એમનામાં આવડત છે કે નહીં તે પ્રત્યે ધ્યાન આપવામાં આવતું નથી. તેઓને જ્યાં કાર્યક્રમો પ્રસારિત કરવાના છે તે પ્રદેશની કશી માહિતી હોતી નથી, પરંતુ જ્યારે એમને આ પ્રકારના કામમાં કશી ગતાગમ પડવા માંડે, સમજ ઊગવા માંડે, કે તરત એમને પગારનાં ધોરણો અનુસાર ક્ષેત્રીય પ્રચાર સંસ્થામાં અથવા વિજ્ઞાપન અને દશ્ય પ્રચાર નિદેશાલયમાં અથવા પ્રસારણ અને માહિતી ખાતાના કોઈ વિભાગમાં બદલી કરવામાં આવે. આમ જે ક્ષેત્રમાં એ પારંગત થયા હોય એમાંથી ઊલટા ખાતામાં જ એમને કામ કરવાનું થયા કરે.

આનો ઉપાય શો? આ વિદેશ સેવા વિભાગ માટે જ ખાસ જગ્યાઓ ઊભી કરવી જોઈએ. એમાં ચાલુ આકાશવાણી કર્મચારીઓ સિવાયના બહારના નિષ્ણાતોને પસંદ કરી નીમવા જોઈએ, અને બંને બાજુ બાંધછોડ કરી પગાર-ધોરણ નક્કી કરવાં જોઈએ. એમને તાલીમ પણ આપવી જોઈએ. જે જે પ્રદેશોમાં કાર્યક્રમો પ્રસારિત કરવાના હોય તે પ્રદેશોનું જ્ઞાન સંપાદન કરવાની સગવડ આપવી જોઈએ, એટલે એ પ્રદેશની જાણકારી મેળવતાં એ આપોઆપ નિષ્ણાત બને. આ તો પ્રાથમિક તૈયારી. ત્યાર બાદ તે પ્રદેશમાં મોકલી એમને જાતઅનુભવથી થોડાં થોડાં વર્ષ માટે નિરીક્ષણ કરવું-કરાવવું જોઈએ. આમ

કરવાથી તે પ્રદેશોમાંના રાજકીય સવાલો, એમના પ્રશ્નો, એમાં થતા ફેરફારો વિશે તેમની પાસે અદ્યતન માહિતી વધતી જ રહે. જેઓ આ પત્રિકા લખે એમને માટે અને એમની ઉપર દેખરેખ રાખે એ બંને માટે આ પ્રકારની યોજના હોવી જરૂરની છે. વિદેશ સેવા ચાલુ થયા બાદ પંદર વર્ષ પછી એક અધિકારીને ઘણા જ ટૂંક સમય માટે દક્ષિણ પૂર્વ એશિયા જોવા મોકલી આપવામાં આવ્યા હતા. ત્યાર બાદ જુદા જુદા પ્રદેશ માટે ખાસ માહિતી મેળવવા એક યોજના ઘડી કાઢવામાં આવી હતી અને તે જેઓ આ ખાતાનું સંચાલન કરે છે તેવા જુદા જુદા એકમો માટે, પણ તેમાંનું હજી સુધી કંઈ કશું મળ્યુંવળ્યું નથી.

હજી ગઈ કાલ સુધી પરદેશમાં આકાશવાણીના ખબરપત્રીઓ નહોતા. આજે પણ જે છે તે ફક્ત ચાર, એક હોંગકોંગમાં, બીજા બૈરૂતમાં, ત્રીજા તહેરાનમાં અને ચોથા ઢાકામાં. એમણે ત્યાંથી પાઠવેલા સમાચાર સમાચાર-પત્રકોમાં આવે એ જ એમનું ધ્યેય હોય છે, પરંતુ એ પ્રદેશની ઝીણી ઝીણી વિગતો, આંકડાઓની પરિસ્થિતિ, સંજોગો વિશે વિદેશ સેવા વિભાગને માહિતી મોકલવામાં એમને રસ નથી.

આ પરિસ્થિતિ, આ હાડમારીઓ, આ ત્યાંના પ્રદેશોનું અજ્ઞાન, એમાં કશો રસ નહીં; શ્રોતાઓના વલણનો કયાસ નહીં, ત્યાં વિદેશ સેવા પોતાના કાર્યક્રમો ઘડયે રાખે છે, પોતાની નીતિ અનુસાર કાર્યક્રમો પ્રસારિત કર્યે રાખે છે, એ થકી કદીક એકાદું લક્ષ્યબિન્દુ સર કરી શકે, પરંતુ મોટે ભાગે એ તીર જે નેમ તાકવાની છે એ થકી ઘણું દૂર પડેલું જોવામાં આવશે.

પરદેશી ભાષાઓમાં થતાં પ્રસારણ કરવા જે કાર્યકરો નીમવામાં આવ્યા છે તેમની સંખ્યા અને શક્તિ નબળાં છે. જ્યાં જેની શાખ સારી રીતે જામી છે એવાં પ્રસારણ-કેન્દ્રોની પરદેશના કાર્યક્રમોની કક્ષા સાંભળશો તો એમાં જણાશે કે એમનાં સમાચારપત્રો, વિવેચના, વાર્તાલાપો, રૂપકો વગેરે પ્રસારણને યોગ્ય ભાષામાં ઉતારેલાં હોય છે. અલબત્ત, અહીં પ્રત્યેક ભાષામાં પ્રત્યેક સમાચારપત્રક અને બીજાં લખાણો જુદી જુદી વ્યક્તિએ પ્રસારણની ભાષામાં ઉતારવાં એ તો અશકય કામ કહેવાય, પરંતુ મૂળ ખરડા ઉપરથી જુદા જુદા અનુવાદકો એને પ્રસારિત કરવાની ભાષામાં લખે, તોયે આસમાન-જમીનનો તફાવત પડી જાય.

તરજુમો કરનાર વ્યક્તિને બંને ભાષાઓ ઉપર, અંગ્રેજી તેમ જ પોતાની ભાષા પર સારો કાબૂ હોવો જોઈએ. તો જ તરજુમો ભૂલ વગરનો, લોકપ્રયોગોથી

રસભર અને અસરકારક થઈ શકે. એશિયા આફ્રિકામાં સમાજ હજી તો વિકાસને પંથે છે, ત્યાં અંગ્રેજી ભાષાના પ્રખર જાણકારો મળવા મુશ્કેલ. જો કોઈ મળી આવે તો પહેલાંનાં જૂનાં બ્રિટિશ સંસ્થાનોમાં મળે. એવા જે થોડા-ઘણા હોય છે તેમને તો પોતાના રાજ્યના રાજદૂતોના દફતરમાં અથવા આંતર-રાષ્ટ્રીય ખાતાંઓમાં સારા પગારે નોકરી મળતી હોય છે. એટલે યોગ્ય અને જાણકાર વ્યક્તિની નિમણૂક કરવાની હોય તો એને ઘણો સારો પગાર આપવો જ પડે. આજે તો નાણા ખાતા અને આકાશવાણી વચ્ચે હંમેશનો ખટલો રહ્યા જ કરે છે. હા, એક વાત કબૂલ કે જે દેશોમાં સમાજવિકાસ બહુ સારા પાયા પર થયો છે એ દેશના પ્રસારકોને પગારે રાખવા હોય તો તે આકાશવાણીના ડાયરેક્ટર જનરલ અથવા માહિતી અને પ્રસારણ ખાતાના જોઇન્ટ સેક્રેટરીના પગાર કરતાં વધારે માગે એ દેખીતી વાત છે, એટલે હકીકતની દૃષ્ટિએ આ વિચિત્ર પગાર-ધોરણના તફાવત કબૂલ રાખો, અથવા જે ભાષામાં એ વ્યક્તિ વધારે પગાર માગે, તે ભાષામાં સમાચારપત્રકો વગેરે પ્રસ્તુત કરવાની વાત બંધ રાખો. પરંતુ થાય છે એમ કે સારા માણસો જતા કરી જેઓ ઓછા પગારે ઓછા લાયક માણસો કામ કરવા તૈયાર થાય છે એમને રાખી લેવામાં આવે છે.

વળી બીજી એક વાત નોંધવા જેવી છે કે આ ઘણા આફ્રિકાવાસીઓ અને એશિયાવાસીઓ ઓછા પગારે વૉશિંગ્ટન કે લંડન કે મોસ્કો જવા તૈયાર હોય છે, પણ નવી દિલ્હીમાં તો વધારે પગારની જ આશા રાખે છે. એ માટે બે કારણો જવાબદાર છે. એક તો એમને જે હરવાફરવાની સામાજિક વ્યવહારની તકો ત્યાં મળે છે તેવી અહીં મળતી નથી. સમાજ સંકુચિત છે તે, અને બીજું અહીં ઓછામાં ઓછા ખર્ચે પણ યોગ્ય જીવનધોરણ ટકાવી જીવનનિર્વાહ કરવો મોંઘો પડે છે તે; હા, એશિયા આફ્રિકાની પ્રજા ઓછા વિકાસ પામેલા દેશો સાથે પોતાના ખંડની મગરૂરીની એકતા વિચારી જરા અગવડ વેઠવી પડે તો વેઠવી એવું વિચારતા નથી. શરૂઆતના કાળમાં વિદેશ સેવામાં આરબ દેશોમાંથી ઇન્ડોનેશિયા અને બીજા દેશોમાંથી ઉત્સાહી અને ચબરાક કિશોરો કામ કરવા આવતા હતા, ત્યારે આકાશવાણીના પરદેશીઓ માટે રહેવાની નવી દિલ્હીના કસ્તૂરબા ગાંધી માર્ગ પર આવેલી હૉસ્ટેલમાં રહેતા હતા, પણ જ્યારે એ બધા એમને દેશ જતા, ત્યારે ભારતમાં જે પ્રકારનું જીવન જીવવા મળતું તે વિશે પોતાના દેશમાં વાતો કરી હશે, એને પ્રતાપે કોઈ આકાશવાણીમાં નોકરી કરવા આવવા હિંમત કરતું નહીં કે તૈયાર થતું નહીં.

આ બધા ઉપરાંત એક કંટાળાભરેલી અને જેનો કદી છેડો ન આવે એવી એક વહીવટી પદ્ધતિમાંથી પસાર થવાની ક્રિયા હતી. આકાશવાણી માટે ચારે બાજુ ભારે તપાસ પછી કામ કરનારી વ્યક્તિઓને પસંદ કરી હોય. એ પસંદગીમાં ભારતના રાજદૂતના દફતરે મહેનત લીધી હોય, તેમને અહીં આખરની પસંદગી માટે લાવવા માટે દોઢ-બે વર્ષ વીતી જાય. દરમ્યાન એમણે ત્યાં બીજી કમાણીનાં સાધન શોધી પણ કાઢયાં હોય છે અથવા બીજી નોકરી પર પણ ચડી ગયા હોય છે. એ સલામત વ્યક્તિ છે. એની ઓળખ, એની ચકાસણી, પોતાને દેશથી અહીં આવવા માટે ભાડામાં કાપકૂપની રકઝક, પ્રવાસમાં ખર્ચ કરવાં જોઈતાં ઘટતાં નાણાં, દિલ્હીમાં રહેવા માટે વ્યવસ્થા એ બધું સરકારી ઢબે 'થતી હૈ, હોતી હૈ', એ રીતે ધીમી ગતિએ ચાલ્યા કરે. 1974ની શરૂઆતમાં અરબી વિભાગમાં કામ કરવા, આરબ સમાચાર પ્રસ્તુત કરવા એક પણ હાજર નહોતો, એ જાણીને કોઈને નવાઈ લાગવી નહીં જોઈએ.

આમ તરજુમો કરનારા અને તે પ્રસ્તુત કરનારા પરદેશી કામ કરનારાઓ મોંઘા પડવાને કારણે ભારતનાં પ્રજાજનોને એ કામ સોંપવામાં આવ્યું. આમ નાણાંનો બચાવ તો થાય એ દેખીતું છે પણ એમાં એક બીજો મહત્ત્વનો મુદ્દો પણ સંકળાયેલો છે અને તે એ કે આ પરદેશી વ્યક્તિઓ ઉપર કયારેક કદીક રાષ્ટ્ર સંબંધી કેટલાંક સમાચારપત્રકો માટે પૂરો ભરોસો રાખવો એ ઠીક ગણાય કે નહીં એ વિવાદાસ્પદ છે. 1962માં પરદેશી ચીની એકમ આ ખાતામાં કામ કરતું હતું એની ઉપર અધિકારીઓને એક વખત શક આવતાં, શકમંદ વ્યક્તિઓ જાહેર થતાં તરત જ કેટલાકને દેશનિકાલ કરવામાં આવ્યા; અને એ વિભાગના કાર્યક્રમોમાં તરત જ કાપકૂપ કરી નાખવામાં આવી. 1948માં વિદેશ સેવા ચાલુ થઈ ત્યારથી દેશમાંથી તેમ જ બહારથી એમાં પરદેશી ભાષામાં કામ કરનારાઓની ભરતી કરવામાં આવતી, એમાં ખાસ તો સુપરવાઈઝર એટલે કે એ પ્રકારના કાર્યક્રમો ઉપર દેખરેખ રાખનારાઓની ઉપર જણાવ્યા મુજબ ભરતી થતી. સુપરવાઈઝર જાતે સમાચારનું પ્રસારણ તો ન કરે, પરંતુ પરદેશી જબાનમાં શું લખાય છે તે અને શું પ્રસ્તુત થાય છે તે ઉપર તો દેખરેખ રાખી શકે.

એકાએક માનવામાં નહીં આવે, પણ ભારતીય પૂર્વજો ધરાવતા કે ભારતના જ નાગરિકો વિદેશોમાં છે છતાં જયાં જયાં ભારતીયો જઈ વસ્યા છે તે દેશની ભાષા સામાન્ય અર્થમાં પણ લખીબોલી શકતા નથી. સ્વાહિલી, બરમીઝ,

સિંહાલા, મલય, ઇન્ડોનેશિયન, થાઈ અને એવા બીજા એકમ માટે ત્યાંની ભાષા જાણનારા કોઈ પણ મળ્યા નહીં. પછી ધારાધોરણ જરા હળવાં કરવામાં આવ્યાં, ત્યારે માંડ માંડ થોડાઘણા પ્રમાણમાં જાણનારી એકબે વ્યક્તિઓ મળી, પણ એમના ઉચ્ચાર, અને ભાષાના જીવંત લહેકા વિશે તો એ અજાણ જ હતી.

અરબી, પુશ્તુ અને ફારસી કાર્યક્રમો માટે ભારતનાં વિશ્વવિદ્યાલયો, મદ્રેસા અને એવી બીજી સંસ્થાઓમાં તાલીમ પામેલા એ ભાષા લખનારા, બોલનારા ઘણા મળી આવશે, એમ માનવામાં આવતું હતું. પણ અહીં જે અરબી અને ફારસી શીખવાય છે તે સાહિત્યિક અને ભારે હોય છે. શિક્ષકો જાતે ત્યાં જે ભાષા બોલાય છે એનાથી અજાણ હોય છે. આપણા પરદેશના એલચી ખાતાના અહેવાલો અને ત્યાંના શ્રોતાઓના પત્રોમાં અહીંનાં પ્રસારણો અંગે એ ફરિયાદ છે, કે ભારતમાં તાલીમ પામેલા ભારતીય નાગરિકોની ભાષા ત્યાંના શ્રોતાઓને બિલકુલ કબૂલ નથી. અને તે ઊલટી અસર કરનારાં છે.

ભારતને સ્વતંત્રતા મળ્યા બાદ ભારતમાં ગૃહ, સંરક્ષણ અને વિદેશ ખાતામાં તેમ જ યુનિવર્સિટીઓ અને શાળાઓમાં પરદેશી ભાષા શીખેલા ભારતીય યુવાનોની બહુ મોટી માગ છે. આકાશવાણી જે ધોરણના કાર્યકરો માગે છે તે કરતાં ઊતરતી કક્ષાના ધોરણે ત્યાં પસંદગી કરવામાં આવે છે, છતાં એ બધાં ખાતાંઓમાં સંતોષ આપે એવા યુવાનો મળતા નથી. આમ જોતાં અહીં એ પ્રકારના, અહીં કામ લાગે અને પરદેશમાં પણ કામ કરી શકે એવા નવ-યુવાનોને આપણી યુનિવર્સિટીઓમાં પદ્ધતિસર અને પાકી બાંધણીની તાલીમ આપવાનું શરૂ કરવું જોઈએ એમ કોઈ કહે તો બરાબર છે. દેશમાં એવી તાલીમ આપવા માટે પૂરતી સગવડ નથી, અને જે તાલીમ અપાય છે તે શરૂઆતના પદાર્થપાઠ જેવી છે. પરદેશી ભાષા શીખવા નવયુવાનોને પરદેશ મોકલવા શિક્ષણ ખાતાએ કેટલીક શિષ્યવૃત્તિઓ આપીને મોકલ્યા હતા, પણ એની સંખ્યા બહુ ઓછી, આકાશવાણીની માગ બહુ મોટી. એમાં વળી એમને તરજુમા કરવાના કામ માટે ત્યાં જેટલું રહેવું જોઈએ એટલો સમય મળતો નહીં. આમ જેવા જોઈએ તેવા સારા તરજુમા કરનારા અને કાર્યક્રમો પ્રસ્તુત કરનારા માણસો મળતા નહીં. પછી આ યોજનાઓમાં સુધારા કરવાના પ્રયાસ કરવામાં પરિણામ શૂન્ય જ આવ્યું.

આ બધા પછી આકાશવાણીએ જાતે જેટલા સમય માટે માણસો જોઈએ

તે અને કેવા પ્રકારની તાલીમ આપવી છે એ બે વાત ધ્યાનમાં રાખી, એ અનુસાર યોજના કરવાનું વિચાર્યું. એની યોજનાઓ 1950માં તૈયાર પણ થઈ ગઈ, પરંતુ ધારાધોરણને જ અનુસરતી સરકારની નીતિરીતિના અને વહીવટી આંટીઘૂંટીના ખરાબે એ કયાંની કયાં ખોટવાઈ ગઈ તેનો પત્તો જ નથી. આ પરિસ્થિતિમાં માહિતી અને પ્રસારણ ગૃહ તથા કાયદા ખાતાના વડા અધિકારીઓએ આવા સવાલો હલ કરવા એકમતે આખરી નિર્ણયો લેવા જોઈએ, પરંતુ તે નથી લેવાયા. દાખલા તરીકે આકાશવાણીમાં આ પ્રકારનાં કામ કરનારા માણસો જે તાલીમ પામેલા હોય તેમાંથી પસંદ કરવા, અથવા એમને તાલીમ અપી તૈયાર કરવા; બીજું, એમને તાલીમ અપાય તે દરમ્યાન એમને કેટલો ખિસ્સાખર્ચ આપવો, અને એ તાલીમ કેટલા સમય માટેની તે નક્કી કરવું. ઉપરાંત તાલીમ લેનારાઓ આકાશવાણીમાં જ કામ કરવા બંધાઈ ત્રણ વર્ષ કે પાંચ વર્ષ માટે કરારનામાં કરવા, અને આ વ્યક્તિઓને કામ પર ચડાવ્યા બાદ એમને તબક્કે તબક્કે કેટલો પગારવધારો આપવો. વિદેશ સેવા વિભાગ માટે ઉપરની વિવિધ કલમો બાબત કશો નિર્ણય લેવાયો નહીં, એટલે આકાશવાણીએ જ જૂન 1940ની આસપાસ જે કાર્યકરો પસંદ કરેલા તે થકી હજી આજે પણ કામ ચલાવ્યે રાખે છે અને દેખીતી રીતે તેઓ એમના શ્રોતાજનો, એમના પ્રજાજનો એમના દેશ સાથે આજની ઘડીએ જોઈએ તેટલા આજની ઘડીના માહિતગાર નથી. અને જેઓ ભારતીય પૂર્વજો ધરાવનારા પસંદ થયા છે તે તો પોતે દાખલ થયા ત્યારે જે ભાષાભંડોળ લઈને આવ્યા હતા, એમાંથી જરા પણ આગળ વધ્યા નથી, એટલું તો ઓછામાં ઓછું કહી શકાય.

આ પછી એક બીજો કોયડો એ ઊભો થયો છે કે પરદેશના જે જે પ્રદેશોમાં આપણે અંગ્રેજી તથા એમની ભાષામાં જે કાર્યક્રમો પ્રસ્તુત કરીએ તેની માહિતી કેવી રીતે આપવી. ભારતના શ્રોતાજનો વારંવાર છાપાં-ચોપાનિયાં-માં બી. બી. સી. અને વોઇસ ઓફ અમેરિકા અને એવી જ બીજી સંસ્થાઓ પોતાની જાહેર ખબરો છપાવે છે તેમ જ ચોપાનિયાં વહેંચે છે, તે વાંચે છે.

પરદેશનાં છાપાંઓમાં જાહેરખબરો છપાવવી એટલે એમાં ભારેનો ખર્ચ થાય, છતાં એક વાર વિદેશ સેવાએ કેટલાક દેશોમાં જાહેર ખબરો છપાવવા પ્રબંધ તો કર્યો, પણ ખર્ચના આંકડા જોતાં વિચાર પડતો મૂક્યો.

પરદેશમાં વિદેશ સેવાના કાર્યક્રમોની જાહેરાત કરવા 'ઇન્ડિયા કૅાલિંગ' નામે અંગ્રેજીમાં દર મહિને એક પત્રિકા પ્રગટ કરે છે. આની શરૂઆત 1952માં

થઈ, આપણી વિવિધ એલચી કચેરીઓમાં એને વહેંચણી માટે મોકલવામાં આવે છે, ઉપરાંત જે શ્રોતાઓ સીધા મગાવે એમને પણ પોસ્ટથી મોકલવામાં આવે છે. આ ચોપાનિયાંમાં સાઇક્લોસ્ટાઇલ ફોલ્ડર આમેજ કરવામાં આવે છે. એમાં ત્રણ મહિનાના કાર્યક્રમોની રૂપરેખા પણ આમેજ કરવામાં આવે છે. આ ફોલ્ડરો દસ ભાષાઓમાં તૈયાર કરવામાં આવે છે. આ બધા કાર્યક્રમોની જાહેરાત કરવાની જરૂર તો છે જ, ચોપાનિયાં અને ફોલ્ડર પાછળ ખર્ચ પણ સારા પ્રમાણમાં થાય છે, પણ જો કાર્યક્રમોમાં જ દમ ન હોય તો, અને એની કશી અસર જ ન થતી હોય તો આ ખર્ચનો બોજો ઉઠાવવાની કશી જરૂર રહેતી નથી. વળી એ ગમે તે હોય, પણ ફારસીમાં કે સ્વાહિલીમાં માત્ર છસો કે સાતસો સાઇક્લોસ્ટાઇલ ફોલ્ડરોથી જાહેરાત શી થઈ શકે? એટલે આ સંજોગોમાં આ ખાતાની જે અસર થવી જોઈએ તે થતી નથી. આનો માપદંડ શો?

શ્રોતામંડળીઓમાં સંશોધનકાર્ય, ભારતમાં થતા કાર્યક્રમો અંગે શ્રોતામંડળોમાં જે સંશોધનપદ્ધતિથી પરિણામો જાણવા મળે, એ પદ્ધતિ આ પરદેશમાં થતાં પ્રસારણોમાં ન ચાલે. અમુક પ્રદેશોમાંના અને તેય અમુક સમયના ટુકડા પસંદ કરી પરિણામ જાણવાં, એથી કંઈ ખરી હકીકતોનો તાગ ન મળે, વળી એ પદ્ધતિ ખર્ચાળ અને અવ્યવહારુ પણ નીવડે. બી. બી. સી. અને વૉઇસ ઑફ અમેરિકા શ્રોતામંડળના પ્રતિભાવ-પ્રત્યાઘાતો જાણવા દુનિયાના જુદા જુદા ભાગોમાંથી ટુકડાઓ પસંદ કરી લે છે, અને એમાંથી પરિણામો તારવે છે, એ એક પદ્ધતિ. બીજી રીતમાં પોતાના દફતરના માણસોને ઠેકઠેકાણે પાઠવે છે, એમના અહેવાલો મળે તે ઉપરથી તારવણી કાઢે છે. ઉપરાંત ત્રીજી રીતમાં શ્રોતામંડળના પત્રોમાંથી તારવણી કાઢે છે, અને ચોથી રીત શ્રોતામંડળોમાં પોતે નક્કી કરેલી નાની ટુકડીઓ મારફત જે માહિતી મળતી રહે તે. એમ ચાર રીત છે. બી. બી. સી.એ ભારતમાં 'ઇન્ડિયન ઇન્સ્ટિટ્યૂટ ઑફ પબ્લિક ઓપીનિયન' નામની જાહેર મત એકઠો કરનારી ભારતીય સંસ્થા મારફત અમુક ચોકઠામાં ભારતનાં 35 શહેરોમાંની પુખ્તવયની વ્યક્તિઓમાં મોજણી કરાવી, જાણકારી મેળવી. આમાં પહેલાંની મોજણી અને પછીની મોજણીમાંથી સાંભળનારાઓની સંખ્યામાં સુધારો-બગાડો જાણવા મળે અને જુદી જુદી જાતના કાર્યક્રમોમાંથી કયા પ્રકારના કાર્યક્રમોની વધારે પસંદગી છે તે પણ જાણવા મળે.

આકાશવાણીએ એશિયા ખંડમાં શ્રોતામંડળના પ્રત્યાઘાતો-પ્રતિભાવો જાણવા એક વિસ્તૃત પ્રશ્નપત્રક પાઠવીને મંગાવ્યા, પછી તરત વધારે વિગતવાર પ્રશ્નપત્રક ઈરાન અને આરબ દેશોમાં પાઠવી મગાવ્યા. આ તો આંગળી ચાટવા જેવું સંશોધન, પ્રમાણમાં બહુ નાના પાયા ઉપર, પણ તે એક વાર કર્યા બાદ ફરીથી નાણાંની તંગીને કારણે નિયોજી શકાયું નથી. બાકી તો પરદેશમાં ભારતની જ્યાં મોટી એલચી કચેરીઓ છે, તેમના અહેવાલો ઉપર, શ્રોતાઓના પત્રો ઉપર આ સંશોધન અવલંબે છે. 1973ની સાલમાં આશરે 1,27,000 પત્રો આવ્યા હતા. કયા કયા દેશમાંથી આવેલા પત્રોનો એ સરવાળો છે તે હવે પછી તરત આપણે જોઈશું.

ભારતમાંથી ભારત તથા પાકિસ્તાન માટે પ્રસારિત થતા કાર્યક્રમો સાંભળનારાઓમાંથી ભારતમાં રહેતા ઉર્દૂ, પંજાબી, બંગાળી અને સિન્ધી ભાષા બોલનારાઓના પત્રોની સંખ્યાનો ઉપરના આંકડાઓમાં સમાવેશ કરવામાં નથી આવ્યો.

આ આંકડા પ્રમાણે જોતાં હિન્દી ભાષામાં થતાં પ્રસારણોના શ્રોતાજનોનું પણ સારી સંખ્યામાં કે નિયમિત કોઈ જૂથ નથી. દરિયાપારની સેવામાં અંગ્રેજીમાં પ્રસારાતા કાર્યક્રમોમાં ભારતીય તેમ જ પરદેશી શ્રોતાઓને ભારતીય સંગીત અને ભારતના સમાચાર તથા એ ઉપરની વિવેચના ગમે છે એવું તારવવામાં આવ્યું છે.

પરદેશી ભાષામાં થતાં પ્રસારણોમાં પુશ્તુ ભાષામાં પ્રસારણો ઘણાં સફળ નીવડ્યાં છે. એ શ્રોતાઓને ગમે છે. એનું એક કારણ પુશ્તુભાષી શ્રોતાઓને ઉર્દૂ પાઠ ગમતા લાગે છે. એ પછી નેપાળમાંથી નેપાળી ભાષા માટે 33,000 પત્રો, ઉપરાંત ભારતના નેપાળી શ્રોતાજનોમાંથી 20,500. એ પછી બર્મા અને ઈરાનમાં પ્રસારાતા કાર્યક્રમોનું સ્થાન આવે, પણ શ્રોતામંડળના પ્રત્યાઘાત મેળવવા આ આંકડાઓ એના પ્રભાવશાળી તો ન જ કહેવાય.

| | |
|---|---|
| અંગ્રેજી | 10,400 |
| હિન્દી | 5,300 |
| ગુજરાતી | 1,800 |
| તામિલ | 4,450 |
| અરબી | 550 |
| ફારસી | 6,900 |
| દારી | |

| | |
|---|---|
| પુશ્તુ | 52,250 |
| રશિયન | 630 |
| સ્વાહિલી | 580 |
| તિબેટી | 390 |
| સિંહાલા | 80 |
| નેપાળી | 33,000 |
| બરમીઝ | 8,400 |
| ફ્રેન્ચ | 70 |
| થાઈ | 15 |
| ઇન્ડોનેશિયન | 1,490 |
| ચીની | 10 |
| | 1,[illegible]6,915 |

હવે આ આંકડાઓ ઉપરથી આકાશવાણી પોતાનાં નજીવાં સાધનો થકી પૈસા, કામ કરનારાઓની મહેનત, ટ્રાન્સમિટરો, સ્ટુડિયોનો વપરાશ અને એમ જે વ્યય કરે છે તે બધાનો ખર્ચ કયે હિસાબે વાજબી છે એમ ઠરાવી શકાય?

જો આકાશવાણી સરકારીખાતું ન હોત તો અને એ સંસ્થામાં જાહેર જનતાનાં નાણાં વપરાતાં હોત અને આ પરિણામ લાવવામાં આવે તો ઑડિટ એટલે હિસાબો તપાસ કરનારા આ ખર્ચો ચાલુ રાખવા કદી હા પાડત ખરા? વિદેશી સેવા તેમ જ બીજાં ક્ષેત્રોમાં ખોટમાં કામ કરતા કાર્યક્રમો કાપી નાખવા જોઈએ, અને જે કાર્યક્રમોથી સરહદો ઉપરની જરૂરિયાતમાંથી રાજકીય પરિસ્થિતિમાં ઉપયોગી નીવડતા હોય, અને જેની ઠીક સંખ્યામાં શ્રોતામંડળ ઉપર ભારતીય વિચારસરણીની અસર થતી રહેતી હોય તેવા કાર્યક્રમો ઉપર વધારે ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ.

આ બે કારણોસર પુશ્તુ, નેપાળી, તિબેટી, બરમીઝ અને ફારસી ભાષામાં પ્રસારણો ઉપરાંત એક વધારવું હોય તો સિંહાલા પ્રસારણ જારી રાખવું જોઈએ. આમાંના કેટલાકના શ્રોતાજનોનું પ્રમાણ ઘણું ઓછું છે છતાં એને રોજિંદા ચોક્કસ સમય માટે પ્રસારિત કરવા જોઈએ કે સમાચાર અને ખબરો જાણવા શ્રોતાઓને ચોક્કસ અને બાંધ્યો સમય મળે. બાકીનાં પરદેશી પ્રસારણોનાં કોઈ નામ દેવા જેવી શ્રોતાઓની સંખ્યા છે નહીં, એટલે એ બંધ કરી દેવાં જોઈએ, અને બંધ થાય તો કોઈ અજુગતાં પરિણામ આવવાનાં પણ નથી.

બાંગ્લા દેશમાંના શ્રોતા કલકત્તા રેડિયો સાંભળે છે એટલે એમને માટે દરરોજ સાત કલાકના જુદા પ્રસારણની જરૂર જ નથી. દુનિયાના કેટલાક ભાગો માટેની અંગ્રેજી સેવા ચાલુ રહેવી જોઈએ અને તેને મજબૂત બનાવવી જોઈએ. એ માટે જરા વધારે ખર્ચ અને પ્રયત્ન કરીએ તો સહેજે એશિયાના, આફ્રિકાના, ઑસ્ટ્રેલિયાના અને યુરોપના દેશોના શ્રોતાજનો માટે આપણે વધારે સારી રીતે અને સારા કાર્યક્રમો પ્રસારિત કરી શકીએ, એટલું જ નહીં પણ આપણા પડોશીઓને જેમ ભારતના સમાચાર પહોંચાડી શકીએ છીએ એમ એમને પણ એ રીતે સમાચાર પહોંચાડી શકાય. ઉર્દૂ કાર્યક્રમો પાકિસ્તાની શ્રોતાઓ માટે નિયોજવા જોઈએ. વિદેશ સેવા રોજ ભારતના ઉર્દૂ શ્રોતાજનો માટે નવ કલાકથી વધારે કાર્યક્રમો આપે એનો કશો અર્થ નથી.

એ જ પ્રમાણે કેવળ લાગણીના કારણને જવા દઈએ તો હિન્દી, તામિલ અને ગુજરાતી કાર્યક્રમોથી પણ કશો ઉપયોગ સરતો નથી. હા, કેટલાક શ્રોતાઓ ભારત સાથેનો સંપર્ક ગુમાવી દે એવી દહેશત રહે, પણ જો દક્ષિણ એશિયા અને આફ્રિકા પ્રત્યે બબ્બે કલાકના મુંબઈથી, મદ્રાસથી અને દિલ્હીથી ગુજરાતી, તામિલ અને હિન્દીમાં કાર્યક્રમો પ્રસારિત કરવામાં આવે તો એ ખોટ પૂરી પડે. કોઈ કહેશે કે એમ કરવા જઈએ તો એમને અનુકૂળ સમયે નહીં સંભળાવી શકાય તો થોડા કાર્યક્રમો રેકર્ડ કરી એમના અનુકૂળ સમયે ફરીથી પ્રસારિત થઈ શકે.

આમ જો આવા કેટલાક બિનઉપયોગી કાર્યક્રમો બંધ કરવામાં આવે, અથવા ઓછા કરવામાં આવે તો નાણાંનો સારો બચાવ થાય, અને એ બચતમાંથી જે જરૂરના છે તે કાર્યક્રમોને વધારે સંગીન પાયા પર મૂકવા, અને એમાંથી થોડી રકમ એક વ્યવસ્થિત 'પ્રોગ્રામ એકસચેન્જ યુનિટ' (કાર્યક્રમોની અદલબદલ કરવાના એકમ) રચી એ માટે વાપરવા.

શૉર્ટ વેવ ઉપર ધીમે ધીમે જાતજાતની ખલેલ વધતી જાય છે, અને સાંભળવામાં અનેક પ્રકારની હરકતો નડે છે. એટલે ઘણા દેશો હવે પોતાના સારા કાર્યક્રમોને રેકર્ડ કરી બીજા દેશોને એમના ઘરઆંગણાના રેડિયો તેમ જ ટી.વી. કાર્યક્રમોમાં વગાડવા અદલાબદલ કરે છે. આ પ્રકારના કાર્યક્રમો ચાલુ બનાવો સંબંધી હોઈ શકે, અને એને તાબડતોબ મોકલવા માટે ઘટતી વ્યવસ્થા હોવી જોઈએ, અથવા એ કાર્યક્રમો હંમેશને માટે જ્યારે વગાડવા હોય ત્યારે કામ લાગે એવા હોવા જોઈએ. આ યાદીમાં સંગીત, નાટક, સાંસ્કૃતિક વિષય

પર તેમ જ સમાજવ્યવસ્થા ઉપરના વાર્તાલાપો હોઈ શકે. આમ જે કાર્યક્રમોનો બદલો કરવામાં આવે, એમાં કૉપીરાઇટના પ્રશ્ન સંકળાતા હોય તો એના ફરીથી પ્રસારણ માટે ફી આપી દેવી, અથવા જે મૂળ મથકે રેકર્ડ કરે તેને આપવી, પણ મોટે ભાગે આવા અદલાબદલામાં ઘણી સંસ્થાઓ ફીનો સવાલ ઊભો કરતી નથી.

વિદેશ સેવા વિભાગે પંદર વર્ષો પહેલાં આવા કાર્યક્રમોનું અદલાબદલી કરનારું એકમ શરૂ કર્યું હતું, અને એમાંથી પરદેશનાં પ્રસારણ-કેન્દ્રોને, પરદેશી શિક્ષણ તેમ જ સાંસ્કૃતિક સંસ્થાઓને તથા ભારતીય એલચી ખાતાઓની કચેરીઓને વારતહેવારે વગાડવા માટે મોકલ્યા હતા. આકાશવાણી આવા કાર્યક્રમો એમને મફત આપે છે. આપણાં એલચી ખાતાંઓને દર ત્રણ મહિને કેટલા કાર્યક્રમો બન્યા છે એની એક યાદી મોકલવામાં આવે છે, ઉપરાંત વર્લ્ડ રેડિયો અને ટી.વી. હૅન્ડબુકના પ્રકાશકો 'ઇન્ટરનૅશનલ લીસનિંગ ગાઇડ' નામે એક ચોપાનિયું પ્રગટ કરે છે, એમાં પણ આપણા મહત્ત્વના કાર્યક્રમો અને એની વિગતો પ્રગટ કરવામાં આવે છે.

એક જમાનામાં આકાશવાણીમાંથી વણમાગ્યા આવા કાર્યક્રમો પરદેશ મોકલાતા, પણ જતે કાળ ટેપ મોંઘી થવા માંડી, અને એની આયાત ઓછી થવા માંડી એટલે એવો બગાડ કરવો બંધ કર્યો. વાર્તાલાપો અને રૂપકોનાં રેકર્ડિંગ જે છ કેન્દ્રો મગાવે છે તેમને જ મોકલવામાં આવે છે. એમાંના કેટલાક એ વગાડે છે એનો અંદાજ કાઢવો કઠિન છે, પણ એમાંથી થોડાં કેન્દ્રો તો ઠીક પ્રમાણમાં વગાડતાં હશે એમ આપણે માની શકીએ. આ ઉપરાંત 23 દેશોમાં આપણે ભારતીય સંગીતની રેકર્ડો મોકલીએ છીએ. આ દેશો સાથે ભારતની સાંસ્કૃતિક વસ્તુની આપલેનો સંબંધ બંધાયેલો છે. વધારે નાણાંની જોગવાઈ થાય અને કામ કરનારાઓની સંખ્યા વધે તો આ પ્રક્રિયા વિકસાવવા જેવી છે. એમ થાય તો આપણા વધારે અને વધારે કાર્યક્રમો પરદેશમાં સારી રીતે સંભળાય, અને ખલેલજનક તથા ભરોસો ન મૂકી શકાય તેવા શૉર્ટ વેવમાંથી બચી જવાય. એમની ઘરઆંગણાની સર્વિસમાં જ એ સારી રીતે સાંભળી શકે. આ એક જાણવા જેવી વાત છે કે આફ્રિકામાં અને એશિયામાં આપણી ફિલ્મ સંગીતની રેકર્ડો ખૂબ જ લોકપ્રિય છે, પણ યુરોપમાં તો શાસ્ત્રીય સંગીત અને ઑરકેસ્ટ્રાનું સંગીત એમને વધારે ગમે છે, તેમ જ કલા, સંસ્કાર, સાહિત્ય અને ફિલસૂફી પરના વાર્તાલાપો પણ એટલા જ ગમે છે.

છેલ્લે જે હેતુથી વિદેશ સેવા કરવામાં આવે છે તે હેતુઓ સારી રીતે બર આણવામાં કોની જવાબદારી ગણવી? વિદેશ ખાતું ચોખ્ખી ના પાડે છે, કહે છે કે જ્યાં સુધી માહિતી અને પ્રસારણ ખાતાની સત્તા છે, ત્યાં સુધી અમારાથી કંઈ જ થઈ શકે નહીં. આકાશવાણીની ઘણી પ્રવૃત્તિઓ છે, પરંતુ પ્રસારણ જ સૌથી મહત્ત્વની પ્રવૃત્તિ હોય એમ લાગે છે. આ પ્રસારણનું બરોબર આયોજન થાય, યોગ્ય રીતે પ્રસારણ થાય, એની પાછળ નાણાં ખર્ચાય, અને ચલાવનાર કર્મચારીઓ તથા પ્રસારિત થતા કાર્યક્રમોની ચકાસણી થાય એમાં કોઈને રસ નથી. વિદેશ સેવા જ એક વિચારવા જેવો મહત્ત્વનો દાખલો છે. એ ખાતામાં ક્યાં ક્યાં અને કેટલી ખામીઓ છે તેનું નિદાન પણ કરવામાં આવ્યું છે. એક વાર નહીં અનેક વાર એના ઉપાયો વિચારાયા છે, પણ જ્યાં સુધી આકાશવાણીમાં પ્રવર્તતા મૂળભૂત રોગ નાબૂદ નહીં થાય ત્યાં સુધી એ ઉપાયો એમના એમ અભરાઈ પર જ રહેવાના છે.

# 6. દૂરદર્શન

આ પુસ્તકના આ નાના પ્રકરણમાં દૂરદર્શનનો જે વિકાસ થઈ રહ્યો છે એનાં બધાં જ પાસાંનું પૂરું દર્શન ભાગ્યે જ કરાવી શકાય. દૂરદર્શનની એક પ્રકારની ઝલક છે, એથી આપણા છાપાંવાળાઓ અને ચોપાનિયાં પ્રગટ કરનારાઓ એ વિશે જાતજાતની માહિતી આપ્યા કરે છે! અને વિવેચકો હોંશથી રોજ-બ-રોજના કાર્યક્રમોનું વિવેચન કરે છે. અહીં હું તો દૂરદર્શનના કેટલાક અતિમહત્ત્વના સામાજિક ધ્યેય ઉપર ધ્યાન આપી ચર્ચા કરીશ. એમાં એ ખાતાનો વિકાસ, એની ટેકનૉલૉજી, એના કાર્યક્રમો તથા એને જોવાની સગવડો, એનું વહીવટી બંધારણ, એમાં કામ કરનારા અધિકારીઓ, અને એના કામકાજ માટે ફાળવવામાં આવતી રકમ વિશે વિચારો રજૂ કરીશ.

જ્યારે કેટલેક ઠેકાણેથી દૂરદર્શનના કાર્યક્રમો રજૂ કરવાની માગણી થઈ ત્યારે ભારતની સરકારે ઘણાં વર્ષો સુધી એ માગણી ઉપર બહુ ધ્યાન આપ્યું નહીં; અને તેનાં ઘટતાં કારણો પણ હતાં. આ ખાતા પાછળ અઢળક ખર્ચ કરવો પડે અને તેનું મનોરંજન એટલું મોંઘું પડી જાય કે બીજાં કામોને માટેનું પરદેશી હૂંડિયામણ આ માટે રોકાઈ જાય તો બીજાં અગત્યનાં કામો ખોરંભે પડે એવી એમની દલીલ હતી. બહુ જોરશોરથી આ માગણી નહોતી થતી, પરંતુ બીજા ઘણા નાના અને અર્ધવિકસિત દેશોમાં જો દૂરદર્શનને સ્થાન આપવામાં આવે તો ભારતમાં આ નવા રોમાંચક માધ્યમને દાખલ કરવામાં શો બાધ આવે છે, એવું ક્યાંક ક્યાંક કદીક સાંભળવામાં આવતું.

દૂરદર્શનના કાર્યક્રમોથી બીજા દેશોમાં આશ્ચર્યજનક પરિણામો હાંસલ કરવામાં આવે છે તે જાણ્યા પછી ભારતની સરકારને શરૂઆતના સમયમાં મનમાં જે ઢચુપચુપણું હતું તે નીકળી ગયું. પહેલાં તો કેવળ ધ્વનિમાત્રથી, રેડિયો દ્વારા પરિણામ આવતાં, એ કરતાં આ નવા માધ્યમથી સમાજજીવનમાં અનેકગણા ફેરફારો લાવી શકાય છે એ એમને સ્પષ્ટ થયું. દુનિયામાં જે બનાવો બને છે તે બધા જોવાનો સામાન્ય રીતે ઘણાને રસ નહીં હોય, પરંતુ તે બનાવો

ટી. વી. સેટ પર આબેહૂબ જોઈ શકાય છે. એ ઘટનામાં ઘણાને રસ હોવાથી એ જોવા ભલભલા ઇંતેજાર થાય, એટલી એની અનોખી શક્તિની જાણ થઈ. રાજકીય સભાઓ, રાજ્યના મોટા અધિકારીઓનાં ભાષણો, વિદ્યાપીઠોના પદવીદાન સમારંભો, વિજ્ઞાનની પરિષદો એવી એવી જે સભાઓ પ્રત્યે સામાન્ય જનતાને રસ નહોતો તે બધું જોવા ટી.વી.ના પરદાએ ટૂંક સમયમાં મોહિની લગાડી. અમેરિકા અને એવા જ બીજા દેશોમાં, રોજિંદા કામકાજ તથા સૂવાના સમય ઉપરાંત બાકીના સમયમાં દૂરદર્શનના કાર્યક્રમો જોવામાં જ પ્રજા રચીપચી રહી. જેને મત આપવાનો અધિકાર છે તેઓને દૂરદર્શનના માધ્યમ દ્વારા બતાડાતી હકીકતો ઉપર વધારે વિશ્વાસ બેઠો, અને બીજાં છાપાંના માધ્યમ મારફત અપાતી બાબતો ઉપર પૂરતો વિશ્વાસ ન રહ્યો. આમ ટી વી. પર અપાતી, જોવાતી ખબરને મહત્ત્વ મળ્યું. પોતાના ખંડમાં બેઠા બેઠા વિયેટનામનું યુદ્ધ જોવા મળે, લડાઈના ધડાકાભડાકા સાંભળવા મળે, અને એ જોવા થકી યુદ્ધ પ્રત્યે જે નફરત પેદા થઈ તે શાંતિનાં ગમે તેટલાં બોધવચનો થકી તો ન જ આવત.

વળી સંશોધનોમાંથી જાણવા મળે છે કે માનવી ટી.વી. પરથી ઘણું શીખી શકે છે. લગભગ બધા જ પ્રકારના વિષયો આ માધ્યમ દ્વારા શીખવી શકાય છે. ખેતીવાડી, સીવણ, ટાઇપ કરવું, ભાષાજ્ઞાન, વિજ્ઞાન, યાંત્રિક હુન્નર, કસરતો, રમતગમત, એમ કંઇક વિષયોનો સમાવેશ થઈ શકે. નિશાળમાં તેમ જ નિશાળ બહાર પણ એનો મહત્ત્વનો ઉપયોગ થઈ શકે. આ ઉપયોગમાં તાલીમ પામેલા શિક્ષકો હોય કે શિક્ષકો હાજર જ ન હોય તોયે એ ઉપયોગી નીવડી છે.

એટલે જો બીજા દેશમાં દૂરદર્શનના ઉપયોગથી જે હાંસલ થઈ શક્યું તે અહીં ભારતમાં એનો વિશાળ પ્રમાણમાં, સમજદારીથી અને અસરકારક ઉપયોગ કરવામાં આવે તો દેશના બધા જ નહીં તોપણ, આર્થિક વિકાસના સવાલો, સામાજિક પરિવર્તન, સંતતિનિયમન જેવા મોટા ભાગના સવાલો જરૂર હલ કરી શકાય, એમ દેશના ઘણા પ્રજાજનોએ જાહેર કર્યું.

એટલે જ્યારે ફિલિપ્સ ઇન્ડિયા કંપનીએ ભારત સરકાર સમક્ષ નવી દિલ્હીમાં ખાસ દૂરદર્શનનું પ્રદર્શન ભરી એનું સંચાલન નજરોનજર રજૂ કરી બતાવ્યું, ત્યાર બાદ ઓછે ભાવે ટ્રાન્સમિટર આપવા એ કબૂલ થયા, ત્યારે એના સંચાલન માટે જાણકારોને તાલીમ આપવી, એક અખતરા તરીકે કાર્યક્રમો આપવાનું અને એને કરી સામાન્ય શિક્ષણના અને સમાજના વિકાસમાં એનો

શો ફાળો હોઈ શકે એ નક્કી કરવા એક પ્રયોગાત્મક શરૂઆત કરવાનું નક્કી કરવામાં આવ્યું. આ કામ માટે યુનેસ્કોએ વીસ હજાર ડૉલરની અને અમેરિકાની સરકારે કેટલીક સાધનસામગ્રી ભેટ તરીકે આપી. આમ તેનાં પગરણ મંડાયાં.

1959ના સપ્ટેમ્બર મહિનાની 15મી તારીખે આ પ્રયોગ શરૂ કરવામાં આવ્યો. દિલ્હી શહેરની 40 માઈલના ઘેરાવામાં જોઈ શકાય એટલી એની કક્ષા હતી. શરૂઆતમાં તો કેવળ શિક્ષણના કાર્યક્રમો ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો. અઠવાડિયામાં બે વાર વીસ વીસ મિનિટ લગભગ એકસો એંશી ટી.વી. જોનારી નાની નાની મંડળી નક્કી કરી. એ મંડળીઓ ટેલિક્લબ કહેવાય છે. એ કાર્યક્રમો જોતી રહે, એની ઉપર ટીકા-વિવેચના પણ કરે એમ ગોઠવવામાં આવ્યું. યુનેસ્કો તરફથી જે ફાળો આપવામાં આવ્યો હતો એ ફાળામાંથી આ ટેલિક્લબમાં સેટ મૂકવામાં આવ્યા હતા. 1961માં યુનેસ્કોએ આ પ્રયોગ ઉપર અભ્યાસ-સંશોધન કરવા જાણકારોને નીમ્યા. આ ઉપરથી આ નાની ટેલિક્લબ પર કાર્યક્રમની કેવી અસર નીપજી એની પણ તારવણી કાઢવાનું નક્કી કરવામાં આવ્યું.

દરમ્યાન કેટલીક વ્યક્તિઓએ પરદેશથી ટી.વી.ના સેટ મગાવ્યા, એથી ટી.વી.ની માગ સામાન્ય જનતામાં વધી, અને આને લઈને ભાવિમાં ટી.વી.ના સેટ બનાવનારાઓને સારો સહારો મળી ગયો. અહીં 1965ના ઑગસ્ટ મહિના સુધી કેવળ શૈક્ષણિક કાર્યક્રમો રજૂ કરવામાં આવતા હતા, એને બદલે હવે સરકારે પહેલું પગલું લઈ સામાજિક શિક્ષણની સાથે મનોરંજનના કાર્યક્રમો ભેળવ્યા. એ દિવસથી ટી.વી.નો ઉપયોગ શિક્ષણના કાર્યક્રમમાં કરવો કે મનોરંજનના કામ માટે કરવો એનો વિવાદ શરૂ થઈ ગયો. અલબત્ત, તે સમયે કોઈ નીતિની જાહેરાત તો નહોતી જ થઈ, પણ એક કલાકના 1965માં આમ શરૂ કરેલા રોજિંદા કાર્યક્રમોમાં જેમની પાસે પોતીકા સેટ હતા તેમણે વધારે મનોરંજન અને સામાન્ય ખબરો માટેના કાર્યક્રમો માટે દબાણ શરૂ કર્યું, અને જે નાની મંડળીઓ માટે શિક્ષણના કાર્યક્રમો અપાતા તેમાં ધીમે ધીમે જતે દિવસે ઘટાડો થવા માંડ્યો. 1970 સુધીમાં રોજના વધારીને ત્રણ કલાકના કાર્યક્રમો અપાયા, એમાં વીસ વીસ મિનિટના દર અઠવાડિયાના પેલી મંડળીઓ માટે જે અપાતા તે તો કાયમ જ રહ્યા, ઉપરાંત ખેડૂતો માટે જેમ પેલી નાની મંડળીઓની વ્યવસ્થા કરવામાં આવી હતી તેમ આશરે એંશી ગામડાંઓમાં સેટ મૂકી એમને માટે એટલા જ સમય માટે કૃષિદર્શનના કાર્યક્રમો નિયોજવામાં આવ્યા હતા. અણુ સંશોધન વિભાગ, ભારતીય કૃષિ સંશોધન સંસ્થાન, દિલ્હીનું વહીવટી ખાતું અને ઉત્તર પ્રદેશ તથા હરિયાણા રાજ્યની સરકાર, આમ

આ બધાં ખાતાંઓના સહકારથી 1967ના જાન્યુઆરીમાં આ કાર્યક્રમો શરૂ કરવામાં આવ્યા હતા.

આજે જરા વિસ્તૃત સ્વરૂપમાં દરરોજ સાંજે કાર્યક્રમ ચાર કલાક ચાલે છે. જેમ કાર્યક્રમોના કલાક વધ્યા તેમ ટી.વી. સેટનાં વેચાણ પણ વધ્યાં. 1970માં 22,000 ટી.વી. સેટ હતા, અલબત્ત એમાં સમૂહદર્શનના સેટ આપણે ગણતા નથી. 1970 સુધી તે સેટ પરદેશથી લાવવામાં આવતા હતા. ભારતની બનાવટના સેટ વેચવા માટે બજારમાં મૂકવામાં આવ્યા ત્યારે દિલ્હીના કેન્દ્રની શક્તિ 60 કિ.મિ.ના વિસ્તારમાં વધારવામાં આવી. અને ટી.વી. સેટનું વેચાણ 1,50,000નું સહેજે થઈ ગયું, ઉપરાંત હરિયાણાના તથા ઉત્તર પ્રદેશમાં જ્યાં આ કાર્યક્રમ પકડી શકાય છે ત્યાંના 7,500 સેટ વધારાના.

જે સામાન્ય કાર્યક્રમો નિયોજાતા એમાં 1961માં એક પ્રયોગ તરીકે શાળાઓ માટે સામાજિક શિક્ષણ અને મનોરંજન કાર્યક્રમો વધારવામાં આવ્યા હતા. 1965માં નિશાળોના અભ્યાસક્રમોમાં આ એક ભાગ તરીકે, ખાસ તો દિલ્હીમાં ચાલતી માધ્યમિક શાળાઓ માટે નિયોજાયો. છઠ્ઠાથી અગિયારમા વર્ગ માટે લગભગ 500 શાળાઓમાં દર અઠવાડિયે 16 પાઠો નક્કી કરવામાં આવ્યા. તે સમયે ફોર્ડ ફાઉન્ડેશને નિશાળો માટે 225 ટી.વી.ના સેટો વાપરવા આપ્યા. હવે દિલ્હી વહીવટી તંત્રના શિક્ષણ નિદેશાલયના વડા અધિકારીઓએ અને આકાશવાણીએ શાળાના ટી.વી.નું ખર્ચ ઉપાડી લીધું છે.

દૂરદર્શનના વિકાસના આટલા ટૂંકા ઇતિહાસ ઉપરથી જણાયું હશે કે આ દિશામાં જે કાર્યક્રમો અપાયા એમાં બે બાબતો મુખ્ય છે. એક મનોરંજન અને માહિતી, સમાચારપત્રક ઉપરાંત વિવેચનો, વાર્તાલાપો અને ચર્ચા મારફત મળતી માહિતી, જે વ્યક્તિ પોતાનો ખાનગી સેટ ખરીદે એને માટે છે. બીજી અગત્યની બાબત છે નિશાળો માટે, શિક્ષણના કાર્યક્રમો, ખેડૂતો અને શહેરીજનો માટે, સરકાર કે કોઈ પણ સંસ્થા સમૂહદર્શનની વ્યવસ્થા ગોઠવી આપે, એ સાંભળવાના કાર્યક્રમો. આ બે પ્રકારની ધારા મુંબઈ, અમૃતસર, શ્રીનગરનાં દૂરદર્શન કેન્દ્રો ઉપરથી અને હવે પછી શરૂ થનારાં નવાં કેન્દ્રો ઉપરથી એ જ ઢબના કાર્યક્રમોનાં વિસ્તરણ થતાં રહેશે.

દૂરદર્શન એ એક મોંઘું માધ્યમ છે. 1973માં ફક્ત ત્રણ કલાક માટે ઓછામાં ઓછી સગવડે દૂરદર્શનનું મથક શરૂ કરવાનો પૂંજી ખર્ચ આશરે 3 કરોડ રૂપિયાનો હતો. આજે તો એ કરતાં પણ વધારે આવે. વળી એનો ચાલુ

ખર્ચ પણ વધારે આવતો રહે છે. 1973માં દર કલાકના કાર્યક્રમો માટે સરેરાશ રૂ. 3,000નો ખર્ચ થતો. પ્રજાનાં જાહેર નાણાંની ફાળવણી વખતે એ પૈસા શેમાં વપરાવાના છે, એનાં ચોખ્ખાં ધ્યેય નક્કી કરી, તે પ્રમાણે એની યોજનાઓ ઘડવી જરૂરી છે, તો જ એ નિશ્ચિત હેતુઓ બર આવી શકે.

## નીતિ :

દૂરદર્શનની શરૂઆત થઈ ત્યારે સરકારી નોંધ અને અહેવાલોમાં એવી જાહેરાતો કરવામાં આવી હતી કે આ માધ્યમ મારફત સામાજિક શિક્ષણનો વિકાસ સાધવામાં આવશે અને એ થકી સામાજિક તથા આર્થિક વિકાસ પણ સાધવામાં એને કામમાં લેવામાં આવશે. નિરક્ષરતા અને અજ્ઞાનનિવારણના એક સાધન તરીકે દૂરદર્શનનો ખાસ ઉપયોગ કરવામાં આવશે, એવી પણ સ્પષ્ટ જાહેરાત કરવામાં આવી હતી. એ થકી સામાન્ય જનતામાં, સામાજિક સવાલોની જાણકારીનો વિકાસ, એટલું જ નહીં, પણ આપણાં રાષ્ટ્રીય ધ્યેયો પાર પાડવાની જાગૃતિ આવશે. ભારતમાં જે નવી સામાજિક જીવનવ્યવસ્થા પ્રસ્થાપિત કરવા જે જહેમત ઉઠાવવામાં આવે છે તેમાં ભાગ લેવાને એ લોકો કટિબદ્ધ થશે, નાગરિક હકોની જાળવણી માટે એમનામાં ચેતના આવશે. કાયદો અને વ્યવસ્થા જાળવવા માટે સન્માન પેદા થશે, જાહેર જનતાની સામાન્ય નીતિ સુધરશે, અને મનોરંજનના ક્ષેત્રમાં પ્રજાની ઉચ્ચ પ્રકારની રસવૃત્તિ ખીલવવા ફળદાયી નીવડશે, એવા આદર્શો બંધાવા માંડ્યા હતા.

કેટલાક દેશોમાં બન્યું છે એમ ટી.વી. પૈસાદાર વર્ગના બંગલામાં એક રમવાનું રમકડું નહીં બને એવું વારંવાર જાહેર કરવામાં આવ્યું છે, એટલે 1977ના ફેબ્રુઆરી મહિનામાં 'સૉફ્ટવેર ઑબ્જેક્ટિવ્ઝ' ઉપર એક પરિસંવાદ યોજાયો હતો, તેમાં જે ભલામણો કરવામાં આવી હતી, તેમાંની એક ભલામણ અહીં રજૂ કરીએ : 'દૂરદર્શનના માધ્યમનો ઉપયોગ સમાજનાં ધોરણો બદલવામાં; રાષ્ટ્રીય એકતા દૃઢ બનાવવામાં કરવો જોઈએ. પ્રજા સ્વતંત્રપણે વિચારોની આપ-લે કરે, વિકાસ અને ઉન્નતિને પંથે વળે એવા હેતુઓ બર લાવવામાં કોઈ પણ જાતનો સંશય રાખ્યા વિના એનો ઉપયોગ થવો જોઈએ. ભારતનું દૂરદર્શન એ કેવળ ઉપલા થરની વ્યક્તિઓ માટે જ ન રહેવું જોઈએ. સામાન્ય માણસ એનો વપરાશ કરી એમાંથી ફાયદો ઉઠાવી શકે એ જાતના રાષ્ટ્રીય ધોરણ પર મુકાવું ઘટે.'

આનો અર્થ એટલો જ થાય કે ભારતમાં દૂરદર્શનનો ઉપયોગ સામાન્ય માનવીના ફાયદા માટે કરવામાં આવશે, છતાં ટી.વી.ના સેટ બનાવવા માટે અપાતા પરવાનાની નીતિ, આજે જે છે તે જાતના કાર્યક્રમોનું પ્રસારણ અને દૂરદર્શનના વિકાસ માટે જે રીતે નવાં મથકો વિચારાય છે તે બધું જોતાં સમગ્ર પ્રવૃત્તિ અવળી જ દિશામાં થઈ રહી છે એમ લાગે છે.

## દૂરદર્શન માટે સેટનું ઉત્પાદન

પાંચ વર્ષ પહેલાં ટી.વી.ના સેટ મોટે ભાગે પરદેશથી આવતા, પછી પરદેશીઓની કશી મદદ વિના એનું અહીં ઉત્પાદન થવા માંડયું. ટી.વી.ના બનાવનારાઓએ એક એવી પરિસ્થિતિ સાધી છે કે એક સારો 19 ઇંચના જુદા જુદા ચૅનલ–પ્રવાહો મારફત કાર્યક્રમ મળે એવો સેટ જાપાનમાં, અમેરિકામાં અને બીજા દેશોમાં રૂ. 800ની આસપાસ મળે. ત્યાંના એ સમાજનાં સ્તરોમાં ઓછામાં ઓછી આવકવાળાઓ પણ આ સેટ ખરીદવા ધારે તો ખરીદી શકે એવી શકયતા છે. પણ ભારતમાં ઉપરની સરખામણીમાં એ સેટ રૂ. 2300ની આસપાસ પડે અને 1974નો જકાત કર ભરતાં તે રૂ. 3000નો થવા જાય છે. સરકારે જે નાના ઉદ્યોગોને ઉત્તેજન આપ્યું અને એ થકી મોટા પ્રમાણમાં માલ પેદા કરવાની નીતિ અમલમાં ન આવી એ એક કારણ, અને છૂટા છૂટા ભાગો પેદા કરવામાં સરકારે ભારે કર નાખ્યા એ બીજું કારણ. 1971માં ફેબ્રુઆરી મહિનામાં ઇલેક્ટ્રોનિક્સ ઉદ્યોગોના વિકાસ તથા આનુષંગિક બાબતોની જવાબદારી ઇલેક્ટ્રોનિક્સ પંચને સોંપાઈ. એટલે પરદેશી પેઢીઓને અહીં રેડિયો અને ટી.વી. સેટો બનાવવાની મના કરી. રખેને એ સસ્તા ભાવે બનાવી આખું ઉત્પાદન એકહથ્થુ કરી બેસે એવો ત્યારે એ પંચને ભય લાગ્યો હતો. પંચ માને છે કે એ જ ધોરણના સેટ બનાવીએ, અને એમાં હરીફાઈનું યોગ્ય પ્રમાણ રાખીએ તો સેટની કિંમત ઓછી આવે. પણ જો બે લાખ સેટ બને તે આશરે જાહેર તેમ જ ખાનગી 70 મથકોમાં જ પૂરા પાડવાના હોય તો મોટા જથ્થામાં સેટ બનાવવાનું પાલવે પણ શી રીતે? થોડી પેઢીઓ દર સાલ દસથી વીસ હજાર સેટ બનાવે છે. અને મોટા ભાગના નાના પ્રમાણમાં ઉદ્યોગ કરનારાઓ આશરે 2500 સેટ બનાવે છે. અહીં આશરે 25 જાતના સેટ બને છે. પણ એમાં બનાવટ કે યાંત્રિક રચનાના આયોજનમાં ખાસ ફેરફાર નથી, એટલે એની એક નાની માગ ધરાવતા બજારમાં હરીફાઈ કેમ સંભવે? આ પરિસ્થિતિમાં ટી.વી.ની કિંમત મધ્યમ વર્ગને પોસાય એટલી હદે સેટ બજારમાં સસ્તી કિંમતે મૂકવો એ કઠિન કામ છે.

જો ટી.વી.નાં વિસ્તરણો આમજનતાને બહુ મોટા પ્રમાણમાં ઉપયોગી બનાવવાનાં હોય તો ઓછામાં ઓછા પાંચ લાખ સમૂહદર્શન સેટ એમણે આવરી લેવા જોઈએ, પરંતુ આ ઉત્પાદન અને એના વિસ્તરણ અંગે ભાગ્યે જ ધ્યાન અપાયું છે. દિલ્હીનો જ દાખલો લો; 1970માં શહેરીજનો પાસે વ્યક્તિગત 22000 સેટ, 1974માં એમના લાખ કરતાં વધારે સેટ, ત્યારે જે દૂરદર્શન મથક છે, એના વિસ્તારમાં 25000 ગામડાંઓ વસેલાં છે, એમને ભાગે નહીં જેવી સેટની સંખ્યા ફાળવવામાં આવી છે. દિલ્હીની નિશાળોને બાદ કરતાં શહેરમાં 163 સમૂહ-દર્શન સેટ, અને ગામડાંઓમાં 76 સમૂહદર્શન સેટ અપાયા છે. મુંબઈ, પૂનામાં 106, શ્રીનગરમાં 350 અને અમૃતસરમાં એક પણ નહીં. આથી દૂરદર્શન કાર્યક્રમ સામાન્ય જનતાના લાભાર્થે છે, એ દાવો કેટલો પોકળ છે, એ સ્પષ્ટ થઈ જાય છે.

જો કોઈને એમ લાગે કે આ તફાવત ચાલુ નહીં રહે તો તે સાચું નથી. દર સાલ ત્રણ લાખ સેટના ઉત્પાદન માટે સરકારે પરવાના આપ્યા છે. આકાશ-વાણીની પાંચમી પંચવર્ષીય યોજનામાં કુલ રૂ. 40 કરોડના ખર્ચે ગામડાંઓમાં એક લાખ સેટ મૂકવામાં આવશે એવું જાહેર કરવામાં આવ્યું છે. એ દરખાસ્તો પણ પસાર થઈ હોત તોપણ એ બે લાખ સેટ ખરીદતી ખાનગી વ્યક્તિઓ સામાન્ય માનવીને જરૂરી કાર્યક્રમો પસંદ ન કરત. એમને તો પોતાને માટે, પોતાના કુટુંબ માટે મનોરંજન અર્થે જ કાર્યક્રમો જોઈએ છે અને આજને અનુભવે એ જ પ્રકારના કાર્યક્રમોને મહત્ત્વ મળતું રહે છે તેમ મળશે, અને શૈક્ષણિક અને જ્ઞાનપ્રસારના વિષયોને માટે ભાગ્યે જ સમય અને નાણું ફાળવાતું રહેશે. અને જે રીતે, મોટા પ્રમાણમાં ટી.વી. સેટ ખાનગી ખરીદનારાઓ માટે જ જો બના-વવામાં આવે તો સરકાર જે દાવો કરે છે કે ધનાઢયો એવા સેટનો ઓછો ઉપયોગ કરે એ દાવો પ્રામાણિક છે કે કેમ એ માટે સૌ કોઈને શંકા થયા વિના નહીં રહે.

ધનાઢ્ય વર્ગને સંતોષવા માટે કેટલાક સ્વાર્થી હેતુઓ સંકળાયેલા છે. ખાનગીમાં લોકો દૂરદર્શન વધારે જુએ તો એ સેટ ખરીદનારાઓ થકી સરકારને ફાયદો થાય છે. એ સેટના અલગ ભાગો ઉપર જકાતી આવક, વેચાણવેરો, અને જેમ જેમ વેચાણ વધે તેમ તેમ એની આવકનો આંકડો વધતો જ રહે. આ તબક્કે શેઠિયાઓના મનોરંજનના કાર્યક્રમ ઓછા કરી આમજનતા માટે કલાકો વધારવામાં આવે તો તે હવે પાલવે એમ નથી, કારણ જે ઝડપથી ઇલેક્ટ્રોનિક્સ ઉદ્યોગો ચાલુ કરવામાં આવ્યા છે એ ખતરામાં આવી પડે. હા,

એ સેટોને મોટી સંખ્યામાં પરદેશ મોકલવા માટે તૈયાર કરવાના હોય તો જુદી વાત છે. પણ બીજા દેશોમાં જે કિંમતે ટી.વી. સેટ બને છે, એ ભાવ સાથે ભારતની બનાવટના સેટ હરીફાઈમાં ટકી શકશે ખરા? બીજો માર્ગ આ કંપની-ઓને આમજનતા માટે જ મોટી સંખ્યામાં સમૂહદર્શન સેટ બનાવવાના પરવાના આપવા, અને ખાનગી ઉપયોગ માટે ખરીદનારા માટે ઓછા સેટ બનાવવા કહેવું. પણ તે માટે આમજનતાના સેટની બરાબર જાળવણી થતી રહે, અને એ પ્રમાણે સંચાકામનું પાકું વિધાન થાય તે બાબત પર ચોખ્ખા નિર્ણયો કરવા રહે છે. માલ બનાવનાર પેઢીઓને જ્યાં સુધી સરકાર એ માલ ખરીદી લેશે એવી ખાતરી નહીં આપે ત્યાં સુધી તેઓ તો એવા સેટ બનાવશે જ નહીં, એ દેખીતું છે. પાંચમી યોજના પ્રમાણે હમણાં તો દશ કરોડ રૂપિયાના કુલખર્ચે આમજનતા માટે 25000 સેટ બનાવવાની ત્રેવડ રાખી દરખાસ્તો પસાર કર-વામાં આવી છે; આમ છતાં ખાનગી સેટ ધરાવનારાઓની સખ્યા આમજનોના સેટ કરતાં ઘણી વધારે જ હશે. વળી આજની આર્થિક કટોકટી જોતાં આ 25000 આમજનતાના સેટો ક્યારે કામ આપતા થશે એ કહેવું પણ મુશ્કેલ છે. દરમ્યાન ધંધો કરનારી પેઢીઓ તો શહેરોમાં વસતા ખાનગી ખરીદનારાઓ માટે માલ બનાવ્યા જ કરે છે.

આમ જ્યારે મૂળ હેતુઓ જ ખોરંભે પડી વાત બીજે રસ્તે ચડી ત્યારે ભારત ઇલેક્ટ્રોનિક્સ પાસે ટી.વી. સેટ માટે પિક્ચર ટ્યૂબ બનાવવાનો ઇજારો હતો તે કંપની જ હવે માગ પ્રમાણે માલ નહીં બનાવી શકે એવું જાહેર કરે છે, એટલે હવે ઇલેક્ટ્રોનિક્સ પંચ 50,000 નળીઓની ખાનગીમાં વપરાતા સેટો માટે ઊભી થયેલી માગની કટોકટી ઉકેલવા એ નળીઓ પરદેશથી મગાવ-વાના વિચારને અનુમોદન આપવા વિચાર કરે છે!

**કાર્યક્રમો :**

આકાશવાણીના દૂરદર્શન કાર્યક્રમોમાં પણ એ જ પ્રકારનો ગોટાળો જોવા મળે છે. જ્યારે જ્યારે કોઈ પણ નવા દૂરદર્શન કેન્દ્રની સ્થાપના કરવામાં આવે છે ત્યારે આર્થિક અને સામાજિક ઉદ્ધારના કામમાં આ ઠેકાણેથી પ્રસારિત થતા કાર્યક્રમોનો ઉપયોગ થશે, એવી જાહેરાતો થાય છે. પણ જે ઘડીએ એ આદર્શ બોલાય છે તે જ ઘડીએ તે અબી બોલા અબી ફોક જેવી એની ગતિ થાય છે; અને રાષ્ટ્રીય આદર્શો કે એ પ્રકારની મહેચ્છાઓ પોષવાની વાતો ભુલાઈ જાય છે. 1974માં દિલ્હીથી વિસ્તરણ થયેલા દૂરદર્શનના કાર્યક્રમોનું કોષ્ટક જુઓ.

| | |
|---|---|
| મનોરંજન : ફિલ્મ, નાટક, વૈવિધ્ય | 31% |
| માહિતી : સમાચાર, વાર્તાલાપ, ચર્ચા | 22% |
| મિશ્ર કાર્યક્રમો, કોયડા, કૅમેરાનાં દશ્યો, અહેવાલો વગેરે. આમાં થોડું મનોરંજન અને થોડી માહિતી મળે. | 19% |
| સ્ત્રીઓ માટે, બાળકો માટે અને યુવકો માટેના ખાસ કાર્યક્રમો | 9% |
| જે ટી.વી. સાંભળવા નાની ટેલિકલબો નિયુક્ત થાય છે તે માટે શહેરોમાં | 2% |
| ગ્રામવિસ્તારો માટે | 5% |
| બીજાં કેન્દ્રો ઉપરથી મનોરંજન અથવા માહિતી આપનારા વિવિધ કાર્યક્રમો | 12% |
| | 100% |

આમાં, 65% હિંદી, 30% અંગ્રેજી અને 5% બીજી ભાષાઓમાં. હવે જુઓ તો 5% ગ્રામ ટેલિકલબો માટેના કાર્યક્રમો બાદ કરો તો બધા જ કાર્યક્રમો શહેરી વસતીના શ્રોતાઓ માટેના છે. હા, ગ્રામજનોને ફિલ્મી ગીતો સાંભળવા ગમે છે તે માફ કરવું પડે.

1971ના માર્ચ મહિનામાં દિલ્હીમાં 251 ગ્રામમંડળીઓ માટે સાંભળવાનાં મથકો હતાં. એમાં પંદરથી વીસ નિયમિત સાંભળનારાઓ હાજર રહેતા. 1973ના ડિસેમ્બર મહિનામાં સંખ્યા ઘટીને 159ની થઈ. આજે એ સંખ્યા 163ની છે. આ ઘટાડાનું કારણ આ સેટની જે રીતે સંભાળ લેવાવી જોઈએ તે પ્રમાણમાં થતી નથી એ છે. મોટા ભાગના સેટો દસ વર્ષ ઉપરના જૂના છે અને તેને ઠેકાણે નવા ખરીદી મૂકવા માટે નાણાં નથી. એની યોગ્ય સંભાળ લેનારાઓની વ્યવસ્થા-કચેરી નહીં, એટલે કેટલેક ઠેકાણે લાંબા ગાળા સુધી આ સેટો એમના એમ પડી રહેવાથી પણ નાકામયાબ બની ગયા છે. કાર્યક્રમો પણ દમ વગરના, અને એનું સંચાલન કરનારાઓને કામમાં કશો રસ નહીં, એટલે શું થાય? ઘણી ટેલિકલબની શ્રોતામંડળીઓના દરવાજાઓ મહિનાઓ સુધી બંધના બંધ રહેલા જાણ્યા છે.

શ્રીનગરમાં કાશ્મીરમાં 65% કાર્યક્રમો અપાય છે, અને ત્યાંના ગ્રામજનો ઉર્દૂમાં અપાતા કાર્યક્રમો સમજી શકતા નથી, એ હકીકત છે. એટલે 90% કાર્યક્રમો કાશ્મીરમાં યોજવા જોઈએ, પરંતુ શહેરી જોનારો વર્ગ વધારે ને વધારે

ઉર્દૂમાં કાર્યક્રમો માગતો રહે છે. શિયાળામાં જ્યારે સરકાર નીચે જમ્મુમાં ઊતરે છે ત્યારે ફક્ત 350 સેટ શ્રીનગરના કાર્યક્રમો પકડી શકે છે, અને જેમને એ ઋતુમાં બીજું કશું કરવાનું નથી હોતું એવા 90% ગ્રામવર્ગનાં જોનારાંઓને કાશ્મીરી ભાષામાં કાર્યક્રમો જોઈતા હોય છે. પણ એમને જોવાને મળતા નથી.

દૂરદર્શન વિસ્તરણનો સમય એક કલાકથી વધારી ચાર કલાકનો કરવામાં આવે છે. એમાં દર અઠવાડિયે ચાર ફિલ્મો કે ફિલ્મની રેકર્ડ ઉપરથી તારવેલી કથા કહેવામાં આવે છે. એ ઉપરાંત એવા જ ઢંગધડા વિનાના કાર્યક્રમો અપાય છે. સપ્તાહના 30 કલાકના કાર્યક્રમોમાં આઠ કલાક ફિલ્મના ટુકડાઓ અથવા એનાં ગીતો ઉપર રચાયેલાં કથાનકોના કાર્યક્રમો યોજાય છે.

મુંબઈનો હિસાબ કાઢો. મુંબઈ–પૂના વચ્ચે 106 ગ્રામવિસ્તારના સેટો મુકાયા છે. ખાનગી માલિકીના એક લાખ, ઔદ્યોગિક કામદારો માટે પંદર મિનિટના કાર્યક્રમો સપ્તાહમાં બે વાર દેખાડવામા આવે છે. એમાંના કેટલાક સેટ એ ઉદ્યોગની પેઢીના માલિકે મૂકી આપેલા ગણાવાયા છે, પણ એ ક્યાં છે અથવા કઈ જાતના ઔદ્યોગિક કામદારો એ સાંભળે છે, એની દૂરદર્શન કેન્દ્રના વડાને માહિતી નથી. હમણાં તાજેતરમાં 'ફીડબેક'ના કાર્યક્રમમાં જાણવા મળ્યું કે મુંબઈના ગરીબ વર્ગને શહેરમાં દૂરદર્શન કાર્યક્રમ ચાલે છે એ વિશે કશી જાણકારી જ નથી. ખાતાના પ્રધાન જાહેરાત તો કરે છે કે દૂરદર્શનના કાર્યક્રમોમાં હંમેશાં શહેરની ઝળક અને ભભકને બતાવ્યા કરવી નહીં, પરંતુ આખા કાર્યક્રમોનું આયોજન મધ્યમ વર્ગના શહેરીઓના હાથમાં, અને ઉચ્ચ વર્ગના કુટુંબીજનોને હસ્તક છે, ત્યાં બીજું શું શક્ય હોઈ શકે? આ કાર્યક્રમોમાં જે ભાગ લેવા આવે છે તેઓ પણ બધા એ જ વર્ગના હોય છે. વળી એની સાથે જેઓ શહેરમાં રહે છે અને મોંઘા સેટ ખરીદી શકતા નથી એવો બુદ્ધિશાળી વર્ગ તો એ જોતો-સાંભળતો નથી. એટલે ફક્ત અર્ધદગ્ધ પૈસાદાર જ સેટના માલિકો છે. અને એમને સંતોષી શકે એવા કાર્યક્રમો નિયોજાયા છે. આ વર્ગને ફક્ત ફિલ્મોમાં જ રસ છે, એ જાણીતી વાત છે. 1973માં મુંબઈમાં એક મોજણી થઈ. એમાં જાણવામાં આવ્યું કે જો. ટી.વી. ઉપરથી દર અઠવાડિયે ચાર કે પાંચ 'સારી' ફિલ્મ બતાવવામાં આવે તો તેઓ સિનેમા જોવા જતા બંધ થઈ જશે, એવું નોંધાયું. જેમણે પોતીકા ઘરમાં પોતાના સેટ ખરીદી રાખ્યા છે, એમાંના અરધા ભાગના જોનારાઓનો આ મત છે. તાજેતરમાં દિલ્હીમાં થયેલી આવી જ એક મોજણીમાં 70 ટકા ફક્ત હિંદી ફિલ્મ, નાટક, સમાચાર અને ચિત્રહાર

જોનારા જ છે, એવી તારવણી મળી. ગામડાંઓમાં પણ ગ્રામજનોને કૃષિદર્શન જોવાનો જરા પણ ઉત્સાહ નથી, એવી પણ ચકાસણી મળી છે.

એટલે દૂરદર્શનના કાર્યક્રમોના વિસ્તરણની દૃષ્ટિએ, ભાષા અને એમાંના સત્ત્વતત્ત્વની દૃષ્ટિએ ફક્ત મધ્યમ વર્ગના નાગરિકો, શહેરના સમૃદ્ધ જનો, મધ્યમ વર્ગના વ્યાપારી ધંધાદારીઓ, અને જે સરકારી અધિકારીઓ પોતાના કે બીજાના મનોરંજન માટે એ સેટ ખરીદવા નાણું રોકે છે તેમને માટેની આ વ્યવસ્થા છે. જે વિકાસના કાર્યક્રમો મૂળ તાકીદના ગણાતા હતા, અગ્રગણ્ય હતા, એને માટે ફાળવેલો સમય અને ફાળવેલાં નાણાં હતાં, પણ તે હવે એ યાદીમાં છેક નીચેના સ્તર પર આવી ગયા છે. આનો અર્થ એ કે પ્રજાનાં જાહેર નાણાંખાતામાંની મોટી રકમ અમુક જ વર્ગના સમાજ માટે ખર્ચવામાં આવે છે. ખરું જોતાં તો એ માલેતુજારોએ જ પોતાના મનોરંજનનો ખર્ચ ઉપાડવો જોઈએ.

## વિકાસ-યોજનાઓ :

આકાશવાણીની સંસ્થાએ દૂરદર્શનના વિકાસ માટે દસ વર્ષ પહેલાં યોજનાઓ કરવા માંડી હતી. ત્યારે એવી કોઈ પ્રવૃત્તિ પ્રત્યે સરકાર બેદરકાર હતી. ઇલેક્ટ્રૉનિક ઉદ્યોગો માટે, એમાં તાર-ટપાલ ખાતાનાં માઇક્રોવેવ કેન્દ્રો માટે સમગ્ર દેશને આવરી લઈ શકે એવી વિરાટ યોજના તૈયાર કરવી એવું આકાશવાણીને સૂચન કર્યું હતું. એ માટે જે શક્તિઓ જોઈએ તે અને એને લગતાં સાધનો જોઈએ તે બનાવવાની વાત પણ એ યોજનામાં પડતી મૂકવામાં નહીં આવે, એવી પણ એ યોજનામાં જોગવાઈ હતી.

ત્યારે દેશભરમાં દૂરદર્શનના વિસ્તૃત વિસ્તરણ માટે 80 કરોડ રૂપિયાની રકમ ફાળવવાની વાત હતી. પછી તો જતે કાળે ભાવો વધ્યા, સાધનસામગ્રીમાં ફેરફાર થતા રહ્યા, એટલે એ અંદાજો તથા ખરડા બદલવા પડયા. 1973માં છેવટે જે યોજના તૈયાર થઈ તેમાં દેશભરમાં એ તંત્ર ફેલાવવા માટે 308 કરોડ રૂપિયાનો અંદાજ કરવામાં આવ્યો છે. તે સમયે ભારતના પ્રત્યેક રાજ્યના પાટનગરમાં દૂરદર્શન-કેન્દ્ર ગોઠવવા સાથે કાર્યક્રમો તથા એ રીલે થઈ શકે એવી વ્યવસ્થા પણ રાખવી, એવું નક્કી થયું હતું. આમ, શહેરના જોનારાઓ માટે મુખ્ય મુખ્ય ભાષાઓમાં કાર્યક્રમો અપાતા રહે અને શહેરની આસપાસનાં થોડાં

ગામડાંઓને એનો લાભ મળ્યા કરે. આ દૂરદર્શન-કેન્દ્રો રાષ્ટ્રીય કાર્યક્રમો માટે માઇક્રોવેવથી બીજાં રાજ્યો સાથે સંલગ્ન કરવાં, એવું પણ વિચારાયું હતું.

હા, સ્થાનિક મથકેથી થોડા વિડીઓ ટેપ પર રેકર્ડ કરેલા કાર્યક્રમને અને ટી.વી.ના કૅમેરાથી ઝડપેલાં દશ્યો રીલે ટ્રાન્સમિટરથી પ્રસારિત થઈ શકયા હોત. પણ એમ કરવા જતાં પચાસેક ગ્રામવિસ્તારનાં કેન્દ્રોમાં એ લાભ આપી શકાત; પણ મોટે ભાગે એ બધા મોટા પ્રમાણમાં વસતી વિસ્તારમાં વસેલાં હોઈ એ લાભ નજીવો ગણાત. એટલે મુંબઈ અને દિલ્હીના આયોજન નકશા પ્રમાણે પ્રત્યેક રાજ્યમાં અમલમાં મૂકવા, શહેરી લોકોને મનોરંજન પૂરું પાડવાના હેતુને સિદ્ધ કરવા, અને આસપાસનાં ગામડાંઓમાં થોડીક લોકમંડળીઓને માટે સેટો ગોઠવવા, આમ વિકાસનો નકશો ઘડાયો. એમાં દૂરદર્શન-કેન્દ્રો મારફત સામાજિક કે આર્થિક ઉદ્ધારની વાતો પણ તરત તો ખોરંભે જ પડી.

છતાં આકાશવાણીની યોજનામાં બાંધછોડને સ્થાન હતું. જો નાણાં ફાળવવામાં આવ્યાં કરતાં હોત તો એમાં કેટલેક તબક્કે ફેરફાર, સુધારા કરી શકાયા હોત. હાલની આર્થિક કટોકટીને કારણે પાંચમી યોજના અનુસાર દૂરદર્શનના વિકાસ માટે નાણાં ફાળવવાનું બંધ કર્યું અને છેવટે ફક્ત 70 કરોડ રૂપિયા ફાળવવામાં આવ્યા. આટલામાં આકાશવાણી પટણા, કટક અને હૈદરાબાદમાં ત્રણ દૂરદર્શન-કેન્દ્રો અને પંદર રીલે મથકો શરૂ કરી શકે. કલકત્તા, મદ્રાસનાં કેન્દ્રો ચોથી યોજનામાં શરૂ કરવાનાં હતાં, પણ તે હજી પૂરી રીતે બંધાયાં ન હોવાથી અધૂરાં છે, છતાં આ બેને ઉપરની યોજનામાંના ખર્ચમાં ગણવાનાં નથી.

## ઉપગ્રહ દૂરદર્શન :

દરમ્યાન ડૉ. વિક્રમ સારાભાઈ અને અણુશક્તિ વિભાગે દેશમાં દૂરદર્શનના ઉપયોગથી સામાજિક ક્રાંતિ લાવવાનું બીડું ઝડપ્યું. ડૉ. સારાભાઈ એ વિભાગના વડા હતા. આકાશવાણી અને દૂરદર્શન બંનેનો ઉપગ્રહની અણુશક્તિથી ઝડપભેર અને સસ્તામાં વિકાસ સાધી શકાશે એ વાત પર બંને સહમત હતા, એટલે ઉપગ્રહો થકી સંચાલિત દૂરદર્શન-પદ્ધતિ સસ્તી અને ઝડપી બનશે એવું પ્રતિપાદન તો કરવામાં આવ્યું, પરંતુ માહિતી અને પ્રસારણ ખાતાએ આ દાવાને પડકારી કહ્યું કે જે રીતનું થતું આવ્યું છે તે જ કરવું ઘટે છે, કારણ ઉપગ્રહ પાસે

જુદી જુદી ભાષામાં વિસ્તરણો કરવા માટે પૂરતી ચેનલો નહીં મળે, એટલે દેશની વાજબી માગને સંતોષી નહીં શકાય.

1967માં ભારત સરકાર સાથે યુનેસ્કોના સહકારી મંડળે રાષ્ટ્રીય વિકાસાર્થે ઉપગ્રહોની ઉપયોગિતા કેટલી એ વિશે સંશોધન કર્યું, એ પ્રયોગોમાંથી દેશને ફાયદો થાય એમ નક્કી થયું. હવે આ બાબતમાં સમય કેટલો જાય એ મહત્ત્વનો સવાલ હતો. એક ઉપગ્રહ સમસ્ત ભારતવર્ષના વિસ્તારને તરત જ આવરી શકે, પરંતુ એ પ્રમાણે ખગોળમાં જાળાબંધી યોજવી એમાં દાયકાઓ વીતી જાય, એવી ગણતરી જાહેર કરવામાં આવી.

કેટલાક દેશો અને કેટલાક પ્રદેશોએ આ ઉપગ્રહો મારફત સ્થાનિક શિક્ષણના કાર્યક્રમો ઉપરાંત બીજા કાર્યક્રમો આપવાનું વિચાર્યું છે. યુનેસ્કો અને આંતરરાષ્ટ્રીય ટેલિકોમ્યુનિકેશન યુનિયન, એ બે સંસ્થાઓએ મળીને દક્ષિણ અમેરિકા કે સ્પેનીભાષી પ્રદેશોમાં સ્થાનિક શૈક્ષણિક કાર્યક્રમો વિસ્તારવાનું વિચાર્યું છે. મોટી વયની વ્યક્તિઓ માટે અક્ષરજ્ઞાન યોજના સહિત માધ્યમિક શાળાઓ માટે સામાન્ય જ્ઞાન, સાંસ્કૃતિક રસ ઉત્પન્ન થાય એવા કાર્યક્રમોનું જુદા જુદા ઉપગ્રહોના સાધનથી વિસ્તરણ કરવું, અને આખા વિસ્તારમાં એક કેન્દ્રથી સર્વને એનો લાભ મળે એવી વ્યવસ્થા પણ વિચારવામાં આવી છે.

આરબ દેશોમાં પણ વિવિધ પ્રકારના શૈક્ષણિક કાર્યક્રમો યોજાયા છે. એમાં પણ નિશાળો માટે, પુખ્ત વયના પ્રજાજનો માટે, શિક્ષકો તૈયાર કરવા માટે એમ વિવિધલક્ષી કાર્યક્રમો ઘડાયા છે.

આ બધી ઘટનાઓના વાતાવરણ હેઠળ 1969માં ભારતના અણુશક્તિ વિભાગ અમેરિકાના રાષ્ટ્રીય અરોનોટિક સ્પેસ વહીવટ વચ્ચે ભારતમાં ઉપગ્રહના નિર્દેશન હેઠળ દૂરદર્શનના પ્રયોગો કરવાના કરાર થયા. એક ઉપગ્રહ ભારતને કશી કિંમત વિના એક વર્ષ વાપરવા ધીરવામાં આવ્યો; અને 1975ના ઑગસ્ટ મહિનાથી વિવિધ ક્ષેત્રોના રાષ્ટ્રીય વિકાસ માટે દૂરદર્શન અને ઉપગ્રહ પરથી પ્રસારિત થતા શૈક્ષણિક કાર્યક્રમો કેટલે અંશે લાભદાયક નીવડે છે તે જોવા આ પ્રયોગ કરવામાં આવ્યો.

'સેટેલાઇટ ઇન્સ્ટ્રકશનલ ટી.વી. એક્સપેરિમેન્ટ' એટલે કે ઉપગ્રહ મારફત દૂરદર્શનના પ્રયોગ – ટૂંકમાં એને એસ. આઈ. ટી. ઈ. એટલે કે 'સાઇટ' કહેવામાં આવે છે, તે બીજા કોઈ રીલે કરનારાં મથકો વિના સીધાં જ ગામડાંઓના સેટ ઉપર એનું વિસ્તરણ કરી શકે એમ શૈક્ષણિક કાર્યક્રમો રજૂ કરી શકે એવું

આ પહેલું સાધન છે, જ્યાં વીજળીની શક્તિ નહીં હોય તે ગામોમાં પણ એના કાર્યક્રમોનું વિસ્તરણ થઈ શકે છે, કારણ એના બહારના ભાગના છેડા સાથે ઉપરથી આવતા કાર્યક્રમોને ચિત્રધ્વનિમાં પલટાવી નાખે એવી એમાં સ્પેસ વિભાગે ખાસ યોજના કરી જોડી દીધી છે: ઓરિસા, મધ્ય પ્રદેશ, બિહાર, રાજસ્થાન, આંધ્ર પ્રદેશ અને કર્ણાટકના ખાસ વિસ્તારોમાં બધા મળી એવા 2400 સેટ ગોઠવવામાં આવ્યા છે. જૂના 2500 સેટ ઉપરાંત આ વધારાના. પેલા જૂના થકી તો ઉપગ્રહો મારફત એને ગ્રહણ કરનારાં અવકાશી કેન્દ્રો મારફત મળતા કાર્યક્રમોનો લાભ તો મળે જ છે. દિલ્હી અને અમદાવાદની ધરતી પરનાં મથકો ઉપગ્રહોને કાર્યક્રમો પૂરા પાડે છે. કાર્યક્રમો તૈયાર કરવા માટે દિલ્હી, હૈદરાબાદ અને કટકમાં કેન્દ્રો ખોલવામાં આવ્યાં છે.

આકાશવાણીને માથે કાર્યક્રમો નિયોજવાની જવાબદારી તો છે, પણ એ માટે જુદા જુદા વિભાગો, ખાતાંઓ તરફથી નિષ્ણાતોની સલાહ લેવામાં આવે છે, અને કેવા અને કઈ જાતના કાર્યક્રમો રજૂ કરવા તે તેમને પૂછવામાં આવે છે. શિક્ષણના ક્ષેત્રમાં, ખેતીવાડીના વિષયમાં, સ્વાસ્થ્ય અને કુટુંબનિયોજનની બાબતમાં સમિતિઓની રચના કરવામાં આવી છે. આ સમિતિઓમાં કેન્દ્ર સરકાર તરફથી, રાજ્ય સરકાર તરફથી, ખેતીવાડી વિદ્યાપીઠો તરફથી, શિક્ષકોને તાલીમ આપતી સંસ્થાઓ તરફથી, સામાજિક કાર્યકર્તા અને એવા બીજા જાણકારો તરફથી નિષ્ણાતોને ભાગ લેવા બોલાવવામાં આવે છે. એમની સાથે આકાશવાણી તરફથી સ્થાયી કામ કરનારાઓમાંથી પણ નિષ્ણાતોને નીમવામાં આવ્યા છે.

વળી આકાશવાણી જેવા જોઈએ તેવા અને વખતસર જે કાર્યક્રમો નિયોજવા જોઈએ એવા કરી શકે કે કેમ એ સંબંધમાં એનામાં વિશ્વાસ નહીં, એટલે 'ઇસરો'એ ઓડિયોવિઝ્યુઅલ ઇન્સ્ટ્રક્શન ડિવિઝન પણ શરૂ કર્યું છે. ઇસરો એટલે ઇન્ડિયન સ્પેસ રિસર્ચ ઑર્ગેનાઇઝેશન — ભારતમાં અવકાશમાં સંશોધન કરનારી સંસ્થા. આટલું બધું કરતાં છતાં કાર્યક્રમો નક્કી સમય અનુસાર રજૂ થયા નથી. મોડા પડવા લાગ્યા, અને આ માટે બંને સરકારી ખાતાં હરહંમેશ એકબીજાની સામે રિવાજ મુજબ પોતાના મમત્વ માટે ઘૂરકતાં રહે એમ લડયા કરે છે, આથી આ પ્રયોગ કેટલે દરજ્જે સફળ થશે એ માટે શંકા સેવાય છે.

ઉપગ્રહ દૂરદર્શન માટે માત્ર ચાર કલાકનું વિસ્તરણ કરે છે. બાકીના સમયમાં એ બીજા ઉપયોગમાં લેવાશે. આ બનાવટમાં હજી ફક્ત ચિત્રદર્શન કરાવે એવી એક જ ચેનલ – વાહિની છે, એટલે ફક્ત એક જ ચિત્ર દેખાડી

શકાય, પરંતુ બે શ્રવણ-વાહિની હોવાથી બે જુદી શ્રવણ-નળીઓનો લાભ મળે. એટલે એક જ સમયે બે જુદી જુદી ભાષાના વિસ્તારમાં આનો ઉપયોગ થઈ શકે. હમણાં જુદા જુદા કાર્યક્રમો આ પ્રમાણે છે: (1) આંધ્ર પ્રદેશ, કર્ણાટક માટે તેલુગુ અને કન્નડમાં, (2) ઓરિસા અને મધ્ય પ્રદેશ માટે ઓડિયા અને હિન્દીમાં, (3) રાજસ્થાન અને બિહાર માટે હિંદીમાં. આ ત્રણે વિભાગોમાં બંને રાજ્યના જોનારાઓ ચિત્ર એકીસાથે જોઈ શકે એ માન્ય રાખે એવો પ્રયોગ થઈ રહ્યો છે.

કાર્યક્રમોમાંનાં સત્ત્વતત્ત્વ સીધી કે આડકતરી રીતે શૈક્ષણિક અને સામાજિક તેમ જ આર્થિક વિકાસ સાધનારાં હોઈ એની ચર્ચા હવે પછીનાં બે – ગ્રામજનોના વિકાસના અને આકાશવાણી મારફત શિક્ષણકાર્યનાં પ્રકરણોમાં કરીશું.

1976નું વર્ષ પૂરું થાય તે પહેલાં 'સાઇટ'નાં કેવાં પરિણામો આવ્યાં એનો અંદાજ નહીં મળે, પરંતુ એ. ટી. એસ. 6એ જાતના ઉપગ્રહ મારફત એ અમેરિકામાં શૈક્ષણિક કાર્યક્રમોનું ત્રણ પ્રદેશોમાં વિસ્તરણ કર્યું. એના અહેવાલો હવે મળવા માંડ્યા છે. ટેકનિકલ ઍસિસ્ટન્સ/એજ્યુકેશન ઍન્ડ હ્યુમન રિસોર્સિસ ઑફ ધ યુ. એસ. એજન્સી ફોર ઇન્ટરનૅશનલ ડેવલપમેન્ટે (શિક્ષણ કામમાં તથા માનવીના લાભમાં આંતરરાષ્ટ્રીય કક્ષાએ કામ કરનારી સંસ્થા) આવી યોજનાઓ પરત્વે એક અહેવાલ મગાવ્યો તે હજી પ્રગટ થયો નથી, પણ એમાંની જે તારવણી મળી શકી છે એ મુજબ કેટલાક નિર્ણયો વિચારવા જેવા છે. ભારતના વિવેચકો તેમ જ ટીકાકારોએ જે મૂળમાં જ ભય સેવ્યો હતો તે સાચો પડ્યો છે. અમેરિકા જેવા અત્યંત પ્રગતિશીલ દેશમાં આવી વૈજ્ઞાનિક અને શાસ્ત્રીય ઢબે તૈયાર થયેલા કાર્યક્રમોને શિક્ષણના ક્ષેત્રમાં અનુરૂપ અને સફળ બનાવવામાં અનેક પ્રકારની મુશ્કેલીઓ નડી. કેટલાક દાખલાઓમાં તો મૂળ ઉદ્દેશ છોડી આ પ્રમાણેના કાર્યક્રમોમાં નિયોજકોને બીજો જ રસ્તો લેવો પડ્યો. મૂળ વાત એક અને તે એ કે અમેરિકી અનુભવથી જે ફલિત થાય છે તે આ કે જેમ વિજ્ઞાન ઉપર અવલંબિત યોજના જેટલી અટપટી, જટિલ, તેમ એને અમલમાં મૂકવા માટે એ થકી પણ વધારે જાણકાર નિષ્ણાતોના હાથમાં એનું સંચાલન જોઈએ. અમેરિકામાં જ ધંધાદારી પ્રસારકો અને સંદેશવ્યવહારના નિષ્ણાતો છે. તેઓ પણ કહે છે કે આવા પ્રયોગોમાં મૂળ હેતુ તો માર્યો જ જાય છે, અને કેવળ વિજ્ઞાન અને વિજ્ઞાન જ આખો વખત બધી શક્તિઓ હજમ કરી જાય છે. કાર્યક્રમમાં શું છે, એ જ મહત્ત્વની વસ્તુ છે. જેને માટે

કાર્યક્રમો છે એ જો એનો ઉપયોગ જ ન કરી શકે, કે એનાં ફળ એ ન માણી શકે તો એ પ્રવૃત્તિનો કે એ યોજનાનો અર્થ જ રહેતો નથી.

એટલે 'સાઇટ'ને એક અખતરો જ ગણી શકાય. ભારતની પરિસ્થિતિમાં એ કેટલે દરજ્જે સફળ નીવડશે તે અત્યારે કહી શકાય નહીં. છતાં 'સાઇટ'ના પ્રયોગો પૂરા થાય તે પહેલાં એટલે કે એક વર્ષ પહેલાં તરત જ 'ઇસરો'એ ભારતમાં દૂરદર્શન માટે ઉપગ્રહ નિયોજવાનું સૂચન કર્યું, તે જરા વિચિત્ર તો લાગે જ છે. આયોજનપંચે, સરકારે તથા છાપાંવાળાઓએ આ ઘટનાને તેમ જ તેના અડબડિયાં ખાતા ભાવિને પણ બહુ સારી જેવી જાહેરાત આપી. છેલ્લી ખબરો મુજબ નાણાંની તંગીને અભાવે આ પંચવર્ષીય યોજનાઓમાંના ઇન્સેટ – આઇ. એન. એસ. એ. ટી.– ઇન્ડિયન નૅશનલ સૅટેલાઇટ– ભારતના રાષ્ટ્રીય ઉપગ્રહની યોજના પડી ભાંગી છે, છતાં એ ફરીથી સજીવન કરનારાં વર્તુળો તો એને જીવન આપવા ભારે મથામણ કરી રહ્યાં છે. એ ઠીક પણ તે પહેલાં એ ખર્ચ માટે જાહેર જનતા અને જાહેર નાણાંભંડોળનો પણ સમગ્રપણે વિચાર તો કરવો જ જોઈએ.

હા, આપણે ત્યાં આટલા વિશાળ દેશમાં દૂરદર્શન ઉપગ્રહના ઉપયોગથી સારો લાભ મળે. ભારતમાં ધરતી પરના ટ્રાન્સમિટરથી કરેલા વિસ્તરણને બદલે ભારતના અવકાશી ઉપગ્રહ થકી થતા વિસ્તરણમાં કેટલાક કોયડાઓ ઊભા થાય છે. આટલી આપણે જોઈ તેવી અત્યંત અટપટી અને મોટા પ્રમાણમાં ભ્રામક એવી વૈજ્ઞાનિક પદ્ધતિ દેશ અપનાવે તે પહેલાં, ચારેકોરથી એનો વિચાર કરી મેળ ઘટાવવો જરૂરી છે.

ટૂંકમાં, 'ઇન્સેટ'ની યોજના તો પાંચ બીમ્સ, કિરણક્ષેપકો ઊભાં કરવાની હતી અને એ વડે આખા ભારત દેશને આવરી લેવાનો નકશો હતો. દરેક ક્ષેપકમાં એકેકી દૂરદર્શનવાહિની એક ચિત્ર માટે અને બીજી ચાર કે પાંચ ધ્વનિ–પ્રસારણ માટે એમ યોજના હતી. જ્યારે જ્યારે રાષ્ટ્રીય કાર્યક્રમો હોય ત્યારે પાંચ ક્ષેપકો એક જ જાતનો કાર્યક્રમ પ્રસારિત કરે. આ ઉપગ્રહોને પૃથ્વીપટે કાર્યક્રમો પહોંચાડયા કરવાના અને તે 1,50,000 ખાસ ગોઠવેલ સમૂહદર્શન સેટ ઉપર ગામડાંમાં જોવાયા કરે, ઉપરાંત, 4,00,000 બીજાં ગામડાંઓમાં સાદા સામાન્ય સેટ ઉપર પણ દેખાય. આ ચાર લાખને ત્યાં જોવાય એ માટે આકાશવાણીનાં ટ્રાન્સમિટરો એમની કુમકે રહી 'ગ્રહણ કરે' એવાં કેન્દ્રો મદદમાં રહે. આ લો-પાવરનાં 200 ટ્રાન્સમિટરોમાંથી દરેક 300

ચોરસ માઈલના વિસ્તારમાં અને અંતે 60,0000 ચોરસ માઈલના વિસ્તારમાં કાર્યક્રમો નિહાળી શકાય એવી રીતે ઉપયોગી થાય. દર માઈલે એક એક ગામ વસ્યું હોય ત્યાં આ યોજના ખરેખર ઓછા ખર્ચવાળી નીવડે.

ગયે વર્ષે આ બધા ખર્ચનો સરવાળો અડસટ્ટે કાઢતાં રૂ. 400 કરોડનો ગણાવાયો હતો. એમાં બધું જ આવી જાય, વિસ્તરણ, બાંધણી, વગેરે. ઇન્સેટ મારફત કાર્યક્રમો તૈયાર કરાવવા માટે સરકાર એને નાણું અને અધિકારીઓ ફાળવે અને આકાશવાણી એ કાર્યક્રમોના નિર્માણની સગવડ કરી આપે, એવી ગોઠવણ હતી.

હવે આ દરખાસ્તોમાં કેટલીક ત્રુટિઓ પણ છે. પાંચ કિરણક્ષેપકો (બીમ્સ) થકી સકળ દેશને આવરી નહીં શકાય, કારણ દેશમાં એટલી ભાષાઓ, સાંસ્કૃતિક વૈવિધ્ય અને જીવનધોરણમાં ફેરફાર છે કે ગણવાં મુશ્કેલ છે. ઓછામાં ઓછી 14 દૂરદર્શનવાહિનીઓ જોઈએ. એ થકી તો મુખ્ય ભાષાઓ માંડ માંડ આવરી શકાય, પણ જો લોકબોલીમાં પડ્યા તો એથી વધારે વાહિનીઓની જરૂર પડશે. મૈથિલી, ભોજપુરી અવધી, હરિયાણવી જેવી હિન્દીની ઉપબોલીઓ કે લોકબોલીઓ લાખો પ્રજાજનો બોલે છે. પણ હમણાં તો આજે છે તે સ્થિતિમાંનો ઉપગ્રહ દૂરદર્શનની પાંચ મૂળ વાહિનીઓ આપી શકે. આ મુસીબત ટાળવા 'ઇન્સેટ'ને ટેકો આપનારાઓનું એમ કહેવું છે કે દરેક વિડીઓ છબી પ્રવાહની વાહિની સાથે ચાર ચાર શ્રુતિપ્રવાહની વાહિની લગાડી દેવી જોઈએ. હવે આમ ગોઠવણ થાય તો જે કોઈ રોજિંદા કાર્યક્રમો રજૂ કરનારા કે જાહેર વ્યવહારમાં કામ કરનારા જે અનુભવી કાર્યકરો છે તે આ અર્ધદગ્ધ રીતે ગામડાંઓમાં વિસ્તરણ કરવાની વાત કબૂલશે નહીં. વળી જેઓ આ કાર્યક્રમો જોવાના છે તે સામાન્ય જનતાનાં ટોળાં પણ પોતાની ભાષાના સંસ્કાર-ક્ષેત્રનાં ચિત્રો જોતાં રહેતાં એમનાં મગજમાં પણ ભારે ગોટાળો અને અભાવો પેદા થઈ જશે. પૂર્વ પ્રદેશમાં આસામ અને નાગાલૅન્ડમાં અને બીજા સરહદી વિસ્તારોમાં ઓરિસા અને મહારાષ્ટ્રના કેટલાક વિભાગોમાં એમ જ બીજે કેટલેક સ્થળે એ જ દશા પ્રવર્તશે. પશ્ચિમમાં રાજસ્થાન અને મહારાષ્ટ્રના કેટલાક ભાગો ઉત્તર વિભાગમાં ગણવામાં આવે છે ત્યાં, અને હિમાચલ પ્રદેશમાં દિલ્હીને ગણવામાં આવ્યું છે ત્યાં પણ આ જ પરિસ્થિતિ ઊભી થશે. એને બદલે જો આ ગ્રામવિસ્તારોને અનુકૂળ એવા સમયના ટુકડા દરેક ભાષાવાર પ્રાન્તને દૂરદર્શનના કાર્યક્રમોની વચ્ચે કાઢી આપવામાં આવે તો

દરેકને ભાગે એટલો નાનો ટુકડો આવે કે વિકાસકાર્યનો કશો અર્થ નહીં સરે. દેશભરમાં ઉપયોગી એવા કાર્યક્રમો આકાશવાણીનાં પ્રાંતીય ટ્રાન્સમિટરો પ્રસારિત કરી શકતાં હોય તો ઇન્સેટની દેશભરમાં પ્રસારણો સાંકળવાની વાત સારી રીતે કામમાં લાગે. જો એવાં ટ્રાન્સમિટરો ખડાં કરી દેવાયાં હોય તો માઇક્રોવેવની સગવડથી એ જ કામ હાંસલ કરી શકાય, પછી ઉપગ્રહની જરૂર નહીં પડે.

સરકારી સંદેશવ્યવહાર ખાતું ઇન્સેટના નિર્ણયો આવે ત્યાં સુધી થોભવા તૈયાર નહીં હોવાથી એ એની ટેલિફોન અને ટેલેક્સવ્યવહાર મારફત દેશવ્યાપી માઇક્રોવેવ-સંપર્કની પોતાની યોજનાઓ સાથે આગળ વધતું રહ્યું છે. જ્યારે ઇન્સેટ કામગીરી અમલી બને ત્યારે તો તે સમયે દેશભરમાં માઇક્રોવેવની લીલાજાળ સારા પ્રમાણમાં વિસ્તરી ગઈ હશે, અને ઇન્સેટનો ત્યારે નાના પ્રમાણમાં ઉપયોગ કરવાનો રહેશે, એમ માનવામાં આવે છે. ઇન્સેટના સીધા વ્યવહારથી ખાસ યોજના અનુસાર ગોઠવેલા દોઢ લાખ સેટ સીધા કાર્યક્રમો ઝીલશે. બાકીના ચાર લાખને તો આકાશવાણીનાં જમીન ઉપર ઊભાં કરેલાં ટ્રાન્સમિટરો મારફત અથવા લો-પાવરનાં ઇન્સેટનાં સાધનો મારફત કાર્યક્રમો ઝીલવાના રહેશે. 1973ની સાલના હિસાબે આ દરેક સેટની કિંમત છ હજાર રૂપિયાની રહેશે.

ટૂંકમાં, સરવાળે પાંચ લાખ સમૂહદર્શન સેટો ગામડાંઓમાં ગોઠવવાના રહેશે અને એ બધા સારી સ્થિતિમાં છે કે કેમ તે પણ જોવાની જવાબદારી રહેશે. પહેલાં તો 1976 પહેલાં જ્યારે ઇન્સેટનું માળખું રચાય ત્યારે એટલા સેટ આપણે બનાવી શકીશું કે કેમ એ પણ એક સવાલ છે. ભારત ઇલેક્ટ્રોનિક્સ આજે માગ પ્રમાણે પિક્ચર ટયૂબ તૈયાર કરી શકતી નથી. અને એ માગણી તો હજી નાની છે, અને ઉદ્યોગમાં કટોકટી આવી છે, એટલે એ બહારથી મગાવવાની વાતો પણ ચોપડે ચડી છે. બીજી દિશામાં વિદ્યુતીકરણનું કામ પણ એટલું મંદ ચાલે છે કે 60 ટકા સેટ બૅટરી ઉપર ચલાવવા પડશે. બૅટરીઓ બનાવવા માટે ઝીંક અને ગંધકનો તેજાબ (સલ્ફ્યુરિક ઍસિડ) બજારમાં કારખાનાંવાળાઓને મળતો નથી. ત્રીજું, ઇસરોમાં આ સેટ કેમ ચાલ્યા કરશે એના અટપટા જ્ઞાનના જાણકારો છે ખરા?

તેલના ભાવ વધ્યા, એથી પરદેશી હૂંડિયામણના આપણા જમા-ઉધાર પાસામાં વિપરીત ફેરફાર થયો એ જોતાં ઓછામાં ઓછું રૂ. 150થી રૂ. 250ની કિંમતનું પરદેશી હૂંડિયામણ ખરચીને પણ આપણે એટલા સેટ સંપાદન કરી શકીશું? આડકતરી રીતે પરદેશી હૂંડિયામણ લાવી કેટલાક એ સેટ રૂ. 400માં

તૈયાર થઈ શકે એમ અંદાજ કાઢી આપે છે. ઉપરાંત આપણે ત્યાં મથકો બાંધવામાં, ટ્રાન્સમિટરો નાખવામાં અને દૂરદર્શન માટે વિવિધ પ્રકારની સામગ્રી ખરીદવામાં જે પરદેશી હૂંડિયામણ વપરાશે તે તો જુદું જ, એ અહીં ગણતરીમાં લેતા નથી.

એવી ફરિયાદ કરવામાં આવે છે કે યાંત્રિક અને વૈજ્ઞાનિક સગવડો પ્રમાણે કાર્યક્રમોની યોજના કરવામાં આવે છે. હોવું એમ જોઈએ કે કાર્યક્રમોની જરૂરિયાત પ્રમાણે યાંત્રિક તથા વૈજ્ઞાનિક સગવડો ઊભી કરવામાં આવે. જૂના કાળમાં હવાઈજહાજ વિકાસ પામતા સમાજ માટે એક ગૌરવનું ચિહ્ન હતું, એમ આજે ઉપગ્રહ પણ એ જ પ્રમાણે ગૌરવનું પ્રતીક મનાવા માંડ્યા છે. ઉપર વર્ણવેલી ભાતભાતની ભાષાવાળા અને વિવિધ પ્રકારની સંસ્કૃતિમાં જીવતા આ દેશમાં ઉપગ્રહ થકી સંચાલિત દૂરદર્શન વ્યવસ્થા સામે ઠીક પ્રમાણમાં ઊહાપોહ થયો છે, એથી ઇન્ડિયન સ્પેસ રિસર્ચ ઑર્ગેનાઇઝેશન — 'ઇસરો'એ બે પદ્ધતિઓનો મેળ સાધી સંકર પદ્ધતિ અમલમાં મૂકવા દરખાસ્તો કરી છે. આથી 30% ધરતી પર સંચાલિત ટ્રાન્સમિટર થકી અને બાકીનાં ઉપગ્રહ થકી ચાલતાં ટ્રાન્સમિટર થકી દેશને આવરી લેવામાં આવે. એમાં થોડાં સ્થાને મથકોનો પણ સમાવેશ થઈ જાય છે. આથી ઉપગ્રહની પદ્ધતિ અથવા ધરતી પરની ટેરેસ્ટ્રિયન પદ્ધતિ કરતાં દેશને બમણો ખર્ચ થશે. પૈસાનો સવાલ જ ન હોય તો સંકર પદ્ધતિ કબૂલ રાખવામાં કશો વાંધો નથી. નાણાંભીડને લઈને દેશને થોડાં વર્ષ પૈસાની તંગીમાં કામ કેમ પાર ઉતારવું એનો વિચાર કરવા જરા રાહતનો સમય મળશે, અને એમાં જ્યારે નાણાંછૂટ થાય ત્યારે લાંબા ગાળાના ઉપગ્રહ થકી દૂરદર્શનના કાર્યક્રમ નિયોજી શકાય, એનો પણ વિચાર કરી શકાશે. આ ઢીલ થકી 'સાઇટ'નાં પરિણામો જોઈ, એ પદ્ધતિમાં પડતી મુશ્કેલીઓનું થોડુંઘણું નિવારણ પણ જાણવાનો લાભ મળશે. ઉપરાંત સૌથી અગત્યનું તો એ કાર્યક્રમો થકી વ્યક્તિગત તથા શ્રોતામંડળો ઉપર કેવા પ્રકારની અસર થાય છે તેનો પણ અંદાજ જાણવાનો મળશે. એટલા માટે તો અખતરા કર્યા, અને એવા અખતરા કર્યાનાં પરિણામ જાણવા મળે એ થકી ઉપગ્રહ દૂરદર્શન પદ્ધતિને અનુસરી કામ કરવાની કંઈક જાણકારી પણ પ્રાપ્ત થશે.

## માળખું અને વહીવટ :

ભારતમાં દૂરદર્શનના કાર્યક્રમો આપવા તથા તેના હેતુઓ સ્પષ્ટ કરવા

માટેની ચર્ચામાંથી જે ફલિત થાય તે ખરું, અથવા ભારતને કઈ પદ્ધતિ વધારે અનુકૂળ છે અને કઈ થકી વધારેમાં વધારે લાભ મળી શકે એ માટે પણ જે નિર્ણયો આવે તે ખરા, તોપણ એ થકી આજે દૂરદર્શનના કાર્યક્રમો આપવાની તથા એનો વહીવટ અને એનો ખર્ચ, એના મૂલ્યાંકનની બાબતોમાં સુધારો થવાની પૂરી શકયતા તો છે જ. ઘણી બાબતમાં દૂરદર્શન કાર્યક્રમનું વિસ્તરણ આકાશવાણીના ધ્વનિપ્રસારણના કાર્યક્રમો કરતાં ઘણી રીતે જુદું પડનારું નહીં હોય, અને એ બે સંસ્થાઓની જરૂરિયાત અને કોયડાઓ હવે પછીના પ્રકરણમાં ચર્ચીશું. છતાં, દૂરદર્શન-કેન્દ્રનાં કેટલાંક ખાસ પાસાં છે તે એની ખાસ માવજત માગે છે અને માગતાં જ રહેશે.

દુનિયાભરમાં અનુભવ એમ કહે છે કે સંદેશાવ્યવહાર જેવું માધ્યમ, તે ઉપર એના કાર્યક્રમોના ઉત્તમોત્તમ ગુણધર્મોના પોતનો આધાર રહે. ભારતમાં દૂરદર્શનના કાર્યક્રમોનું વિસ્તરણ કરવા કેવા પ્રકારની વહીવટી વ્યવસ્થાની જરૂર છે? જો રેડિયોની સંસ્થા સર્જનાત્મક તટસ્થતાને વળગીને કાર્યક્રમો ઘડનારી હોય તો દૂરદર્શનની સંસ્થા માટે એ જ આદર્શોની વધારે જરૂર રહે છે. સરકારી બંધારણ તો રૂઢિચુસ્ત અને ઇજારાશાહી જ રહે, એટલે મોટા પ્રમાણમાં કોઈ પણ તબક્કે ત્યાં નોકરી કરનારાઓને કાર્યક્રમોમાં વધારે પડતો ભાગ નહીં લેવા દે, એટલે એમની નીતિરીતિ પણ એવી જ, વહીવટ એવો, એમાં સર્જનાત્મક કામ બહુ જોવા નહીં મળે, નોકરીના નાનામોટા હોદ્દા પ્રમાણે કાર્યક્રમોની જાત કે નિર્ણયો નહીં લેવાવા જોઈએ, વ્યક્તિ, વલણો અને આવડતો ઉપર એ આધારિત રહેવા જોઈએ.

વળી સરકારના એક ખાતાને બીજા ખાતા સાથે હમેશાં બારમો ચન્દ્રમા અને ખડાખાસ્તુ હોય છે, એકબીજા સાથે હળીમળીને કામ નહીં કરે, ઘણી વખત તો બંનેનાં ધ્યેયો જ જુદાં હોય, એટલે મેળ જ ન મળે.

'ઇસરો' અને આકાશવાણી બંને દૂરદર્શનનું સંચાલન કરે તો બન્ને સંસ્થાઓથી દિલ મિલાવીને કામ નહીં થાય. ધંધાદારી ધોરણોસર એક જ સંસ્થા પોતાનાં વિભાગીય કામકાજોમાં હળીમળીને ભેરુબંધીથી કામ કરે તો જ મીઠાં ફળ ચાખવાનાં મળે.

એવી સંસ્થા જ દૂરદર્શનના વિવિધ પ્રકારના સવાલો હલ કરી શકે, અને એ સવાલો આપણે આગળ ચર્ચી ગયા છીએ.

માહિતી અને પ્રસારણની વહીવટી તપાસની સમિતિના અહેવાલમાં કારણો દર્શાવ્યાં છે તે જોતાં આવી સંસ્થા આકાશવાણીથી અલગ હોવી જોઈએ. કેટલાક દેશોમાં એક જ સંસ્થા બે પ્રકારના વિભાગો ચલાવે છે, પરંતુ જાપાન અને ઇંગ્લંડમાં બંને સ્વતંત્ર પગભર સંસ્થાઓ છે, અને એમાં કોઈ પાસે એકહથ્થુ સત્તા નથી. બંને દેશોમાં બીજી ખાનગી સંસ્થાઓ રેડિયો અને ટી.વી.ના કાર્યક્રમો છૂટથી રજૂ કર્યા કરે છે.

દૂરદર્શન એવું માધ્યમ છે કે જેને માટે શક્તિશાળી સંચાલનની જરૂર છે. આકાશવાણી એ પ્રકારનું નથી. માહિતી અને પ્રસારણ ખાતાના પ્રધાને વારંવાર કહ્યું છે કે દૂરદર્શનને આકાશવાણીથી જુદું રાખવું, પરંતુ દૂરદર્શન સરખી પ્રગતિ નથી કરી શકતું તેનું કારણ તેનું આકાશવાણી સાથેનું જોડાણ નથી, પરંતુ સરકાર હેઠળ તેને કામ કરવું પડે છે તે છે. દૂરદર્શનમાં ઉત્સાહી, સાહસિક, કલ્પનાશીલ, જવાબદાર કામ કરનારાઓ હોવા જોઈએ. આ માટે વિસ્તૃત તાલીમની જરૂર છે. અને જો શૈક્ષણિક ખ્યાલોથી આપણે આપણા દૂરદર્શન કાર્યક્રમોનું વિસ્તરણ કરવાનું હોય તો એ કામ માટે વધારે કર્મનિષ્ઠ, કર્તવ્યશીલ અને કલ્પનાશીલ અધિકારીઓ જોઈશે, કારણ કે આ વિસ્તરણ-પ્રસારણ જ્ઞાનને આકર્ષક રીતે રજૂ કરવા માટેનું છે. આ જાતના કાર્યકરો ઓછા પગારે ન મળી શકે. સારો પગાર, સંતોષ જન્માવે એવું વાતાવરણ, કામ કરવાની પૂરતી સગવડો, અને એ જ માધ્યમમાં એનો ઉત્કર્ષ સાધી શકે એવી આશા, એટલું હોય તો જ સુંદર કામ નીપજે.

આજે કામ કરનારાને આવા ખાતામાં પણ સરકારી ધારાધોરણને હિસાબે પસંદ કરવાની જે પ્રથા છે તે આ ક્ષેત્રમાં નહીં ચાલે. એ નિયમો એટલા આડા આવ્યા કરતા હોય છે કે એમાં સારી નિષ્ઠા અને બુદ્ધિશક્તિવાળો માણસ પસંદ જ ન થઈ શકે. એમાં ઉંમર જોવાની, ભણતર નોંધવાનું, એની પદવી કેટલી, અને વળી અનુભવ તરફ લક્ષ્ય. એ થકી એની સર્જનાત્મક શક્તિઓને દૂરદર્શન જેવી વિકાસ પામતી સંસ્થા માટે તોળીમાપી નહીં શકાય. તદ્દન નવી જ પદ્ધતિ નક્કી કરવી પડશે. બીજા દેશોમાં જે થઈ રહ્યું છે એની કેવળ નકલ કરનારાઓથી કામ નહીં ચાલે. થોડે ખર્ચે ઘણા આકર્ષક કાર્યક્રમો રજૂ કરવા માટે બુદ્ધિશક્તિ ધરાવનારી વ્યક્તિઓ જોઈશે. એમનાથી જ કામ પાર પાડી શકાય.

આકાશવાણીનો દૂરદર્શન વહીવટ અત્યાર સુધી તો રેડિયોના અનુભવ ઉપર ચાલ્યો. આ અનુભવ અમુક કાર્યક્રમોમાં જ કામ લાગે. ખરું જોતાં નવા સુશિક્ષિત નવલોહિયા નવયુવાનોની ભરતી કરવી જોઈએ. જે વ્યક્તિઓને કામ કરવાની વૃત્તિ જ ન હોય એમને તો ટાળવાના જ, કામની ધગશવાળા ઉત્સાહી હોય એમને જ આ નવી તાલીમ આપવી જરૂરી છે.

આ તાલીમ એટલે શું? દૂરદર્શનના કાર્યક્રમોનું વિસ્તરણ કરવા સાધનો કેમ વાપરવાં એનો મૂળ પરિચય, એટલે યંત્રના ઉપયોગનો કસબ જાણવો તે. પણ એમાં એ માધ્યમની સમાજના કોયડાઓના ઉકેલ શોધવાની શક્યતાઓ શી છે તેની જાણકારી કે તે વિચારવાની શક્તિનો કોઈ વિકાસ કરતું નથી. વિકાસ પામતા દેશોમાં દૂરદર્શનની તાલીમ એટલે જ ઓછાં નાણાંમાં વધારે કામ કરવાની, સાધનો શાં છે અને કેવા પ્રકારના કાર્ય કરનારાઓ સાથે કામ કરવાનું છે તેની જાણકારી મેળવવામાં છે. તાલીમ એટલે ઓછામાં ઓછા ખર્ચે નવું નવું કરવું અને પ્રયોગો કરતા રહેવું, તેનો અનુભવ મેળવવો. ખેતરોમાં, ઝૂંપડપટ્ટીઓમાં અને ગામડાંમાં યોજેલા કાર્યક્રમો માટે આલિશાન સ્ટુડિયોની જરૂર નથી રહેતી. આગળ વધેલા દેશોમાં આપણને જરૂરી કાર્યક્રમો માટે નમૂનાઓ ન મળી શકે.

ટૂંકમાં દૂરદર્શન ગમે તે પ્રકારની સાધનસામગ્રી વાપરે એ સવાલ બાજુએ મૂકી, દૂરદર્શનના માધ્યમ મારફત આપણે શું હાંસલ કરવા માગીએ છીએ તે જ મૂળ સવાલ છે.

ભારત સરકારે દૂરદર્શનનો ઉપયોગ શિક્ષણ માટે કરવાનું ધ્યેય જાહેર કર્યું છે. એને આપણે વળગી રહેવું જોઈએ. પુખ્ત વયના લોકોને ભણાવવાનો ઉદ્દેશ અને ક્રમ પહેલો હોવો જોઈએ. એમાં ખેતીવાડીનાં અદ્યતન સાધનોનો ઉપયોગ, નવા નવા હુન્નરો અને કસબોનું શિક્ષણ, સંતતિનિયમન, સ્વાસ્થ્ય, સ્વચ્છતાનું પાલન અને પોષણશાસ્ત્ર, બાળકોનો ઉછેર, સમાજમાં બદલાતું જતું સ્ત્રીઓનું સ્થાન, કન્યાકેળવણી, લગ્નની વયમર્યાદા વિશે, દાયજો આપવા-લેવાની પ્રથા અને લગ્ન જેવા પ્રસંગોમાં થતો બેફામ ખર્ચ, કરકસરના સિદ્ધાંતો, મૂડીરોકાણના પ્રશ્નો એવું એવું ઘણું આવી જાય. આ શૈક્ષણિક કાર્યો વચ્ચે જરૂરી મનોરંજન આવવું જ જોઈએ, ગામલોકને તે ગમે જ છે, અને એમાં ફિલ્મી ગીતો ઉપરથી કથાઓ વધારે લોકપ્રિય બની છે.

અને આ કાર્યક્રમો દરરોજ ત્રણ કલાક ગામડાંઓમાં તેમ જ શહેરમાં જ્યારે લોકોને સમૂહદર્શનનો અનુકૂળ સમય હોય ત્યારે પ્રસારિત થવા જોઈએ. આ

બધા કાર્યક્રમોમાં સ્થાનિક બાબતોની ચર્ચા હોવી જરૂરની છે, તો જ એમને રસ પડે. ગામડાંમાં જોનારા ભોળા લોકોને છબી, ભાષા અને ભાષાની બાંધણી ગમે અને આંખે ઊતરે એ પ્રકારનાં હોવાં જોઈએ, અને પોતાની સ્થાનિક પરિસ્થિતિ બહારનાં પ્રસંગો કે ચિત્રો, એમણે જોયાં જ ન હોય એવાં ન હોવાં જોઈએ, કારણ એમાં એમને રસ નહીં પડે. એટલે ઉપગ્રહો ઉપરાંત થતાં વિસ્તરણનો તો અહીં સવાલ ઊભો થતો જ નથી.

ધરતી ઉપર ઊભાં કરેલાં ટ્રાન્સમિટરો મારફત જે કાર્યક્રમ વિસ્તરણ કરવામાં આવે તે પણ શહેરોમાંથી નાનાં શહેરોમાં નિયોજવા જોઈએ, એથી પછાત વર્ગની કોમને લાભ મળે. હૈદરાબાદ કે લખનૌમાં એક જ ટ્રાન્સમિટર મૂકો, એ થકી પ્રજાને કશો લાભ નહીં મળે. આવાં રાજ્યોને ઓછામાં ઓછાં ત્રણ ટ્રાન્સમિટરો જોઈએ. વિકાસનું કામ ધીમે ધીમે થશે, પણ ત્યાંથી પ્રસારિત થશે તેની ચોક્કસ ફળદાયી અસરો માલૂમ પડશે. ભલેને વીસ વર્ષોમાં પાકું વિસ્તરણ કરવાનો યોગ ફળે, પરંતુ એ નિર્ણય આજે લેવો લાભકારક છે, કારણ ઉતાવળે જે ગમે તેવા નિર્ણયો લઈ કામ શરૂ કરવામાં આવે છે એથી આખરે કશી ભલીવાર થતી નથી, એ સાબિત થયું છે.

વળી એ જ સમૂહદર્શન સેટ અને ટ્રાન્સમિટરોનો સવારે બે કલાક શાળા-કીય કાર્યક્રમો માટે ઉપયોગ થઈ શકે. આ તો શરૂઆત. જે ગામડાંઓમાં પ્રાથમિક શાળાઓ માટે શિક્ષકો ન હોય ત્યાં સાધારણ ભણેલી વ્યક્તિ પણ આ સેટ મારફત બાળકોને ઘણું માર્ગદર્શન આપી શકે. પછી આગળ ઉપર માધ્યમિક શાળાઓ માટે વિસ્તરણ વિચારી શકાય. પણ એ તબક્કે ત્યાં સ્થાનિક તાલીમ લીધેલા શિક્ષકની પણ જરૂર રહેશે. દૂરદર્શનના પ્રસારણ વિભાગ તરફથી નિશાળ અને પ્રૌઢશિક્ષણ માટે લાગતાવળગતા મંત્રાલય તરફથી પૈસા મળવા જોઈએ અને તે મંત્રાલયે કાર્યક્રમો ઘડવામાં પણ સહકાર આપવો જોઈએ.

ઉચ્ચ વર્ગનાં શહેરીજનોના મનોરંજન અને માહિતી માટે કશો ખર્ચ કરવાનો નહીં. એમને માટે જાહેરાતમાંથી જે રકમ આવે એમાંથી જે કાર્યક્રમો યોજવા હોય તે નિયોજી શકાય. ઇંગ્લંડમાં વ્યાપારી રેડિયો અને ટી.વી. સેવા સ્વાયત્ત સંસ્થાઓ દ્વારા થાય છે. તેવી સ્વાયત્ત સંસ્થા શૈક્ષણિક કાર્યક્રમો નિયોજી શકે. એમ અલાયદી સ્વાયત્ત સંસ્થાને ન સોંપવા હોય તો, શૈક્ષણિક કાર્યક્રમો નિયોજનાર એક સ્વતંત્ર પગભર સંસ્થા નિયુક્ત થઈ શકે. આ માટે ભારતભરમાં વ્યાવસાયિક રેડિયો અને ટી.વી.ની તંત્રજાળ હોવી જરૂરની

નથી. સ્થાનિક મથકો ઊભાં કરાય, જરૂર પડે તો ક્યાંકથી એ કેટલાક કાર્યક્રમો રીલેના માધ્યમથી સાંકળી લે, એ માટે અમેરિકા અને બીજા પ્રદેશોમાં ઘટતા દાખલા જોવા મળશે.

જાહેરખબરથી વ્યાપાર કરનારી સંસ્થા અને શિક્ષણાર્થે કાર્યક્રમ રજૂ કરનારી સંસ્થાઓ વચ્ચે જો સમયના ઉપયોગ પરત્વે એક મેળ હોય તો તે બંને જુદે જુદે સમયે એ જ ટ્રાન્સમિટરનો ઉપયોગ કરી ખર્ચમાં વહેંચણી કરી શકે, પરંતુ એક જ ચેનલથી વિવિધ વર્ગના પ્રજાજનોને લાભ આપી શકાય કે કેમ એ એક સવાલ છે. જ્યાં આવા પ્રયોગો કરવામાં આવ્યા છે ત્યાં શૈક્ષણિક કાર્યક્રમોને જ વેઠવું પડયું છે. કારણ દેખીતું છે કે શહેરોમાં ધનાઢયો રાજકારણના ઓથા નીચે લાભ લઈ પોતાને માટેના મનગમતા અને વધારે કાર્યક્રમો માટે દબાણ લાવી શકે છે એ ધ્યાનમાં રાખવું જરૂરનું છે.

આકાશવાણીના ધંધાદારી પ્રસારણ મારફત જે કમાણી થાય છે તેથી વિવિધ ભારતીનાં પ્રસારણોને જરા પણ આંચ આવી નથી. આકાશવાણીના કેટલાક ખાસ નિયમો છે, અને એ પ્રમાણે જે જાહેરાતો થાય એ ઉપર એટલો અંકુશ છે. અમુક જ સમયની મર્યાદામાં ટી.વી. ઉપર કે રેડિયો ઉપર જે કંઈ જાહેરાતોના કાર્યક્રમો થાય એથી ટી.વી. જોનારાને કે રેડિયો સાંભળનારને માથે લાંબા ગાળા માટેની જાહેરાતોનો સમય ઝીંકવામાં આવતો નથી. સામે પક્ષે કેટલીક ધંધો કરનારી સંસ્થાઓના કાર્યક્રમો અથવા એવા ખાસ પ્રકારના કાર્યક્રમો લોકપસંદગી પામ્યા પણ છે.

શિક્ષણ અને મનોરંજન એ બેના સંઘર્ષનો ઉકેલ આ પ્રમાણે લાવી શકાય એમ છે. જેઓ પોતાના સેટ ખરીદ કરી શકે એવા હોય એમને માટે એમની જરૂરિયાત પ્રમાણે વચ્ચે કશી બાધા વિના બીજી રીતે દખલ કરે એવા કાર્યક્રમો વિના એમના મનોરંજન માટે અલાયદાં પ્રસારણો રાખી શકાય; કારણ ઉપદેશાત્મક અને શિક્ષણાત્મક કાર્યક્રમોમાં એમને રસ નથી. અને એના ખર્ચનો બોજો સરકારી જાહેર ખર્ચના ખાતા ઉપર નાખવો જરૂરી પણ નથી. આ થકી જે પૈસો બચે તે સામાન્ય જનતાને ફાયદો થાય એવા કાર્યક્રમો પાછળ વાપરી શકાય. આમ થાય તો જ દૂરદર્શન-સમાજમાં પરિવર્તન કરાવી શકવાની શક્તિ ધરાવે.

# 7. પ્રસારણ દ્વારા શિક્ષણ

અલ્પવિકસિત સમાજમાં તો આર્થિક વિકાસ તેમ જ આધુનિકીકરણ તરફ સમાજને લઈ જવાને સારુ જંગ ખેલવાનું મહત્ત્વનું કામ સંદેશવ્યવહારને સોંપવું એ જ ઉચિત છે. વળી જે દેશમાં બહુ લોકો નિરક્ષર હોય ત્યાં તો મુદ્રિત શબ્દ કરતાં પ્રસારણ જ મહત્ત્વનું ગણાય. ભારતમાં તો આકાશવાણીએ આરંભથી જ આ કામ સ્વીકાર્યું છે, અને એ કામને ફાયદાથી બનાવવાને સારુ એના કાર્યક્રમો યોજાતા આવ્યા છે. બહુધા આ કાર્યક્રમો સામાન્ય શ્રોતાઓને સારુ તેમ જ ખેડૂતો, સ્ત્રીઓ, વિદ્યાર્થીઓ, શિક્ષકો, મજૂરો આદિ જેવા વિશિષ્ટ વર્ગોને સારુ યોજાતા હોય છે.

આવા બધા કાર્યક્રમોમાં શિક્ષણ કે કેળવણી પર, વિશાળ અર્થમાં ભાર હોય છે અને એનો હેતુ રાષ્ટ્રીય નવરચનાનાં લક્ષાંકો સિદ્ધ કરવાનો હોય છે. સામાન્ય શ્રોતા માટેનાં પ્રસારણોમાં શિક્ષણ કે કેળવણીનાં તત્ત્વને શ્રોતાને આકર્ષવાના હેતુ કરતાં ગૌણ ગણવામાં આવે છે, જ્યારે વિશિષ્ટ શ્રોતાવર્ગ માટેનાં પ્રસારણોમાં સીધો જ શૈક્ષણિક અભિગમ હોય છે. એનો અર્થ એમ નથી કે આવા કાર્યક્રમો કેવળ ઉપદેશ માટેના જ હોય છે. એમાંના પ્રત્યેકમાં કેટલેક અંશે મનોરંજનનું તત્ત્વ પણ હોય છે, પરંતુ એ મુખ્ય હેતુની સાથે સંકળાયેલું હોય છે.

આકાશવાણીની પ્રવૃત્તિઓમાં આવા કાર્યક્રમોનું પ્રસારણ એ મહત્ત્વની પ્રવૃત્તિ છે. એકાદ પ્રકરણમાં એ દરેક પ્રવૃત્તિ વિશે પર્યાપ્ત ચર્ચા ભાગ્યે જ કરી શકાય. એ તમામની સામગ્રી અલગ અલગ હોય છે, તેમ જ એ વિશિષ્ટ ભેદક ગુણલક્ષણો ધરાવે છે. તેમ છતાં એની વ્યવસ્થા, પ્રચાર તેમ જ એને સાંભળવામાં કેટલાંક લક્ષણો સામાન્ય પણ હોય છે. અહીં જેની આલોચના કરવામાં આવે છે તે શાળાઓના તેમ જ યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓ માટેના તેમ જ ગ્રામીણ શ્રોતાઓ માટેના કાર્યક્રમો છે.

રેડિયો અને ટી.વી. બંને આવા કાર્યક્રમો માટે ઉપયોગમાં લેવાય છે. આ પહેલાંના પ્રકરણમાં ભારતમાં દૂરદર્શનના વિકાસ વિશે એની અનોખી ટેકનોલૉજી, કાર્યક્રમોનું આયોજન તેમ જ બીજાં કેટલાંક પાસાંના સંદર્ભે ચર્ચા કરી છે. રાષ્ટ્રીય વિકાસ માટે તેના ઉપયોગ વિશે, રેડિયોની સાથે સાથે આ પ્રકરણમાં ચર્ચા કરવામાં આવશે કેમ કે બન્ને માધ્યમો એકબીજાનાં પૂરક બને એ રીતે વાપરવાં પડશે અને નિશ્ચિત હેતુ માટે બેમાંથી કયું વધારે યોગ્ય છે તે નક્કી કરવું જરૂરી છે.

## શાળાઓ માટેનાં પ્રસારણો :

આકાશવાણી અસ્તિત્વમાં આવ્યું તે પહેલાં પણ મુંબઈ અને કલકત્તાથી શાલેય પ્રસારણો ક્યારેક ક્યારેક જ થતાં. વ્યવસ્થિત શાલેય પ્રસારણો કલકત્તાથી ઈ. સ. 1937માં શરૂ થયાં, કેમ કે યુનિવર્સિટીએ તેમ જ બંગાળાના શિક્ષણખાતાએ એને માટે માગણી કરી. ત્યારે પણ એ પ્રસારણો અઠવાડિયામાં બે વાર અને એકસાથે માત્ર અર્ધા કલાક માટેનાં રહેતાં.

દરમ્યાન, બંગાળના શિક્ષણકારોએ આ પ્રસારણોમાં જે રસ બતાવ્યો તેનાથી પ્રેરાઈને આકાશવાણીએ આવા કાર્યક્રમો તેનાં તમામ સ્ટેશનો પરથી નિયમિત પ્રસારિત કરવા બાબત ઘણા શિક્ષણકારોના અભિપ્રાયો અને સૂચનો માગ્યાં. એનો જે પ્રતિભાવ આવ્યો તે પરથી આકાશવાણીને પ્રતીત થયું કે શાળાઓ માટે આવા કાર્યક્રમો શરૂ કરવાનો સમય પાકી ગયો છે, કેમ કે શિક્ષણખાતાએ આવા કાર્યક્રમોના આયોજનમાં સહકાર આપવાની તેમ જ શાળાઓ રેડિયો સેટ ખરીદે તે માટે તેમને નાણાકીય સહાય આપવાની પણ તૈયારી બતાવી.

શાળાઓ રેડિયો સેટ વસાવે તેની રાહ જોયા વિના આકાશવાણીએ અત્યંત ઉત્સાહિત થઈને દિલ્હી, કલકત્તા, મદ્રાસ અને મુંબઈથી શાલેય કાર્યક્રમો આપવાનો આરંભ કરી દીધો. આકાશવાણીને એમ કે આવા કાર્યક્રમોનો આરંભ કર્યો તેથી શાળાઓ રેડિયો સેટ વસાવવા લોભાશે. ત્રીસ મિનિટથી માંડીને એક કલાકના સમયગાળાના કાર્યક્રમો યોજવામાં આવતા અને કલકત્તાથી અઠવાડિયામાં બે વારથી માંડીને દિલ્હીથી અઠવાડિયાના ૭ દિવસ આવા કાર્યક્રમો થતા.

જે શાળાઓ પાસે રેડિયો સેટ હતા તેમને સારાયે સત્રના કાર્યક્રમોની વિગતોવાળી પત્રિકાઓ વિનામૂલ્યે આપવામાં આવતી.

શાળાઓ રેડિયો સેટ વસાવશે અને શાળાઓના સમયપત્રકમાં કાર્યક્રમો સાંભળવા માટેનો અવકાશ રાખવામાં આવશે એવી શિક્ષણખાતાની ખાતરી મળ્યા પહેલાં આવા કાર્યક્રમો શરૂ કરી દેવા એ આકાશવાણી માટે, ખરેખર તો, ડહાપણભર્યું નહોતું. આવી કોઈ કબૂલાત મળી નહીં હોવાથી આકાશવાણીને થોડા જ વખતમાં ખાતરી થઈ કે રેડિયો સેટ વસાવનારી શાળાઓની સંખ્યા જૂજ હતી. આજે પણ આશરે 7,00,000 શાળાઓમાંથી લગભગ 20,000 શાળાઓ પાસે જ રેડિયો સેટ છે.

શાળાઓની આર્થિક સ્થિતિ જોતાં જ્યારે એમાંની ઘણીખરી શાળાઓ પાસે પૂરતું ફર્નિચર કે સાધન આજે પણ નથી એવી સ્થિતિ છે, ત્યારે બધી શાળાઓ રેડિયો સેટ વસાવે એવી અપેક્ષા રાખવી એ અવાસ્તવિક છે. છતાં એક સાધારણ રેડિયો સેટની કિંમત રૂ. 350 જેટલી છે ત્યારે એમાંની માત્ર 20,000 શાળાઓ જ એ ખર્ચી શકે છે એવી કલ્પના કરવી મુશ્કેલ છે. વળી, એમાંની કેટલી શાળાઓ એનો ખરેખરો ઉપયોગ કરે છે તે કોણ જાણે છે?

દૂરદર્શનને લાગેવળગે છે ત્યાં સુધી માત્ર દિલ્હી અને મુંબઈમાં જ શાલેય કાર્યક્રમો માટે આ માધ્યમનો ઉપયોગ થાય છે. દિલ્હીમાં આશરે 500 અને મુંબઈ અને પૂનામાં આશરે 500 શાળાઓ પાસે ટી. વી. સેટ છે.

માધ્યમિક તેમ જ હાઈસ્કૂલો માટે જે પ્રસારણો યોજવામાં આવે છે તે ઘણુંખરું પ્રાદેશિક ભાષામાં હોય છે, જોકે થોડાંએક પ્રસારણો અંગ્રેજી ભાષામાં હોય છે ખરાં.

આ બધાની અસર કેટલી? કેવી? દુર્ભાગ્યે, આકાશવાણીની બીજી પ્રવૃત્તિઓની જેમ જ રેડિયો પ્રસારણોનું મૂલ્યાંકન લગભગ થતું જ નથી. દરેક વ્યક્તિગત કાર્યક્રમની સફળતા કે નિષ્ફળતા વિશે જાણવું તેમ જ વાર્તાલાપોની કે કાર્યક્રમોની શ્રેણીઓ શાળાનાં કામકાજમાં શો ભાગ ભજવે છે તે જાણવું ખૂબ જરૂરી છે. એ સારુ જરૂરી સંશોધનને અભાવે એમના પ્રાસંગિક તુક્કાઓથી ભરેલા અવકાશમાં જ આયોજકો કામ કરતા હોય છે.

દસેક વરસ પહેલાં દસેક જેટલાં નાનાંમોટાં શહેરોમાં આ દિશામાં થયેલા સંશોધને બતાવ્યું કે શાળાના આચાર્યો રેડિયો પરના શાલેય કાર્યક્રમોની ઉપયોગિતાનો સૈદ્ધાંતિક સ્વીકાર કરતા હતા, પરંતુ શાળાના સમયપત્રકમાં આ કાર્યક્રમો સાંભળવા માટેનો અવકાશ શોધવો એ એમને માટે વ્યવહારુ રીતે મુશ્કેલ હતું.

છેલ્લાં દસ વરસથી કોઈ સર્વેક્ષણ કરવામાં આવ્યું નથી અને કેટલીક શાળાઓ સાથેના તેમ જ શિક્ષકો સાથેના વ્યક્તિગત સંપર્કોના આધાર પર આકાશવાણીનો પોતાના કાર્યક્રમોની સફળતા કે નિષ્ફળતાનો અંદાજ રહેતો. ભરોસાપાત્ર ન ગણાય એવા આ અંદાજ પરથી આકાશવાણી એમ માને છે કે ગુજરાત, મહારાષ્ટ્ર, તામિલનાડુ, કેરળ, આંધ્ર પ્રદેશ, જમ્મુ અને કાશ્મીરની જે શાળાઓ પાસે રેડિયો સેટ છે તેમાંની લગભગ 40% શાળાઓ વધતેઓછે અંશે નિયમિત કાર્યક્રમો સાંભળે છે, બાકીનીમાં કાર્યક્રમો સાંભળવાનું ઘણું જ મર્યાદિત હોય છે.

ડૉ. પાલ ન્યૂરથે ઈ. સ. 1965માં દિલ્હીના શાલેય ટી.વી. કાર્યક્રમોના પ્રભાવ વિશે અભ્યાસ કર્યો અને એમણે તારવેલાં તથ્યો પરથી એમણે ઘણાં સૂચનો કર્યાં હતાં. આ અભ્યાસને આર્થિક સહાય ફોર્ડ ફાઉન્ડેશન તરફથી મળી હતી. જયારથી એ સહાય બંધ થઈ ત્યાર પછી કોઈ અભ્યાસ આગળ થયો નથી. જે શાળાઓ પાસે ટી.વી. સેટ હોય તેમણે તેમના પ્રતિભાવો નિયમિત રીતે મોકલવા જોઈએ એવું અપેક્ષિત હોવા છતાં માત્ર 1% શાળાઓએ તેમ કર્યું હતું. દિલ્હીનું શિક્ષણ નિદેશાલય એમ માને છે કે લગભગ 50% શાળાએ, એટલે કે 200 ઉપરાંત, આ કાર્યક્રમો વધતેઓછે અંશે નિયમિત રીતે જુએ છે.

રેડિયો અને ટી.વી. પરથી અપાતા પાઠ સાંભળવા વિશેની આ અટકળો ઝાઝી ઉત્સાહપ્રેરક નથી. એનું કારણ એ નથી કે કાર્યક્રમો ખરાબ છે; એમાંના ઘણાબધા સારા હોય છે અને દેશના ઉત્તમ શિક્ષકોમાંના કેટલાક એના આયોજનમાં તેમ જ રજૂઆતમાં ભાગ લેતા હોય છે. તો પછી એના પ્રતિભાવની આ ઊણપ માટે કારણો કયાં?

આ કાર્યક્રમોનાં પ્રસારણો અંગેની નીતિ ભારતીય પરિસ્થિતિમાં યોગ્ય સાબિત થતી નથી. શાલેય કાર્યક્રમોની શરૂઆત વખતે જે 'કન્ટ્રોલર ઑફ બ્રૉડકાસ્ટિંગ' હતા તે લાયોનેલ ફિલ્ડન દેખીતી રીતે જ બી. બી. સી.ની નીતિના પ્રભાવ હેઠળ હતા. બી.બી.સી.ની નીતિ એવી હતી કે શાળાના અભ્યાસક્રમોને અનુસર્યા વિના જ શિક્ષકના કામની પૂરણી થઈ શકે એવા, વિદ્યાર્થીઓનાં મનની ક્ષિતિજો વિશાળ કરે એવા કાર્યક્રમો આપવા. એમ માનવામાં આવતું કે ઉત્તમ શિક્ષકો દ્વારા આયોજિત અને પ્રસારિત એ કાર્યક્રમો વિદ્યાર્થીઓ તેમ જ શિક્ષકોના અનુભવોને સંપન્ન કરશે અને શાળાઓ વિશ્વ સાથે સંપર્કમાં પણ રહેશે. પ્રવાસીઓ દેશપ્રદેશ વિશેનો રસ જગાડશે, ઇતિહાસની વાર્તાઓ રૂપકરૂપે આવતાં બીજા

સમયને વિશે કુતૂહલ પ્રેરશે; ભાષાના ઉત્તમ નિષ્ણાતો દ્વારા ભાષા શીખવાશે અને એવું બધું... બી.બી.સી. એની નીતિને આમ શબ્દબદ્ધ કરે છે :

'રેડિયો એટલે જ શ્રોત્રેન્દ્રિય દ્વારા, સૌ પહેલી અને અગ્રિમ, અનુભવની વિસ્તૃતિ અને શ્રીમત્તા.'

પરંતુ ભારે અભ્યાસક્રમો પૂરા કરાવવા અને તેમના વિદ્યાર્થીઓને પરીક્ષામાં પાસ કરાવવાના કામના ભારણ હેઠળ ભારતમાં ઘણા શિક્ષકોને આ અનુભવ-સમૃદ્ધિના કાર્યક્રમો ન પોસાય તેવો વિલાસ લાગ્યા. શાળાના સમયમાં વિદ્યાર્થીઓ આ કાર્યક્રમો સાંભળે તે સારુ ફાજલ સમય એમને ન જડ્યો, કે એ કાર્યક્રમોમાંથી ઉત્તમ લાભ કેમ ઉઠાવવો એ વિદ્યાર્થીઓને બતાવવાને સારુ પણ એ સમય આપી શક્યા નહીં.

ટી.વી. ઉપર જ્યારે શાલેય કાર્યક્રમોનું આયોજન થયું ત્યારે અનુભવ-સમૃદ્ધિની નીતિને નહીં અનુસરતાં અભ્યાસક્રમમાંના નિયત પાઠ્યક્રમો ઉપર જ એમનું મંડાણ કરવામાં આવ્યું. ત્યારે દિલ્હીની શાળાઓ વિજ્ઞાન-શિક્ષણ માટે સુસજ્જ નહોતી, તેથી ઉત્તમ સાધનો સાથેનાં ટી.વી. ઉપરના નિદર્શનપાઠો આતુરતાપૂર્વક જોવાતા. જો આજે ટી.વી.ના પાઠો ઉત્સાહપૂર્વક ન જોવાતા હોય તો તેનું કારણ એ છે કે હજીયે વર્ગખંડની ટેકનિકનો ઉપયોગ કરવામાં આવે છે. ટી.વી.ના પાઠો એ જ્યારે નવાઈની વસ્તુ હતા ત્યારે એ ટેકનિકનો સ્વીકાર થયો હતો. પણ આજે તો એ ટેકનિક છોડી દઈને, આ માધ્યમ જેને માટે ખરેખર સુયોગ્ય છે તેવી ટેકનિકનો ઉપયોગ કરવો જરૂરી છે.

આ અનુભવ પરથી શીખીને આકાશવાણીએ હમણાં હમણાં શાલેય પ્રસારણો અભ્યાસક્રમ-આધારિત કરવા માંડ્યાં છે. પરંતુ સમાન અભ્યાસક્રમ અને સમાન સમયપત્રકના અભાવે એક જ રાજ્યમાં પણ એમ કરવું શક્ય નથી. અલબત્ત, આંશિક રીતે તે શક્ય બને છે.

કાર્યક્રમોની સામગ્રીની સમસ્યા ઉપરાંત વ્યવસ્થાની સમસ્યા પણ હોય છે. દરેક રેડિયો સ્ટેશનની છ સભ્યોની 'કન્સલ્ટેટિવ પેનલ ફોર સ્કૂલ બ્રૉડકાસ્ટ' રાજ્યના કેળવણી ખાતાના પ્રતિનિધિઓ, હાઈસ્કૂલોના આચાર્યોના પ્રતિનિધિઓ તથા આકાશવાણીના પ્રતિનિધિઓનાં સલાહસૂચનોને લક્ષમાં રાખીને આકાશવાણી રેડિયો કાર્યક્રમોનું આયોજન કરે છે. આવી પેનલોમાં કોઈ શિક્ષકોનું પ્રતિનિધિત્વ હોતું નથી. જોકે વિધવિધ વિષયસમિતિઓમાં તેઓને લેવામાં આવે છે ખરા, અને આ વિષયસમિતિઓ પેલી પેનલોને કાર્યક્રમોના આયોજનમાં સહાય કરે છે.

આ સિવાય પણ આકાશવાણી પેનલો બનાવે છે અને તેમાં નિયત મુદત માટે શિક્ષણકારોને આમંત્રવામાં આવે છે. રાજ્યોના શિક્ષણ અધિકારીઓ અને શાળાના શિક્ષકો શાલેય કાર્યક્રમોને પોતાની પ્રવૃત્તિ ગણતા નથી. એ તો આકાશવાણીની જવાબદારી છે અને જ્યારે સમય હોય અને વૃત્તિ હોય ત્યારે ત્યારે તે સહાય આપે છે. આ જ પાયાની નબળાઈ છે. જો આરંભથી જ આકાશવાણીએ રાજ્યોનાં કેળવણી ખાતાં સમક્ષ એની સુવિધાઓ તેમ જ તજ્જ્ઞતાને ધરી દીધાં હોત અને એમ કરીને એમને જ કાર્યક્રમોનું આયોજન કરવાને, નીતિ નક્કી કરવાને, તેમ જ કાર્યક્રમો સાંભળવા માટેની વ્યવસ્થા કરવાને સારુ જવાબદાર બનાવ્યા હોત તો કાર્યક્રમો નિઃશંક વધારે સાર્થક થયા હોત. ઓછામાં ઓછું જે રાજ્યો વહીવટી ક્ષમતાવાળાં હોય ત્યાં તો ખાસ.

સાંભળવા માટેની વ્યવસ્થાઓ સંપૂર્ણ રીતે શાળાઓ પર છોડી દીધી છે. રાજ્યોનાં કેળવણી ખાતાંઓને વારંવાર વિનવણીઓ કરવામાં આવી છે કે તેમણે શાળાઓને રેડિયો સેટ ખરીદવા તેમ જ રેડિયો કાર્યક્રમોને શાળાનાં સમયપત્રકનાં અભિન્ન ભાગ બનાવવા સમજાવવી. આ વિનવણીઓ સહાનુભૂતિપૂર્વક સાંભળવામાં આવી છે, પણ પરિણામ જુઓ તો કાંઈ નહીં.

બીજી બાજુ, દિલ્હીનાં દૂરદર્શન પ્રસારણો શિક્ષકોની સક્રિય ભાગીદારીથી આયોજાય છે, અને તે શાળાના અભ્યાસક્રમો પર આધારિત હોય છે, તેથી વર્ગમાં ફરીને એ જ પાઠ્યાંશ શિક્ષકને શીખવવો પડતો નથી, એટલે અંશે એ પ્રસારણો શિક્ષણની સ્થાનપૂર્તિ કરે છે, પ્રસારણોની હસ્તપ્રતો પણ પ્રસારણ કરતાં પહેલાં શિક્ષકો દ્વારા ચકાસવામાં આવે છે. દિલ્હી શિક્ષણ નિદેશાલય પ્રસારણોના આયોજન માટે જવાબદાર હોય છે અને તે ખાતરી કરી લે છે કે પ્રસારણો શાળાના સમયપત્રકમાં બરાબર બેસે.

રેડિયો પરના કાર્યક્રમોની ગુણવત્તા સરખી નથી હોતી. છેક 1938માં સરકારને સુપરત કરેલા એમના અહેવાલમાં ફિલ્ડને કહ્યું હતું કે સારી યોગ્યતા-વાળા વક્તાઓની જ ખોટ મોટી છે. બધા જ શિક્ષકો સારા પ્રસારણકારો હોય નહીં. ભાષાઓની બહુલતાને કારણે એક ભાષાના સારા નામાંકિત પ્રસારણકારને બીજી ભાષામાં પ્રસારણ કરવાનું કહેવાય નહીં, અને સામાન્ય કાર્યક્રમો માટે નાણાં પણ એટલાં બધાં અપૂરતાં હોય છે કે શાળાઓના વિશિષ્ટ કાર્યક્રમો પાછળ બહુ જ મર્યાદિત ખર્ચ કરવાનો રહે છે. આકાશવાણીના કાર્યક્રમો 'વાર્તાલાપો' પૂરતા જ સીમિત રહે છે, અને વાર્તા કે નાટિકા જેવા ઘણા કાર્યક્રમ-સ્વરૂપો દ્વારા

વિષયોની રજૂઆત ભાગ્યે જ થતી હોય છે. જુદી જુદી ઉંમરનાં અને વિવિધ શક્તિઓવાળાં બાળકો વિશેની સર્જનશીલ સમજવાળા પ્રસારકો જડવા જ મુશ્કેલ હોય છે ત્યાં વળી રેડિયોની ટેક્નિકના જાણકાર હોય અને પોતાના ક્ષેત્રમાં નિષ્ણાત હોય એવા પ્રસારકો તો શોધવા પણ ક્યાં? તેમાં કાર્યક્રમ દીઠ રૂ. પચીસ રોકડાના પુરસ્કારે કામ કરનારા તો વળી વિરલ જ રહેવાના.

શાલેય કાર્યક્રમોના પ્રસ્તુતકર્તાઓની કેટલીક નવી જગાઓ કેટલાંક આકાશવાણી મથકોમાં ઊભી કરવામાં આવી છે, પરંતુ વર્ષોનાં વર્ષો સુધી તે જગાઓ ભરવામાં આવતી નથી. કેમ કે શિક્ષણશાસ્ત્રીઓ નથી તો આકાશવાણીના પગારોથી આકર્ષાતા, કે નથી પ્રસારણો દ્વારા કંઈક ગણનાપાત્ર મેળવી લેવાશે એવી કોઈ શક્યતાઓથી આકર્ષાતા.

આકાશવાણીના જે સેવકો કાર્યક્રમોનાં આયોજન, સંપાદન કે રજૂઆતની સાથે સંકળાયેલા છે તે મોટે ભાગે તો શાળાઓ કે શાળાઓનાં બાળકો વિશે ઊંડી માહિતી ધરાવતા હોતા નથી, જે ખરેખર જરૂરી ગણાય. આ કાર્યક્રમો માટે જે નિયુક્તિઓ કરવામાં આવે છે તે સંખ્યાની દૃષ્ટિએ પણ હંમેશાં અપૂરતી હોય છે.

આ બધા અવરોધો જોતાં શાલેય કાર્યક્રમો ક્યારેય જામતા નથી, એનું કશું અચરજ નથી થતું. આકાશવાણી આવા દુર્બળ પ્રતિભાવોને વિશે સારી રીતે જ્ઞાત હોવા છતાં શાળાઓને અને શિક્ષણખાતાના અધિકારી વર્ગને અપીલ કરવા સિવાય બીજું કરી પણ શું શકે? એના કાર્યક્રમો સાંભળવા માટે શાળાઓ ઉપર તે કોઈ દબાણ તો કરી શકે નહીં. આ સંજોગોમાં તામિલનાડુ અને મહારાષ્ટ્ર જેવાં જે રાજ્યોમાં આવા કાર્યક્રમો માટે કંઈ કેય જિજ્ઞાસા હતી તે સિવાયનાં રાજ્યોમાં આવા કાર્યક્રમો બંધ કરવા જોઈતા હતા, અને નાણાં તેમ જ નિષ્ણાતોનો ઉપયોગ યથોચિત કરવો જોઈતો હતો. પરંતુ જે પ્રવૃત્તિ દ્વારા પ્રતિષ્ઠા ઊભી થવાની હતી તે પ્રવૃત્તિ બંધ કરવા સરકાર તૈયાર નહોતી. એટલે થયું એમ કે ત્રીસ કરતાંય વધારે વર્ષોથી આ કાર્યક્રમો ઓછા શ્રોતાઓથી નભાવી લે છે! એ યાદ રાખવું ઘટે કે વીસેવીસ હજાર સેટ કાંઈ કાર્યક્રમો સાંભળવા માટે વપરાતા નથી. શાળાઓની અલપઝલપ મુલાકાત લેતાં જણાયું કે ઘણુંખરું તો રેડિયો સેટ બગડી ગયા હતા અથવા તો એ સચવાય તે માટે હેડમાસ્તરના કાર્યાલયમાં સલામતી માટે તાળાકૂંચીમાં રખાતા હતા, અથવા તો હેડમાસ્તરને ઘેર જ તે રાખવામાં આવતા હતા, અથવા તો કાર્યક્રમો સાંભળવા

માટેનો કોઈ સમય જ નહોતો. કેટલાં બાળકો એ ખરેખર સાંભળી શકે છે એ જાણવાને માટે તો દેશવ્યાપી સંપૂર્ણ સર્વેક્ષણ થવું જોઈએ.

આકાશવાણીના શાલેય કાર્યક્રમોનાં આવાં નિરાશાજનક પરિણામોથી જરાય ગભરાયા વિના થોડાક શિક્ષણશાસ્ત્રીઓ, અને ઝાઝા બિન-શિક્ષણશાસ્ત્રી-ઓએ, છેલ્લાં થોડાં વર્ષોમાં વૈધિક શિક્ષણપ્રથામાં રેડિયો અને ટી.વી. શું કરી શકે એના વિશે ઘણાં બણગાં ફૂંક્યાં છે. બધાં જ બાળકોને ફરજિયાત શિક્ષણ મફત આપવાનો બંધારણનો આદેશ પરંપરાગત સાધનો વડે તો પાળી શકાય તેમ નથી. માધ્યમિક શાળાની કક્ષાએ શાળા છોડી જતાં બાળકોની સંખ્યા પણ ઘટાડી શકાય એમ નથી. 45 કરોડ જેટલા લોકો ગામડાંમાં રહે છે અને એમનો મોટો ભાગ તો ગરીબ છે. જો પ્રાથમિક શિક્ષણ પણ સાર્વત્રિક હોત તો તો રેડિયો ટેલિવિઝનનું આ હેતુ પૂરતું મહત્ત્વ ઝાઝું ન હોત, પણ 70% નિરક્ષર-તામાં તો રેડિયો-ટી.વી.નો ઉપયોગ શાળાના નિરક્ષરતા-નિવારણના કાર્યક્રમને પૂરક થવા સારુ કરવો જોઈએ. એવી દલીલ કરવામાં આવે છે કે જે ગામડાંમાં આચાર્યો ન હોય તે ગામડાંમાં ટી.વી. સેટ અને મદદનીશ શિક્ષકો મૂકી દીધા હોય તો કંઈ નહીં તોય પાયાનું શિક્ષણ બાળકોને આપી શકાય શાળાનું મકાન ભલે તે પછી બંધાય. આ જ ટી.વી. સેટનો ઉપયોગ પ્રૌઢશિક્ષણ સારુ પણ કરી શકાય.

એમ પણ દલીલ કરવામાં આવે છે કે ભારતમાં પ્રાથમિક શાળાના શિક્ષકોમાંથી અર્ધા જેટલાની પાસે હાઈસ્કૂલ ડિપ્લોમા હોય છે. ગામડાનો ટી.વી.સેટ વર્ગશિક્ષણનું ધોરણ સુધારવા સારુ વાપરી શકાય.

વળી વસ્તીનો વિસ્ફોટ પણ, જે સગવડો હાલ છે તેના વડે, શિક્ષણની માગને અશક્ય બનાવે છે. બીજા દેશોમાં તો શાળા-કૉલેજના અભ્યાસક્રમો જે રેડિયો કે ટી.વી. પરથી શીખવાય છે તેની મદદથી વિદ્યાર્થીઓ શાળા-કૉલેજોમાં ગયા વિના પણ પરીક્ષામાં પાસ થાય છે.

રેડિયો અને ટી.વી. ધંધાકીય તાલીમ આપી શકે, ટેકનિકલ તાલીમ આપી શકે તેમ જ કૃષિવિષયક કૌશલ્યો વગેરે પણ શીખવી શકે. તે સમગ્ર જનતાને, અશિક્ષિતો સુધ્ધાંને, પહોંચી શકે છે. તાલીમ પામેલા માણસો પૂરતા પ્રમાણમાં મળી ન રહે તો ભારતનો વિકાસ પણ કુંઠિત થઈ જશે. શિક્ષકોની અછત તેમ જ શાળા માટે અપૂરતાં મકાનોની અછતને પહોંચી વળવા માટે કેટલાક દેશોમાં રેડિયો અને ટેલિવિઝનનો ઉપયોગ થાય છે એવા દાખલાઓ પણ છે.

ઘણા વિકસતા દેશોમાં બાળકો જે વર્ગખંડમાં શીખે છે તેના કરતાં બહાર ઇલેક્ટ્રોનિક માધ્યમો દ્વારા વધારે શીખે છે, એવી ઘણા શિક્ષકોમાં માન્યતા છે. ટી.વી. ઉપરથી એક સારો શિક્ષક વર્ગખંડના એક સારા શિક્ષકના જેવું સારું પરિણામ લાવી શકે છે. કોઈ મધ્યમ કક્ષાના કે નબળા શિક્ષક કરતાં તો તે જરૂર વધારે સારું પરિણામ લાવી શકે.

પરંતુ વૈધિક શિક્ષણ માટે આ માધ્યમના ઉપયોગમાં કેટલીક મુશ્કેલીઓ આવવાની અને તેનો ઉકેલ આપણે કરવો પડશે. આજ સુધી એવી મુશ્કેલીઓની આપણે ઉપેક્ષા જ કરી છે.

રેડિયો અને ટી.વી. સેટનો ઉપયોગ તો જે પ્રદેશોમાં વીજળીકરણ થયું છે ત્યાં જ કરી શકાય, કે જે પ્રદેશોમાં વીજળીકરણ થયું ન હોય તેવા પ્રદેશોમાં તો આ માધ્યમોનો ઉપયોગ કરવો હોય તો બૅટરીથી ચાલતા રેડિયો કે ટી.વી. સેટનો પ્રબંધ કરવો જોઈએ અને તેમની યોગ્ય જાળવણી થાય તે જોવું જોઈએ. યોગ્ય જાળવણી થાય અને કાર્યક્રમો બરાબર સંભળાય તે અંગેના ટેકનિકલ પ્રશ્નો પણ મહત્ત્વના હોય છે. અને પ્રોજેક્ટ શરૂ થયા પછી તો તે અંગે કશું થઈ શકતું નથી, આકાશવાણીનો તો એ અનુભવ છે જ.

આ માધ્યમ દ્વારા જે શિક્ષણ આપવાનું હોય છે તે અને બાકીનું જે વર્ગમાં આપવાનું હોય છે તેને સમન્વિત કરવાનો પ્રશ્ન ઘણો વિકટ છે અને એની તૈયારી અને આયોજન ઘણો વખત પહેલાં કરવાં જોઈએ. આ માધ્યમ તો સમગ્રનો એક અંશ માત્ર છે, એ કાંઈ સાવેસાવ સ્વતંત્ર ભૂમિકા ભજવી શકે નહીં. વિવિધ માધ્યમોની પદ્ધતિમાં તત્ત્વોના મહત્ત્વને વિશે નિષ્ણાતોમાં મતભેદ પ્રવર્તે છે.

રેડિયો અને ટી.વી.નો શિક્ષણ માટે ઉપયોગ કરતાં અન્યત્ર એવો અનુભવ થયો છે કે જો એ માધ્યમોનો ઉપયોગ કરવો જ હોય તો સમગ્ર શિક્ષણપદ્ધતિનું પુનરાયોજન કરવું પડે. એમ કરવા માટે શિક્ષણશાસ્ત્રીઓ અને આ માધ્યમોના નિષ્ણાતો વચ્ચે સહયોગ હોવો અનિવાર્ય છે. એટલું જ નહીં એ માટે પૂરી યોગ્યતાવાળા માણસો જોઈએ, અને પ્રત્યેક કક્ષાએ એ કામનું મૂલ્યાંકન પણ થવું જોઈએ.

ઔપચારિક શિક્ષણ માટે કેવળ રેડિયોનો ઉપયોગ પણ પૂરી સફળતાથી કરી શકાયો નથી, એ માત્ર શિક્ષકોને સહાય કરી શકે એમ લેખવામાં આવે છે. બીજી બાજુ ટી.વી. વર્ગખંડના શિક્ષણનું સ્થાન લઈ શકે એવી દલીલ પણ

ક્યારેક કરવામાં આવે છે. આ મુદ્દા ઉપર ઘણા શિક્ષણશાસ્ત્રીઓ વચ્ચે ઉગ્ર ચર્ચાઓ થઈ છે.

શૈક્ષણિક હેતુઓ માટે રેડિયો અને ટી.વી.ના સર્વમાન્ય અધિકૃત વિદ્વાન પ્રોફેસર વિલ્બર શ્રામ ટી.વી. માટે કરાયેલા દાવાઓ સ્વીકારતાં પહેલાં સાવધાન રહેવાને ઘણાં કારણો આપે છે.

સૌ પહેલું તો એ એકમાર્ગી માધ્યમ છે, કોઈ વિશિષ્ટ રીતે વર્ગખંડની સાથે ન જોડાય ત્યાં સુધી વિદ્યાર્થી એમાંથી શું કેટલું મેળવે છે એ કહેવું અશક્ય છે. એના પરથી અપાતા પાઠની ગતિ વિદ્યાર્થી પોતાની જરૂરિયાત પ્રમાણે ઓછીવત્તી કરી શકતો નથી. આ વિઘ્ન દુર્ગમ છે. એટલે તો વિદ્યાનાં તમામ ક્ષેત્રોને ટી.વી. આવરી લઈ શકે નહીં.

આલોચના તેમ જ પૃથક્કરણની તર્કશક્તિનો વિકાસ કે સર્જનલક્ષી અભિવ્યક્તિના પ્રોત્સાહન માટે શિક્ષક-વિદ્યાર્થી વચ્ચે ઘનિષ્ઠ આપલે જરૂરી છે. ટી.વી.માં આ શક્ય નથી.

આજ સુધીનો અનુભવ તો એમ બતાવે છે કે ટી.વી વિદ્યાર્થીઓ કરતાંય શિક્ષકને વધારે ઉત્સાહિત કરે છે અને એથી શિક્ષકની શક્તિઓ વિકસે છે જરૂર, પરંતુ વિદ્યાર્થીને માર્ગદર્શન આપવાને માટે શિક્ષક પ્રત્યક્ષ હાજર ન હોય તોપણ તે વિદ્યાર્થીને શીખવી શકે છે એ હજી સિદ્ધ થવું બાકી છે.

બીજું, અમુક વિષયોના શાળાઓ માટેના ટી.વી.ના પાઠો સ્થાનિક જ તૈયાર કરાવવા જોઈએ; સમગ્ર દેશમાં પ્રસારિત કરવા માટે કેન્દ્રીય સ્થાને તે તૈયાર કરાવવા શક્ય નથી, એટલે અસંખ્ય પ્રેષણકેન્દ્રો પર અગણિત રચનાઓની આવશ્યકતા રહે.

ત્રીજું, ઉપગ્રહ દ્વારા કે પરંપરાગત ટી.વી. પ્રેષણકેન્દ્રો દ્વારા શાળાઓમાં ટી.વી. પરથી શિક્ષણ આપી શકાય કે નહીં તેના કોઈ નક્કર પુરાવા હજી સુધી મળતા નથી. શિક્ષણસહાય તરીકે તે ઠીક ચાલે છે. સફળતાના પુરાવાના અભાવને કારણે, આપણાં લાખો બાળકોનું શિક્ષણ ટી.વી. દ્વારા થશે એવા અનુમાન પરથી સમગ્ર શિક્ષણવ્યવસ્થાની નવરચના કરવાનું ઘણું જ જોખમી છે. ટપાલખાતા પર જ જ્યાં ભરોસો રાખી શકાય તેમ નથી, ત્યાં ઉપગ્રહ ખરેખરું શિક્ષણસાધન બની શકે નહીં, કેમ કે પ્રશ્નપત્રો, ઉત્તરપત્રો, આદિ ટપાલ દ્વારા જ મોકલવાના રહે છે.

ટૂંકમાં, શૈક્ષણિક ટી.વી. ખૂબ જ ખર્ચાળ છે, ખર્ચમાં કોઈ પ્રકારની કરકસર થઈ ન શકે તેવી તે પદ્ધતિ છે. સારા કાર્યક્રમોમાં અઢળક ખરચા થાય છે, અને નબળા કાર્યક્રમોનો કોઈ અર્થ નથી. પ્રોફેસર શ્રામ તો કહે છે કે વિકાસોન્મુખ કોઈ પણ દેશમાં કોઈ પણ મહત્ત્વનો કાર્યક્રમ કોઈ આંતરરાષ્ટ્રીય સંસ્થા કે પછી ટી.વી. આપનાર દેશની પૂરતી આર્થિક સહાય વિના થઈ શકતો નથી.

આ બધી મુશ્કેલીઓ અને મર્યાદાઓને કારણે હવે પ્રશ્ન તો એ થાય છે કે રેડિયો અને ટી.વી. આપણી શિક્ષણપદ્ધતિને કેવી રીતે ઉપયોગી થાય. રેડિયો અને ટી.વી. વર્ગશિક્ષણનાં પૂરકો તરીકે વાપરી શકાય. આકાશવાણીના કાર્યક્રમોએ આજ સુધી આ જ કર્યું છે. અથવા તો એ દ્વારા વિષયના પાયાના અંશો શીખવી શકાય અને પ્રસારણ પછી શિક્ષક વિદ્યાર્થીએ કરેલા કાર્યને તપાસી શકે. આકાશવાણીના સ્ટુડિયોમાંનો શિક્ષક વિષયની વિશેષજ્ઞતા આપે અને વર્ગખંડનો શિક્ષક વિદ્યાર્થીઓ સાથે એ વિષયની ચર્ચા કરે, એમની શંકાઓનું સમાધાન કરાવે અને એમ કરીને વિદ્યાર્થીઓની શીખવાની પ્રવૃત્તિમાં તે મદદરૂપ થઈ શકે.

શાળાની બહાર શિક્ષણ માટેનાં કામમાં આકાશવાણીનાં પ્રસારણો ખપ લાગે. જ્યાં શાળાઓ ન હોય, અથવા તો જ્યાં બાળકો શાળામાં જઈ શકતાં ન હોય, અથવા તો જેમને કામે વળગી જવા માટે શાળા છોડવી પડી હોય તેઓ તો કામના કલાકો સિવાયના સમયમાં જ શીખી શકે. જ્યાં કેટલાંક કૌશલ્યો શીખવવાં અનિવાર્ય હોય ત્યાં રેડિયો અને ટી.વી. પત્રવ્યવહાર દ્વારા અપાતા અભ્યાસક્રમોની સાથે સંયોજાઈને નિરીક્ષણ હેઠળનાં અભ્યાસજૂથોમાં અસરકારક થઈ શકે છે.

આવાં પૂરક પ્રસારણો એટલે વધારાનો ખર્ચ, એટલે આપણી પરિસ્થિતિમાં તો તેનો વિચાર જ ન થાય. જો આવાં પ્રસારણો માટે નાણાં વધારે મળી શકે તેમ હોય તો બીજી શાળાઓ ખોલવી એ વધારે ઉચિત ગણાય. જે સમાજમાં દરેક બાળક શાળામાં જતું હોય અને શૈક્ષણિક ધોરણ પ્રમાણમાં સારું હોય ત્યાં બી.બી.સી અને જાપાનના એન.એચ.કે.ના જેવા પૂરક કાર્યક્રમો વધારે અસરકારક હોય છે.

શિક્ષણના અંતર્ગત અંશો શીખવવા માટેનાં પ્રસારણો ઘણાં ખર્ચાળ છે. સમગ્ર અભ્યાસક્રમની પુનર્રચના કરવી પડે, પ્રત્યેક શિક્ષકને તાલીમ આપવી પડે.

વળી, આવા અભ્યાસક્રમોનો લાભ લાખો બાળકો લેતાં હોય તો જ તે પોસાય, આપણું ભાષાવૈવિધ્ય તેમ જ રાજ્યે રાજ્યે ભિન્ન ભિન્ન તેમ જ વિવિધતાવાળા અભ્યાસક્રમો હોવાથી અઢળક ખર્ચા કર્યા વિના તે શક્ય નથી.

એટલે જ્યાં શાળાઓ કે સંસ્થાઓ દ્વારા શિક્ષણ ન આપી શકાતું હોય તેવા વિસ્તારો કે જૂથોમાં આ માધ્યમનો ઉપયોગ કરવાનું આપણે માટે બાકી રહે છે. શાળાઓ અને શિક્ષકોનો આ અવેજ છે, જોકે છે જરા ઊતરતી કક્ષાનો. વળી પ્રાથમિક, માધ્યમિક કે યુનિવર્સિટીનું શિક્ષણ આવી રીતે આપી તો ન શકાય, છતાં અન્ય રીતે જેમને શિક્ષણ મળતું નથી એમને કંઈ નહીં તો થોડું શિક્ષણ પણ આપી શકાય. પ્રૌઢો તેમ જ બાળકો માટેના અનૌપચારિક શિક્ષણની કેટલીક અનિવાર્યતાઓ આ માધ્યમ દ્વારા સિદ્ધ કરી શકાય.

આ પ્રકારનાં શિક્ષણપ્રસારણો માટે આપણે શેનો ઉપયોગ કરીશું? રેડિયોનો કે ટી.વી.નો? 'એશિયન માસ કૉમ્યુનિકેશન રિસર્ચ ઍન્ડ ઇન્ફર્મેશન સેન્ટર' દ્વારા પ્રસિદ્ધ થયેલી પ્રો. શ્રામની પુસ્તિકા — 'ટી.વી. રીકન્સિડર્ડ'માં એ પ્રશ્નની ચર્ચા કરે છે. રેડિયો ઘણો સસ્તો પડે અને કાર્યક્રમોના આયોજન તેમ જ રજૂઆતમાં ઘણા ઓછા આડંબરની જરૂર પડે છે. રેડિયોની ટેકનૉલૉજીને ઘણો ઓછો નિર્વાહ જોઈએ છે અને તેથી વિકસતા દેશોને તે પોસાય તેમ છે. રેડિયો સેટ કરતાં ટી.વી. સેટ વધારે સંભાળ માગી લે છે. અલબત્ત, શિક્ષણના માધ્યમ તરીકેની ક્ષમતા રેડિયો કરતાંય ટી.વી.માં ઘણી વધારે છે. શિક્ષણમાં કેટલીક પરિસ્થિતિઓ એવી હોય છે કે જ્યાં અવાજ અને દૃશ્ય ઉભય જરૂરી હોય છે. સંશોધનો એમ બતાવે છે કે શિક્ષણના હેતુઓ માટે રેડિયો અને ટી.વી.-ની પ્રભાવકતામાં માત્ર થોડો જ ફેર રહે છે. એટલે તો પત્રવ્યવહાર દ્વારા અપાતા અભ્યાસક્રમોમાં ઑસ્ટ્રેલિયા ટી.વી. કરતાંય રેડિયોને વધારે વાપરે છે. જાપાન અને ઇંગ્લન્ડ બંનેનો ઉપયોગ કરે છે. ઇંગિતો તો એવાં છે કે જે વિદ્યાર્થીઓ રેડિયો સાંભળે છે તેઓ જે ટી.વી. જુએ છે તેના જેવું જ સારું પરિણામ લાવે છે. એટલે પ્રશ્ન તો એ ઊભો થાય છે કે શિક્ષણ અને માહિતી ગામડાંમાંના દસગણા લોકો સુધી લઈ જવાં એ ઠીક થશે કે એ નાણાં ટી.વી.માં રોકવાં એ ઠીક થશે, કેમ કે એ રોકાણનું પ્રમાણ 10:1 છે.

રેડિયોના શ્રોતાવર્ગની શક્યતા ઘણી મોટી છે — દુનિયામાં ટી.વી. સેટ કરતાં રેડિયો સેટની સંખ્યા ત્રણગણી છે, અને ભારતમાં તો એ પ્રમાણ ઘણુંબધું વધારે છે. વળી, ઓછી કિંમતના રેડિયો સેટ ખેડૂતો, કારીગરો, ઘરઘાટીઓ

અને સાવ ગરીબ ન હોય એવા સૌ કોઈની પહોંચ બહાર નથી. વિદ્યાર્થીઓ પોતાના કે પોતાના પાડોશીના ઘરમાં આ પ્રસારણો સાંભળી શકે છે. શ્રીમંતો સિવાયના લોકો ટી.વી. ખરીદી શકે એવી પરિસ્થિતિ આવતાં હજી એકાદ પેઢી કે કદાચ તેથી પણ વધારે સમય નીકળી જશે. પ્રૌઢો અને બાળકોને અનૌપચારિક શિક્ષણ માટે દરેક જિલ્લામાં સમૂહદર્શન ટી.વી. સેટ ગોઠવવાનું અને તેની સરખી સંભાળ લેવાનું વ્યવસ્થાતંત્ર પણ હજી ગોઠવવું પડશે.

આ બધાં કારણોથી આવા અનૌપચારિક શિક્ષણ માટે તો રેડિયોનો ઉપયોગ વધારેમાં વધારે કરવો એ જ ઠીક ગણાય. શાળાઓ માટેનાં પ્રસારણોમાં પણ જ્યાં દૃશ્યની જરૂર જણાય ત્યાં તેની સ્લાઈડો આપી શકાય. આ સ્લાઈડો ટપાલ દ્વારા સહેલાઈથી મોકલી શકાય. ઉપગ્રહ દ્વારા શાળા માટેના ટી.વી. કાર્યક્રમો કરવા ટી.વી. સેટ પૂરા પાડવા, એની સંભાળ કરવી એ કરતાં તો રેડિયો દ્વારા કાર્યક્રમો આપવા તે સસ્તું પડશે. વળી કયું માધ્યમ વધારેમાં વધારે લાભદાયી થશે એનો અંદાજ પણ અગાઉથી કાઢી લેવો પડશે.

ટી.વી. માધ્યમની મર્યાદાઓ ઉપર જોઈ તો પછી શૈક્ષણિક પ્રસારણોને લાગેવળગે છે ત્યાં સુધી 'સાઇટ'નું ઔચિત્ય શું?

ઉપગ્રહો તો ટી.વી. કાર્યક્રમોનું પ્રસારણ રોજના ફક્ત ચાર કલાક માટે જ કરે છે. એમાં પ્રાથમિક અને પૂર્વપ્રાથમિક કક્ષાનાં બાળકો માટે દોઢ કલાક ફાળવવામાં આવે છે. તેલુગુ, કન્નડ, હિન્દી અને ઊડિયામાં કાર્યક્રમો બાવીસ મિનિટના રોજના હોય છે. આ નિર્ણય શિક્ષણખાતાએ લીધેલો છે.

સમૂહદર્શન ટી.વી. સેટ ઉપર આ પ્રસારણો લેવામાં આવે છે. આ ટી.વી. સેટ મુખ્યત્વે શાળાઓમાં મૂકવામાં આવ્યા છે, જેથી કાર્યક્રમો જોવા માટે બાળકોને શાળા છોડીને બીજે જવું ન પડે. દિવસના મોડેથી આ સેટ પ્રૌઢો માટે વાપરવામાં આવે છે.

1થી 5મી કક્ષાનાં બાળકોને જ આ કાર્યક્રમોમાં આવરી લેવામાં આવે છે. એ અભ્યાસક્રમ તો સમજે નહીં, પણ એ દ્વારા બે ચીજ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે. પહેલું તો એ કે આજે જે દરિદ્ર શિક્ષણ આપણી પ્રાથમિક શાળાઓમાં આપવામાં આવે છે તે થોડું વધારે રસપ્રદ બની શકે. એથી બાળકો શાળા છોડી જવાનું કરે છે તે નહિ કરે. બીજું એ કે આ પ્રસારણો બાળકના પાયાના ખ્યાલો અને કૌશલ્યો ઠીકઠાક કરશે, સૌન્દર્યબોધની ભાવના ખીલવશે, સ્વાસ્થ્યની સુટેવો પાડશે, નિરામય જીવન જીવતાં શીખવશે, જીવનની તેમ જ સમાજની આધુનિકતા

વિશેની સંપ્રજ્ઞતા વધારશે. પાછા આપણે 'સમૃદ્ધીકરણ'ની નીતિ તરફ વળ્યા, જે આજ સુધી તો રેડિયો પ્રસારણોને ઝીલવા શિક્ષકો અને શિક્ષણશાસ્ત્રીઓને સમજાવવામાં નિષ્ફળ ગઈ છે.

એમ છતાં પ્રાથમિક શાળાઓને અગ્રિમતા અપાઈ છે તે બરાબર છે અને પ્રસારણો જો શિક્ષકોએ આયોજિત કર્યાં હોય તો તે ફળદાયી નીવડવાની શક્યતા છે. એ પ્રસારણો શાળાના સમયપત્રકનો જ એક ભાગ બને છે. અને વર્ગશિક્ષણ સાથે એ સંયોજિત હોય છે. પણ જો પ્રસારણોનું આયોજન બરાબર નહીં થતું હોય અને એની રજૂઆત બરાબર નહીં થતી હોય તો આ માધ્યમની નવીનતા ઓસરી જતાં એમાં બાળકો રસ લેતાં બંધ થશે. જો સાંભળવાની વ્યવસ્થા સંતોષકારક હશે અને મૂલ્યાંકન પદ્ધતિસર કરવામાં આવતું હશે તો ભવિષ્યનાં શૈક્ષણિક પ્રસારણો માટે 'સાઇટ' ઉપયોગી માહિતી પૂરી પાડે એમ બને. 1976-77 સુધીમાં પરિણામો જણાવાં જોઈએ.

રેડિયો અને ટી.વી.ના શૈક્ષણિક ઉપયોગની તમામ સમસ્યાઓ ઊકલી જાય તોપણ શૈક્ષણિક પ્રસારણોની વ્યવસ્થા કેમ ગોઠવવી એ પ્રશ્ન તો રહે છે જ.

શાળા માટેનાં રેડિયો પ્રસારણોનો 37 વર્ષનો અને ટી.વી.નો 13 વર્ષનો જે અનુભવ આકાશવાણીએ સંચિત કર્યો છે, અને બીજી આવી પ્રસારણ સંસ્થાઓએ જે અનુભવ આજ સુધીમાં સંચિત કર્યો છે તે પરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે શિક્ષણખાતાના ટેકા વગર અને શિક્ષકોની શુભેચ્છાઓ વિના આ પ્રસારણો ફળદાયી થતાં નથી. શિક્ષણખાતાએ શૈક્ષણિક પ્રસારણો માટેની નીતિ નિયત કરવી જોઈએ. આવાં પ્રસારણોનાં સામાન્ય લક્ષણો નક્કી કરવામાં શિક્ષકોનો અભિપ્રાય મહત્ત્વનો ગણાવો જોઈએ. એમનું પ્રતિનિધિત્વ મહત્ત્વનું છે. જેઓ શિક્ષણમાં જ રચ્યાપચ્યા હોય અને રેડિયો તેમ જ ટી.વીની રજૂઆતોની ટેકનિકનાં ઉત્તમ કૌશલ્યો મેળવ્યાં હોય અને તાલીમ લીધી હોય તેવાઓને આ કામ સોંપાવું જોઈએ. આ દુષ્કર છે, પણ શક્ય છે.

કેન્દ્રના શિક્ષણખાતા તરફથી કે રાજ્યોનાં શિક્ષણખાતાં તરફથી કોઈ અસરકારક સહાય મેળવવાનું આટલાં વર્ષોથી આકાશવાણીને માટે શક્ય બન્યું નથી. જ્યાં સુધી શૈક્ષણિક પ્રસારણો આકાશવાણીના અબાધિત અંકુશ નીચે હશે ત્યાં સુધી જરૂરી સહાય મેળવવાનું પણ ગોઠવી નહિ શકાય.

પ્રસારણોના નિષ્ણાતો અને નીતિ જેમાં સંડોવાયાં હોય તેવી આ પ્રવૃત્તિ ઉપર શિક્ષણખાતાનો પ્રત્યક્ષ અંકુશ હોય તે પણ ઠીક નહીં ગણાય. કેળવણીકારો અને પ્રસારકો વચ્ચે જરૂરી સંબંધ બાંધી આપવા સમગ્ર દેશ માટે નૅશનલ કાઉન્સિલની અને દરેક રાજ્ય માટે રાજ્યની કાઉન્સિલની સંરચના ઉપયોગી થાય.

નૅશનલ કાઉન્સિલમાં શિક્ષણખાતું, શિક્ષકોનાં વ્યાવસાયિક મંડળો, યુનિવર્સિટીની વિવિધ શાળાઓ, શિક્ષણ મહાવિદ્યાલયો, અને અલબત્ત, આકાશવાણીના પ્રતિનિધિઓ હોવા જોઈએ. એ માત્ર સલાહ આપનારાં મંડળો નહીં હોવાં જોઈએ, એમને અમુક ચોક્કસ સત્તાઓ પણ આપવી જોઈએ. રાજ્યનાં જે બાળકો શાળાએ જઈ શકતાં ન હોય તેમને માટેનાં પ્રસારણોનું આયોજન તેમણે કરવું જોઈએ. પ્રત્યેક પ્રસારણશ્રેણીના હેતુઓ અને પ્રકાર નક્કી કરવાની તેમને સત્તા હોવી જોઈએ. આ કાઉન્સિલને સહાય કરવાને બીજી નાની સમિતિઓ હોય જેમાં શિક્ષણકાર્ય કરતા શિક્ષકો તેમ જ રેડિયો અને ટી.વી. કાર્યક્રમો રજૂ કરનારાઓના પ્રતિનિધિઓ હોવા જોઈએ. કાર્યક્રમો માટે લખનારા લેખકો અને શિક્ષકોની તાલીમ માટે પણ તેમણે વિચારવું જોઈએ.

શાળાના સમયપત્રકમાં બંધ બેસે તેવો પ્રસારણ માટેનો સમય કાઉન્સિલોએ નક્કી કરવો જોઈશે. પ્રસારણોનો પ્રભાવ શિક્ષકો તેમ જ વિદ્યાર્થીઓ ઉપર કેવો પડે છે તે જાણવા સારુ જે શાળાઓ કાર્યક્રમો સાંભળતી હોય તે શાળાઓનું તે સાંભળતી હોય તે દરમ્યાન નિરીક્ષણ યોજીને મૂલ્યાંકન કરવાની વ્યવસ્થા પણ તેમણે વિચારવી જોઈએ.

આકાશવાણી, શિક્ષણખાતું, એન. સી. ઈ. આર. ટી., શિક્ષકોનાં મંડળો વગેરેના પ્રતિનિધિત્વવાળી નૅશનલ કાઉન્સિલે શાલેય પ્રસારણો માટે સમગ્ર દેશને માટેની નીતિ ઘડી કાઢવી જોઈએ.

સાધનોની પ્રાપ્યતા, એનું ખર્ચ, દેશ જે શૈક્ષણિક ધ્યેયો હાંસલ કરવા ઇચ્છે છે તે, વગેરે લક્ષમાં લઈને રેડિયો અને ટી.વી.ના ઉપયોગની અગત્ય નક્કી કરવી એ તેની કામગીરીઓમાં મહત્ત્વની કામગીરી છે. 'સાઇટ' યોજે છે એવા પ્રાથમિક શાળાનાં 1થી 5 ધોરણો માટેના સંશ્લિષ્ટ કાર્યક્રમો કાર્યસાધક નીવડશે કે નહીં તે તેણે નક્કી કરવાનું રહેશે.

અંતમાં નિયત કરેલા હેતુઓ સિદ્ધ કરી શકે તે માટે રાષ્ટ્રીય કાઉન્સિલને પૂરતાં નાણાં આપવાં જોઈશે. રાજ્યો વચ્ચે પુષ્કળ જુદાપણું છે તેથી કેન્દ્ર સરકાર દેશમાં બધે શાલેય પ્રસારણો માટે નાણાં ફાળવશે તે જ ઉત્તમ થશે.

તો જ વધારેમાં વધારે લાભ તેમાંથી મેળવી શકાશે. કાર્યક્ષમતા તેમ જ સાધનોની બાબતમાં રાજ્યો એકબીજાથી ઘણાં જુદાં પડે છે.

## યુનિવર્સિટીઓ માટેનાં પ્રસારણો :

યોજિત પ્રસારણોની શરૂઆતથી જ આકાશવાણીનાં કેન્દ્રો પરથી શૈક્ષણિક વિષયોના વાર્તાલાપો યોજવામાં આવે છે. દરેક કેન્દ્ર માટે વિષયો અને વાર્તાલાપો આપનારા વિદ્વાનોનાં નામ સૂચવવા સારુ સલાહકાર સમિતિઓ હોય છે. કેટલાંક કેન્દ્રો પરથી વાર્તાલાપો સપ્તાહમાં એક વાર કે વધારે વાર યોજવામાં આવે છે. ઈ. સ. 1964માં, આ વાર્તાલાપોનો પ્રભાવ વિદ્યાર્થીઓ ઉપર કેવો પડે છે તે અંગેના મૂલ્યાંકનનો પ્રયાસ છ શહેરોમાં કરવામાં આવ્યો, ત્યારે આ વાર્તાલાપોમાં બહુ ઓછો રસ છે એમ જણાયું હતું. સમૂહમાં પ્રસારણો સાંભળવા માટેની કોઈ વ્યવસ્થાના અભાવે વિદ્યાર્થીઓ તો જેમ બીજા વાર્તાલાપો અકસ્માત સાંભળે છે તેમ જ આ વાર્તાલાપો પણ સાંભળે છે. દેખીતી રીતે જ યુનિવર્સિટી સત્તાવાળાઓને આ કાર્યક્રમો વ્યવસ્થિત સમૂહશ્રવણ યોજવા માટે પૂરતા ઉપયોગી નહીં લાગ્યા હોય. મુખ્ય વિષય પર કેન્દ્રિત થઈ શકાય તે સારુ દરેક ચતુષ્કે એક વિષય પર લક્ષ આપવા કેટલાંક પગલાં લેવામાં આવ્યાં ખરાં, પણ શ્રવણ વિદ્યાર્થી પર છોડવામાં આવ્યું, તેથી યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ માટેના આવા કાર્યક્રમો અસરકારક થઈ શકે એવી શક્યતા ન રહી. જ્યારે લાખો બાળકો નિરક્ષર રહેતા હોય ત્યારે આપણને આવો વૈભવ પોસાશે ખરો ? જો ન પોસાય તો કાઉન્સિલે કહેવું જોઈશે કે ઉપગ્રહ દૂરદર્શન આપણી જરૂરિયાતોને બંધ બેસતું નથી.

શિક્ષણનાં જે વિવિધ સાધનો આપણને સુલભ છે તે અને રેડિયો, ટી.વી. એ બે વચ્ચે આપણને શો ફાયદો-ગેરફાયદો છે, તેનો અભ્યાસ તેણે કરાવવો જોઈશે. આ રાષ્ટ્રીય કાઉન્સિલ શાળાઓમાં કયા અને કેવા રેડિયો તેમ જ ટી.વી. સેટ ગોઠવવા તે વિશે સલાહ આપવાની જવાબદારી પણ બજાવશે. ઉપરાંત, આવા સેટના ઉત્પાદનના તેમ જ શક્ય તેટલી સસ્તી કિંમતે તે આપવા અંગેના પ્રશ્નોનો ઉકેલ પણ સરકાર સાથે મળીને લાવશે.

શૈક્ષણિક પ્રસારણો કરવાવાળા કર્મચારીગણની તાલીમનો પ્રશ્ન પણ રાષ્ટ્રીય કાઉન્સિલ માટે મહત્ત્વનો હશે. એન. સી. ઈ. આર. ટી. અને એના જેવી બીજી સંસ્થાઓને એ માટે સજ્જ કરવી પડશે.

એક બાજુ રાજ્યકક્ષાની કાઉન્સિલ નિયત પાઠોનો વિદ્યાર્થીઓ તેમ જ શિક્ષકો પર શો પ્રભાવ પડે છે તે જાણવા સારુ નિયમિત નિરીક્ષણો ગોઠવશે, ત્યારે બીજી બાજુ રાષ્ટ્રીય કાઉન્સિલ યોગ્ય સંસ્થાઓ દ્વારા શિક્ષણવિકાસને માટે જે શાલેય કાર્યક્રમો થાય તેની ગુણવત્તા સુધારવા માટે લાંબા તેમ જ ટૂંકા ગાળાના સંશોધન કાર્યક્રમો યોજશે. દાખલા તરીકે કેટલી શાળાઓ, કઈ શાળાઓ અને કેવા પ્રકારની શાળાઓ શાલેય પ્રસારણોનો લાભ લે છે તે જાણવું જરૂરી છે. જો કોઈક રાજ્યમાં પ્રસારણ-વ્યવસ્થા ખામીભરી હોય અને એને સાંભળનારા મર્યાદિત હોય તો રાષ્ટ્રીય કાઉન્સિલ તે રાજ્યમાં પ્રસારણો બંધ કરવા સલાહ આપશે.

દરમ્યાન પત્રવ્યવહાર દ્વારા અભ્યાસક્રમોનો વિચાર આવ્યો, યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ માટેના આવા અભ્યાસક્રમો આપણા દેશમાં અને અન્યત્ર થયેલા અનુભવો પરથી ફાયદાયી થશે એમ જણાયું છે.

સમાજના વિવિધ સ્તરો સુધી ઉચ્ચ શિક્ષણનો વિસ્તાર કરવાની આપણી મહેચ્છાઓ, સાથે સાથે એન્જિનિયરો, શિક્ષકો, ટેક્નિશિયનો અને અન્ય નિષ્ણાતો માટેની ઊભી થયેલી જરૂરિયાતને કારણે પણ શિક્ષણનું વિસ્તરણ જરૂરી બન્યું એથી આપણી નાણાકીય પરિસ્થિતિ પર ભાર વધ્યો જ હતો. પરિણામે યુનિવર્સિટીઓમાં તેમ જ ઉચ્ચ શિક્ષણની બીજી સંસ્થાઓમાં જગ્યા વધારવાનું શક્ય નહોતું. દેખીતી રીતે જ, સામાજિક ન્યાય એમ માગે છે કે આવા અભ્યાસક્રમો તો તે લેવાને માટે જે કોઈ યોગ્ય હોય તેમને સુલભ થવા જોઈએ.

અન્ય સમાજો સામે પણ આવી જ સમસ્યાઓ ઊભી થતાં રેડિયો અને ટી.વી. વૈધાનિક અભ્યાસમાં કઈ રીતે ફાળો આપી શકે તેનો વિચાર તેમણે કર્યો છે. અનુભવ અને સંશોધનો બતાવે છે કે શીખનારના સક્રિય પ્રતિભાવો મળે તો શિક્ષણની અન્ય રીતિઓની સહાય વડે આ માધ્યમો અસરકારક થઈ શકે છે. પ્રસારણ એ એકતરફી માધ્યમ છે, શીખવવું એ બે-તરફી પ્રક્રિયા છે અને તેથી યુનિવર્સિટીઓ માટે યોજાયેલા વાર્તાલાપો હેતુ સિદ્ધ કરતા નથી. આ પરિસ્થિતિ હોવાને કારણે પત્રવ્યવહાર દ્વારા ચાલતા અભ્યાસક્રમો રેડિયો અને ટી.વી.ની સહાય સાથે શરૂ કરવામાં આવ્યા હતા.

ભૌગોલિક કારણે અલગ પડી જવાથી, અથવા શાળા કે કૉલેજમાં જવું પોસાય તેમ નહીં હોવાથી પોતાનું શિક્ષણ ચાલુ રાખી શકતા ન હોય એવા યુવાનોને આવાં કેટલાંક સફળ પ્રસારણોએ અભ્યાસ ચાલુ રાખવાની તક આપી

છે. જાપાનમાં 1,50,000 બાળકોને હાઈસ્કૂલની પરીક્ષા પાસ કરવામાં આવા અભ્યાસક્રમોએ મદદ કરી છે. શિક્ષણખાતાએ મંજૂર રાખેલાં પાઠ્યપુસ્તકો અનુસાર દરેક વિષયમાં, દરેક કક્ષાએ રેડિયો એન.એચ.કે. ટી.વી. તેમ જ રેડિયો પ્રસારણો આપે છે. બીજા પણ કેટલાક દેશોએ હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ માટે આવા અભ્યાસક્રમો યોજ્યા છે.

યુનિવર્સિટી માટેનાં પ્રસારણોમાં જાપાને નેતૃત્વ રાખ્યું છે. નવ યુનિવર્સિટીઓ અને છ જુનિયર કૉલેજો પત્રવ્યવહાર દ્વારા અભ્યાસક્રમો કરાવે છે. એન.એચ.કે. વ્યાખ્યાનો દ્વારા પાઠ્યપુસ્તકો રચીને નિયમિત પ્રસારણો દ્વારા તેમની સાથે સહયોગ કરે છે. અમેરિકામાં શિકાગો બોર્ડ ઑફ એજ્યુકેશને સિટી જુનિયર કૉલેજ માટે એક દાયકા કરતાંય વધારે સમયથી ટી.વી. ઉપર આખો અભ્યાસક્રમ આપ્યો છે. જૂથ શિક્ષકોને વિદ્યાર્થીઓ ફાળવવામાં આવ્યા હતા. આ શિક્ષકો વિદ્યાર્થીઓનાં કામ તો તપાસે જ, ઉપરાંત સપ્તાહના અંત ભાગમાં 'ટેલિફોન કૉન્ફરન્સ' માટે તેઓ સુલભ હોય છે. આશરે દશેક હજાર વિદ્યાર્થીઓ આનો લાભ લે છે. ઔદ્યોગિક ઇજનેરી સમેતના અનુસ્નાતક અભ્યાસક્રમો ઑસ્ટ્રેલિયામાં રેડિયો અને ટી.વી. દ્વારા થાય છે. સેમિનારો અને પ્રયોગશાળાકાર્ય યુનિવર્સિટી ઑફ ન્યુ સાઉથવેલ્સમાં થાય છે. રશિયામાં પણ અર્ધા કરતાંય વધારે ઉચ્ચ શિક્ષણ મેળવનારા વિદ્યાર્થીઓ પત્રવ્યવહાર દ્વારા જ શિક્ષણ મેળવે છે.

આપણા કેળવણીકારોને ખૂબ ઉત્સાહ આવ્યો. બ્રિટનમાંના 'ઓપન યુનિવર્સિટી'ના પ્રયોગને કારણે પત્રવ્યવહાર દ્વારા તો બ્રિટનમાં ઘણા વખતથી વિવિધ વિષયોનું શિક્ષણ અપાતું જ હતું. આવું શિક્ષણ વિચારોના દિમાગી વહેવારની મોકળાશ આપે છે. ટી.વી.માં ચિત્રો કરતાંય મુદ્રિત શબ્દ સમસ્યાને વિદ્યાર્થી સમક્ષ પ્રસ્તુત કરવામાં વધારે સક્ષમ છે. એના ઉકેલ માટે વિદ્યાર્થીની ગતિ અને સમય સાથે એ મેળ મેળવી શકે છે. વિદ્યાર્થીનો પ્રતિભાવ પણ મુદ્રિત શબ્દ જ આપી શકે છે. વિદ્યાર્થી પર શિક્ષકનું વ્યક્તિગત ધ્યાન તેમ જ તેણે કરેલાં કામ જોઈ-તપાસીને એને માર્ગદર્શન આપવાનું પણ એ રીતે સરળ રહે છે. રેડિયો અને ટી.વી. આ પ્રક્રિયામાં કેવળ સહાયરૂપ જ થઈ શકે, અને બ્રિટનની 'ઓપન યુનિવર્સિટી'નો વિદ્યાર્થી પણ ટપાલ દ્વારા એને મળતાં પૅકેટોમાંથી જ એના અભ્યાસક્રમનો મોટો ભાગ મેળવે છે, અને એનાં લેખિત ગૃહકાર્યો જે એને એના શિક્ષકને મોકલવાનાં હોય છે તે પણ તેમાં હોય છે. કયાં પાઠ્યપુસ્તકો એણે વાંચવાં એનું માર્ગદર્શન પણ એમાંથી જ મેળવે છે. એને જે સામગ્રી મળે છે એમાં

સ્લાઇડો, ગ્રામોફોનની રેકર્ડો, વિજ્ઞાનના પ્રયોગ માટેનાં સાધનો વગેરે પણ હોય છે. ખરેખર તો સમગ્ર અભ્યાસક્રમનો દસેક ટકા ભાગ જ એને રેડિયો અને ટી.વી. દ્વારા મળે છે.

સપ્તાહનો એક રેડિયો અને એક ટી.વી. કાર્યક્રમ વિદ્યાર્થીની લેખિત સામગ્રીનો પૂરક બને છે, અને તે પણ યુનિવર્સિટીના પ્રાથમિક અભ્યાસોના વિદ્યાર્થી માટે જ. ઠીક આગળ વધેલા વિદ્યાર્થીઓ માટે તો સમયની ખેંચ રહેતી જ હોય છે. આ માધ્યમનો ઉપયોગ પણ ખર્ચાળ છે, તેથી વિષયોના પ્રાથમિક પ્રસ્તાવ માટે, તેમ જ અભ્યાસ માટે ઉત્સાહ રહે તે માટે જ તેનો ઉપયોગ થાય છે. અલબત્ત, પ્રથમ કક્ષાના નિષ્ણાતોનો સંપર્ક તે કરાવી આપે ખરું. વળી પ્રૌઢશિક્ષણમાં ખરી પડતા વિદ્યાર્થીઓની સંખ્યામાં તે ઘટાડો કરી શકે છે. ઉપરાંત, જાહેર પ્રસારણ હોવાને કારણે અભ્યાસક્રમમાં જેમણે નામ નોંધાવ્યું ન હોય તેવાઓ પણ ક્યારેક સાંભળી-જોઈ શકે, અને આ રીતે વિશાળ સમુદાયને જ્ઞાન અને સમજ આપી શકાય.

રેડિયો કરતાં ટી.વી. દસગણું ખર્ચાળ છે. જેમાં દૃશ્યતાની અપેક્ષા રહે છે એવા વિજ્ઞાનના પ્રયોગો ટી.વી. પર બતાવી શકાય છે. રેડિયો તો જેમાં કેવળ શબ્દ વડે જ વ્યક્ત કરવાનું હોય છે એ વિષયો માટે વપરાય છે. પ્રસારણોની વિગતવાર નોંધ વિદ્યાર્થીને અગાઉથી મોકલવામાં આવે છે, જેથી પ્રસારણ અભ્યાસક્રમનો મહત્ત્વનો અંશ બની જાય છે.

જે વિદ્યાર્થીઓ ઘેર આવા કાર્યક્રમો સાંભળી શકે તેમ ન હોય તેમને માટે બ્રિટનમાં તો અભ્યાસકેન્દ્રો સ્થાપવામાં આવ્યાં છે. પ્રત્યક્ષ ગ્રહણ કરવા માટે તેમ જ પ્રસારણો ટેપરેકર્ડ કરી લેવા માટે સૌ સજ્જ હોય છે, જેથી વિદ્યાર્થી એ પ્રસારણો ફરીથી જોઈ-સાંભળી શકે. અભ્યાસકેન્દ્રોમાં વિદ્યાર્થીઓને શિક્ષણ-સહાય કરનારાઓની પણ સગવડ હોય છે. પત્રવ્યવહાર દ્વારા શિક્ષણ મેળવનારા વિદ્યાર્થીઓને તેમનાં ગ્રંથાલયો, પ્રયોગશાળાઓ તેમ જ તેમનાં મનોરંજન ક્રીડાંગણોનો ઉપયોગ કરવા દે તેવી ટેકનિકલ કૉલેજો અથવા એવી અન્ય સંસ્થાઓમાં આવાં અભ્યાસકેન્દ્રો સ્થાપવામાં આવ્યાં હોય છે.

બ્રિટનમાં પણ રેડિયો તેમ જ ટેલિવિઝનની ચૅનલો પર પ્રસારણો માટે બી.બી.સી.ને પણ સમય ફાજલ પાડવો સહેલું નહોતું. જાપાનમાં તો આવા અભ્યાસક્રમો માટે ખાસ શૈક્ષણિક ચૅનલો હોય છે. બ્રિટન અલગ રેડિયો ચૅનલ

માટે વિચારી રહ્યું છે. 'ઓપન યુનિવર્સિટી'નો શૈક્ષણિક સ્ટાફ તથા બી.બી.સી.ના રેડિયો અને ટેલિવિઝનના રજૂઆત કરનારાઓ વચ્ચે ઘનિષ્ઠ સંકલન હોય છે. બી.બી.સી.નો સ્ટાફ આમ તો બી.બી.સી.નો જ રહે છે, છતાં વાસ્તવમાં તેઓ 'ઓપન યુનિવર્સિટી'ના અંશ બની જાય છે.

'ઓપન યુનિવર્સિટી'ના સત્તાવાળાઓએ યોજનાની સફળતા માટે શરતોની યાદી કરી છે. એક, ઉચ્ચ શિક્ષણ મેળવવા સક્ષમ છતાં બીજી રીતે કોઈ સંસ્થા દ્વારા ન મેળવી શકે એવી પૂરતી સંખ્યામાં વિદ્યાર્થીઓ; બીજું, ટપાલ, રેડિયો અને ટી.વી. દ્વારા ક્ષમતાવાળું પ્રસારણ વિસ્તરણ તંત્ર; ત્રીજું, ખંડ-સમયના શક્તિશાળી પૂરતા શિક્ષકો. અથવા આ બધાનું સંયોજનતંત્ર પણ મહત્ત્વનું છે.

ઘણો જ ઔદ્યોગિક વિકાસ સાધી શક્યા છે એવા દેશોને પણ શિક્ષણના વિસ્તરણ માટે રેડિયો અને ટી.વી.નો ઉપયોગ કરવાની જરૂર પડે છે, તો વિકસતા દેશોએ તો એનો ખાસ ઉપયોગ કરવો જોઈએ. પણ અહીં ભારતમાં આપણે બધી જ શરતો પૂરી કરી શકીશું ખરા ?

સૌથી પહેલાં તો, ટી.વી.નો વિચાર જ માંડી વાળો, કારણ કે માત્ર વધારે પૈસાવાળાઓને જ તે પોસાય તેમ છે. જ્યાં કશી પણ ખલેલ વગર વિદ્યાર્થી જોઈ શકે તેવી ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓમાં જ ટી.વી. સેટ મૂકવા જોઈએ, કેમ કે તે વિના ઉચ્ચ અભ્યાસક્રમો શીખવા-સમજવા અઘરા છે. આવી સંસ્થાઓ તો વિદ્યાર્થીઓથી પૂરેપૂરી ભરાઈ જાય છે. અને તે ભાગ્યે જ પત્રવ્યવહાર દ્વારા શીખનારા વિદ્યાર્થીઓનો સમાવેશ કરી શકે. વળી આવી સંસ્થાઓ મોટાં શહેરોમાં જ કેન્દ્રિત થયેલી છે, તેથી નાનાં શહેરો અને ગ્રામવિસ્તારોના વિદ્યાર્થીઓ કે જેમને પત્રવ્યવહાર દ્વારા શિક્ષણ લેવાની જરૂર છે, તેમને તે ભાગ્યે જ ઉપયોગી થાય.

આપણે તેથી માત્ર આકાશવાણી પર જ આધાર રાખવો રહ્યો. હાલ દિલ્હી યુનિવર્સિટી, પંજાબ યુનિવર્સિટી, પંજાબી યુનિવર્સિટી, (પતિયાળા) દ્વારા ચાલતા પત્રવ્યવહારના અભ્યાસક્રમોને આજે દિલ્હી, ચંડીગઢ અને જલંધરનાં આકાશવાણી કેન્દ્રો મદદ કરે છે. બીજી કેટલીક યુનિવર્સિટીઓએ આકાશવાણીને તેમના પત્ર-વ્યવહાર દ્વારા શીખવાતા અભ્યાસક્રમો શીખવવામાં મદદ કરવાને વિનંતી કરી છે, પણ આજ સુધી બીજાં કોઈ આકાશવાણી કેન્દ્રોએ તેમ કર્યું નથી. આકાશવાણી

પોતાનાં નાણાકીય સાધનોથી આ કરી શકે નહીં, તેથી યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશન પાસે આવાં પ્રસારણો માટે તે મદદ માગે છે. યુનિવર્સિટીઓ વાર્ષિક 200–250 રૂપિયા ફી આવા અભ્યાસક્રમો માટે લે છે. તેમાંનો થોડો ભાગ તેમણે આકાશવાણીને આપવો જોઈએ.

અભ્યાસ-આયોજન માટેની જવાબદારી પૂરેપૂરી યુનિવર્સિટીઓની જ હોય. દિલ્હી યુનિવર્સિટીની 'કૉરસ્પૉન્ડન્સ સ્કૂલ'ની સમિતિઓ કે જેમાં આકાશવાણીના પ્રતિનિધિઓ હોય છે તે અભ્યાસ આયોજનની વિગતો તૈયાર કરે છે. આકાશવાણીના પ્રતિનિધિઓ તો માત્ર રેડિયોના ઉપયોગ માટેની કેટલીક શક્યતાઓ અંગે જ માર્ગદર્શન આપે છે.

આગળનાં પ્રકરણોમાં જોઈ ગયા તે પ્રમાણે, આકાશવાણીનાં મોટા ભાગનાં કેન્દ્રો પાસે તો માત્ર એક જ ચૅનલ હોય છે, તેથી શૈક્ષણિક પ્રસારણો માટે આકાશવાણી કેટલું ફાજલ પાડી શકે? શૈક્ષણિક પ્રસારણ માટેની જુદી જ ચૅનલ હોય તો આકાશવાણી અભ્યાસક્રમ શીખવવામાં પૂરતી મદદ કરી શકે. દિલ્હી પાસે ચાર મિડિયમ વેવ ચૅનલ છે, પણ તે તો અપવાદ છે. તેમ છતાં સમય અને સમયગાળો યુવવાણી ચૅનલ પર વહેલી સવારના કલાકોમાં જ ફાળવવામાં આવે છે. વિદ્યાર્થીઓ માટે સાંજનો સમય વધુ અનુકૂળ ગણાય. પણ તે વખતે રેડિયો પાસે વખત હોતો નથી.

અલગ ચૅનલ સિવાય પણ કલાકેકનો સમય શૈક્ષણિક પ્રસારણ માટે ફાળવી શકાય,– જો યુનિવર્સિટીઓ તેમના અભ્યાસક્રમોનું સંયોજન કરે. તેમ થાય તો એકાદ પ્રસારણ પણ બધાને ઉપયોગી થઈ શકે. આકાશવાણીનાં મોટા ભાગનાં કેન્દ્રોની રેન્જ લગભગ 80 કિલોમીટરની હોય છે, તેથી ખરેખરી જરૂરિયાતવાળા વિદ્યાર્થીઓ આવાં પ્રસારણોનો લાભ લઈ શકે નહીં.

આ બધા ઉપરાંત આવા અભ્યાસક્રમોમાં શૈક્ષણિક પ્રસારણોનો કેવી રીતે સમાવેશ કરવો તે બાબત નક્કી કરવાની યુનિવર્સિટીઓની શક્તિઓ વિશે પણ શંકા છે. શાળાના તેમ જ શિક્ષણખાતાના સત્તાવાળાઓ સાથેનો આકાશવાણીનો અનુભવ પ્રોત્સાહક નથી.

હવે 'નૅશનલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ કૉરસ્પૉન્ડન્સ કોર્સ' પણ સ્થપાયું છે, જે યુનિવર્સિટીઓને અભ્યાસક્રમોમાં સહાય કરે અને નાણાકીય સહાય કરે. આમ થાય તો રેડિયોનો ઉપયોગ થાય તેવી અભ્યાસક્રમોની રચના સાર્થક થાય.

જો પત્રવ્યવહાર દ્વારા અભ્યાસક્રમો સ્વયં વિસ્તરતા જશે તો ખાસ શૈક્ષણિક ચૅનલ અનિવાર્ય થઈ જશે.

રેડિયોની સહાયની ગુણવત્તા પણ મહત્ત્વની છે. દિલ્હીનો અનુભવ આ દિશામાં બહુ વિશ્વાસ – શ્રદ્ધા પ્રેરનારો નથી. જો પ્રસારણો મંદ અને પાઠ્ય-પુસ્તકમાંની સામગ્રીના પુનરાવર્તન જેવાં જ હોય તો તો શું વળે? 1973નું શ્રવણ-સર્વેક્ષણ બતાવે છે કે વિદ્યાર્થીઓના પ્રતિભાવો તો અનુકૂળ હતા.

ટી.વી.ને લાગેવળગે છે ત્યાં સુધી તો હજી ઘણાં વરસ સુધી ગ્રામ અને શહેરી વિસ્તારની ટેલિકલબોમાં પ્રૌઢશિક્ષણ તેમ જ થોડું વ્યાવસાયિક શિક્ષણ તે આપી શકશે.

# ૪. ગ્રામવિકાસ માટે પ્રસારણ યોજના

વિશ્વવિદ્યાલયો અને શાળાના વિદ્યાર્થીઓના સંદર્ભમાં રેડિયો અને ટી.વી.ની શિક્ષણક્ષેત્રીય કામગીરી વિશે અગાઉના પ્રકરણમાં ચર્ચા કરવામાં આવી. આવી જ કામગીરી પ્રૌઢશિક્ષણના સંદર્ભે પણ આ ઇલેકટ્રોનિક માધ્યમો બજાવી શકે એવો દાવો કરવામાં આવ્યો છે. પણ છેલ્લાં કેટલાંક વર્ષોથી એવી જાગૃતિ ફેલાઈ છે કે પ્રસારણ એકલું આ બધું ભાગ્યે જ કરી શકે.

સમાજવિદ્યાઓએ દેખાડી આપ્યું છે કે પ્રસારણતંત્ર અને અન્ય પ્રસાર-માધ્યમો માહિતી પૂરી પાડી શકે, પણ માત્ર એ તંત્ર દ્વારા જ હકારાત્મક ક્રિયા-શીલતા તરફ જનસાધારણનું વલણ દોરી શકાય નહીં. રૂઢિચુસ્ત વલણો સામે વ્યક્તિગત અસરોનું બળ પ્રાપ્ત ન કર્યું હોય તો પ્રસાર-માધ્યમનાં સાધનો ટકી શકે નહીં. વિકાસોન્મુખ દેશોમાં જ્યાં રૂઢિચુસ્તતાને નાબૂદ થતાં વાર લાગતી હોય છે ત્યાં પ્રસારણતંત્ર શહેરી, શિક્ષિત લોકો દ્વારા સંચાલિત, નિયંત્રિત હોય છે. ત્યાં આવા પ્રસારકો રૂઢિચુસ્ત ગ્રામીણ નેતાઓના વાર્તાલાપો કે મંતવ્યો કરતાં માહિતી અને આદર્શોને વધુ મહત્ત્વ આપતા જોવા મળ્યા છે.

પ્રસારણ-માધ્યમો પ્રજા-અંતર્ગત પ્રસારણને ટેકો આપવા વપરાતાં હોય તો બહુ અસરકારક નીવડે અને કેટલાક દાખલાઓમાં બે વ્યક્તિ વચ્ચેના વિચારવિનિમયમાં પણ પ્રસારણતંત્રની મદદ અસરકારક નીવડે.

માધ્યમો દ્વારા પ્રજાને સીધેસીધી ને સમયસર માહિતી પહોંચાડી શકાય. નવી માહિતીની સાથે નવી જીવનપદ્ધતિઓ, નવી ધંધાકીય યોજનાઓ વગેરેથી માહિતગાર કરી તેમને શિક્ષણ પણ આપી શકે. સમાજસુધારના ક્ષેત્રમાં લગ્ન, બાળઉછેર, આરોગ્ય વગેરે બાબતોમાં રેડિયો અને ટી.વી. કાર્યક્રમો દ્વારા સામા-જિક પ્રગતિનું વલણ જગાડી શકાય. ઉચ્ચ જીવનધોરણની ઇચ્છા અને મહત્વાકાંક્ષા પણ પ્રગટાવી શકાય. ઉત્પાદનનાં આધુનિક વૈજ્ઞાનિક સાધનો, ગૃહઉદ્યોગ, ખેતીવાડી ક્ષેત્રે શક્ય પ્રગતિ તરફ આંગળી ચીંધી શકાય. ખોટા ખર્ચા, રૂઢિ અને રીતરિવાજ પાછળ થતી નાણાકીય બરબાદી અટકાવીને બચત યોજના

તરફ પ્રજાને જાગ્રત કરી શકાય. ગ્રામ કાર્યકર્તાઓ, ખેતીવાડી વિકાસ કાર્યકર્તાઓ, મલેરિયા નાબૂદીકરણ ટુકડીઓ, પરિવાર નિયોજન અને આરોગ્યવિષયક અધિકારીઓનું સ્થાન રેડિયો અને ટી.વી. લઈ શકે નહીં. પરંતુ ગ્રામ વિકાસ માટે તેમની આવશ્યકતા છે.

છેલ્લાં ત્રીસ વર્ષમાં, જ્યારથી ગ્રામવિસ્તારોમાં પ્રસારણતંત્ર શરૂ થયું છે, ત્યારથી દેશભરનાં લાખો ખેડૂત-કુટુંબો માહિતી અને મનોરંજન માટે આકાશ-વાણી ઉપર અવલંબતાં થઈ ગયાં છે. પ્રસારણના કારણે ખેતીવાડીના ઉપલક્ષ્યમાં ઘણાખરા ગ્રામવિસ્તારમાં જાગૃતિ આવી છે. લાભકારક પ્રગતિનાં મંડાણ થયાં છે. આ સફળતાને કારણે કહી શકાય કે રેડિયો પ્રગતિ અને પરિવર્તન લાવી શકે, જો એનો બરોબર ઉપયોગ કરવામાં આવે તો. રાષ્ટ્રઘડતર માટે પ્રસારણ-તંત્ર આજે સુલભ બન્યું છે. તદ્દન આધુનિક યાંત્રિક સગવડો અને સહાયક કરારોની મદદથી આ શક્ય બન્યું છે અને પરિણામે, આપણા દેશ અને યાંત્રિક પ્રગતિ-પ્રાપ્ત દેશો વચ્ચેની ખાઈ પૂરી શકાવાની સંભાવનાઓ વધી છે.

રેડિયોનાં મોટાં કદ, શૂન્યાવકાશ નળીઓના મોટા સગવડભર્યા આકારને બદલે હવે ટ્રાન્ઝિસ્ટર વપરાતાં થયાં હોવાથી રેડિયો હળવા અને સસ્તા બન્યા છે. કેબલ ટી.વી. દ્વારા હવે લઘુમતી પ્રજા માટે કે ખાસ જૂથો માટેના કાર્યક્રમો પ્રસારિત કરવા 40 ચૅનલ્સ મળે છે. ઘરના ટી.વી. ઉપર ઉપગ્રહ દ્વારા પ્રસારણ કદાચ આગામી દસેક વર્ષમાં શક્ય બને, પણ જ્યારે એ અમલમાં મુકાશે ત્યારે આપણાં છૂટાંછવાયાં વસેલાં ગામડાં સુધી એની સેવાઓ પહોંચશે. ત્યારે તે એક મૂલ્યવાન સેવા ગણાશે. 1975થી 'સાઇટ'નો કાર્યક્રમ શરૂ થયો અને એ પરથી જણાશે કે આ જાતના ટી.વી. સેટ ઉપયોગી છે કે નહીં.

પણ સૈદ્ધાંતિક રીતે, પ્રસારકોનો દાવો છે તે પ્રમાણે, અનેક કારણોસર ઉચ્ચ ધ્યેયોને સિદ્ધ કરવાનું અશક્ય બન્યું છે. આપણા જેવો દેશ કે જેમાં માત્ર મનોરંજન ઉપરાંત રેડિયો અને ટી.વી.નો ઉપયોગ અન્ય હેતુ માટે કરવામાં આવતો હોય, તે પોતાના અનુભવથી એટલું તો નક્કી કરી શકે કે જો પ્રસારણ-તંત્રને નિષ્ફળ ન નીવડવું હોય તો કેટલીક પૂર્વશરતો નિર્ધારિત કરવી અનિવાર્ય છે.

સૌથી પહેલી શરત એ કે કાર્યક્રમોનો અગત્યતાક્રમ નક્કી કરી દેવો જોઈએ. સમય અને સાધનોની મર્યાદાને ધ્યાનમાં લઈને મુખ્ય લક્ષ્યાંકો નક્કી કરીને, બીજાને હાલપૂરતા પડતા મૂકવા જોઈએ. પ્રજાની જરૂરિયાત ઉપર પહેલી

પસંદગી નક્કી કરવી જોઈએ. આ રીતે જોઈએ તો આકાશવાણીના ગ્રામ-વિસ્તારના કાર્યક્રમો નિષ્ફળ નીવડ્યા છે. ગામડાંમાં જ્યારે સમૂહશ્રવણ યોજના હેઠળ લોકો રેડિયો સાંભળતા ત્યારે શરૂ શરૂમાં સ્ત્રીઓ અને હરિજનોને પ્રવેશ આપવામાં આવતો ન હતો. સંશોધનો દ્વારા જાણવા મળ્યું છે કે માત્ર મધ્યમ કક્ષાના ખેડૂતોને આ કાર્યક્રમોથી લાભ થયા છે. તદ્દન નિરક્ષર પ્રજાને તો એ સમજવું પણ કઠિન પડેલું.

કદાચ સફળતા માટેની મહત્ત્વની શરત એ છે કે શ્રોતાઓની એક વ્યવસ્થિત સંસ્થા બનાવવામાં આવે. જ્યારે આકાશવાણીએ ગ્રામવિસ્તારો માટે પ્રસારણ શરૂ કર્યું ત્યારે પોતાનો રેડિયો ખરીદવાનું ગરીબ ખેડૂતોને પોસાય તેમ ન હતું. આથી ગામડાંઓમાં સામૂહિક શ્રોતામંડળો ઊભાં થયેલાં. આજે પણ માત્ર 120 રૂ.માં જ એક બૅન્ડવાળા રેડિયોસેટ પ્રાપ્ય છે; છતાં એ ગરીબ મજૂરો અને કારીગરોના ગજા બહારની જ વાત છે.

સરકારની સહકારી મંડળીઓની મદદથી રાજ્ય સરકારે આજે પણ સામૂહિક રીતે સાંભળી શકાય એવા રેડિયોસેટ ખરીદવાની યોજના સ્વીકારી છે. તે રેડિયો ખરીદે છે, ગોઠવે છે અને તેની સંભાળ રાખે છે. એમાં સ્થાનિક સમુદાયો પણ પોતાનો ફાળો આપતા હોય છે. 1974ની શરૂઆતમાં કુલ મળીને 70,000 સમૂહશ્રવણના રેડિયોસેટ હતા. સમૂહશ્રવણ રેડિયો આટલાં થોડાં ગામડાંમાં જ મૂકી શકાયાં છે અને તેની જાળવણી પણ સરખી રીતે થઈ શકતી નથી. મોટા ભાગનાં ગામડાંમાં વીજળીકરણ થયું નથી, એટલે ત્યાં બૅટરીથી ચાલે તેવા રેડિયોસેટ વસાવવા પડ્યા છે. માત્ર રાજ્ય સરકાર આટલી બધી બૅટરીનો અને તેનાં બીજાં સમારકામનો ખર્ચ પૂરો પાડી શકે તેમ ન હતું. જે રાજ્યોએ પોતે આ ખર્ચો ઉપાડ્યો તેમને પણ છેવટે લાગ્યું કે આ ભાર કેન્દ્ર સરકારે જ ઉપાડી લેવો જોઈએ. વિદ્યાલંકાર સમિતિએ શોધી કાઢ્યું કે બધી સંખ્યાના 50% જેટલા રેડિયોસેટ કામ આપતા ન હતા.

રેડિયો કામ આપતા નથી એ કારણથી જ આખી યોજના ખોરંભાઈ છે એવું નથી. આખા દિવસની મહેનતમજૂરી પછી લોકોને પંચાયતઘર કે ગામને ચોરે જવાનો થાક લાગે છે, એટલું જ નહીં, નીરસ કાર્યક્રમો સાંભળવાનો કંટાળો પણ આવે છે. એને બદલે પાડોશીને ઘેર વાગતું 'વિવિધ ભારતી' સાંભળવાનું તેઓ વધુ પસંદ કરે છે.

સમૂહશ્રવણ યોજનાની નિષ્ફળતા ઘણા વખતથી સ્પષ્ટ દેખાઈ આવી છે. પણ આકાશવાણી હજી સુધી કોઈ બીજા અસરકારક માર્ગે ગામડાંના હૃદય સુધી પહોંચવામાં નિષ્ફળ જ નીવડ્યું છે. આનો એક જ વિકલ્પ છે: ખેડૂતો અને તેમનાં કુટુંબીજનોને ઘેરબેઠાં જ શિક્ષણ કે મનોરંજનના કાર્યક્રમો સાંભળવા મળે તેવી સગવડ કરી આપવી. જો રેડિયોસેટની કિંમત સાધારણ ખેડૂતને પરવડે તેવી નક્કી કરવામાં-આવે તો જ આ શક્ય બને. માહિતી અને પ્રસારણ-માધ્યમની સમિતિના અહેવાલ ઉપરથી જાણવા મળ્યું છે કે ભારતમાં રેડિયોની કિંમત કેવી રીતે ઘટાડી શકાય અને વધારાના કર વગેરે, જે આજે લેવાય છે તે ઘટાડીને એની કિંમતમાં શો ફેરફાર કરી શકાય તે ઉપર વિસ્તૃત ચર્ચાઓ કરવામાં આવી છે. સરકારી સહાય અને હપતે હપતે નાણાં ભરવાની યોજના દ્વારા ઓછી કિંમતના અને મજબૂત રેડિયો ગ્રામજનોને મળી શકે એવી યોજના કરવી જોઈએ. દક્ષિણ કોરિયામાં ઘેર ઘેર લાઉડસ્પીકરના તાર નાખીને પ્રસારણ કરવાની નીતિ સફળ પુરવાર થઈ છે. વધુ રેડિયોસેટના ખર્ચ વગર આખા ગામમાં કાર્યક્રમ સાંભળી શકાય એવી સસ્તી સગવડ આ રીતે થઈ શકે. આજના રેડિયોના મૃતઃપ્રાય તંત્રને ઉકેલવા માટે કોઈક ઉપાય તો શોધવો જ રહ્યો.

પ્રસારણને અસરકારક બનાવવા અન્ય માધ્યમો સાથે તેને સાંભળવાની જરૂર છે એટલું જ નહીં, ખેતીવાડી કે કુટુંબનિયોજનને લગતા પ્રશ્નો અંગે ગ્રામનેતાઓ સાથે વાત કરીને અથવા ગ્રામજનતાના અભિપ્રાય એકઠા કરીને કાર્યક્રમની યોજના થવી જોઈએ. આવા લોકસંપર્ક માટેની ખાસ ટુકડીઓ સંસ્થાકીય ધોરણે નક્કી થવી જોઈએ. આવું સંગઠન વૈચારિક આદિ નમનીયતા માગી લે છે. જે હેતુ પ્રાપ્ત કરવાનો છે ત્યાં સુધી નમનીયતા સિવાય ભાગ્યે જ પહોંચાય.

1959માં આકાશવાણીએ 'રેડિયો ફોરમ'નો આરંભ કર્યો. ગ્રામજનતાના કાર્યક્રમો ઉપર આની અસર થશે એવી આશા પણ હતી. કૅનેડાનું અનુસરણ કરવામાં આવ્યું હતું, 15–20 શ્રોતાની ટુકડીઓ નક્કી કરવામાં આવી હતી. કાર્યક્રમો સાંભળ્યા પછી આ ટુકડી કાર્યક્રમવિષયક ચર્ચા કરીને પોતાના અભિ-પ્રાય વિભાગને મોકલી આપે એમ નક્કી થયું. પણ અહીં પણ 'આરંભે શૂરા' એવું જ થયું! 'આજે કાગળ ઉપર આવાં 27,000 ફોરમો નોંધાયેલાં પડયાં છે. પણ તે માત્ર કાગળિયામાં જ.' આનું કારણ શોધવા બહુ આઘે જવું પડે એમ નથી. કૅનેડામાં આ અખતરો કરવામાં આવ્યો ત્યારે પ્રસારણતંત્ર અને

ખેતીવાડી ખાતું તેમ જ પ્રૌઢશિક્ષણ નિગમ; ત્રણે સાથે મળીને કામ કરતાં હતાં. આર્થિક વ્યવસ્થા પણ વહેંચી દેવામાં આવેલી. આપણા દેશને આ પ્રકારની પદ્ધતિ પણ પોસાય તેમ નથી. ઉપરાંત, ગ્રામજનતાને દોરવણી આપે એવા, એમનામાં દૂધમાં સાકરની જેમ ભળી જાય ને પ્રશ્નોમાં રસ લે એવા નેતા આપણે ત્યાં કેટલા? ક્યાંક વળી યંત્રો પણ નબળાં પડ્યાં. વળી આવાં શ્રોતામંડળો.જો સમકક્ષ બૌદ્ધિક સ્તર ધરાવતી વ્યક્તિનાં હોય તોય ફેર પડી જાય. જ્યારે આપણે ત્યાં એવા સરેરાશ 30-35ની ઉંમરના તરવરિયા જુવાન ખેડૂતો રસ લે, પણ એવા થોડા શિક્ષિત કે સમૃદ્ધ ખેડૂતોય કેટલા?

આછુંપાતળું નાણાભંડોળ હોય અને કાર્યક્રમોનાં ક્ષેત્રોનો પથારો મોટો હોય તો નાણાં વેડફાઈ પણ જાય અને ઓછાં પણ પડે. નાણાકીય સમૃદ્ધિ વડે જો ઉત્તમ યાંત્રિક સગવડો પણ કરી હોય ને જો કાર્યક્રમો જ નીરસ, પ્રભાવહીન અને નિરર્થક હોય તોપણ પ્રસારણથી શું વળે?

આ રીતે જોતાં ગ્રામવિસ્તારોમાં આકાશવાણીએ ઠીકઠીક માર ખાધો છે. સેવકો, નાણાં, સાધનો અને લગભગ બધી રીતે, શહેરી પ્રજાને આકાશવાણી જેટલો લાભ આપે છે, તેનાથી ઘણો ઓછો લાભ ગ્રામવિસ્તારને આપે છે. જ્યારે પૈસા ઓછા હોય છે ત્યારે સહન કરવાનું કર્મચારીઓને ભાગે આવે છે. તેઓ થોડા પૈસામાં સારા કાર્યક્રમો આપી ન શકે. પરિણામે તાલીમ કે વિશિષ્ટ ક્ષેત્રના જ્ઞાન વિનાના લોકો પાસેથી કામ લેવું પડે છે. આ પરિસ્થિતિમાં કર્મચારીઓને તાલીમ આપવાની યોજના હોવી જરૂરી છે.

કાર્યક્રમોની સફળતા માટે શ્રોતાસમુદાયનું સંશોધન પણ અનિવાર્ય છે. ભાષા, સમય, સ્વરૂપ, સમયમર્યાદા વગેરે ઉચિત છે કે નહીં તેની પૂર્વપરીક્ષા થવી જોઈએ. વખતોવખત અને નિયમિત સંશોધન થવું ઘટે. આ કામ જો આકાશવાણી કરે તો બીજા કાર્યક્રમોની ગુણવત્તા પણ આપમેળે સુધરે. અહીં પણ નાણાંભીડ અને અર્થતંત્રવિષયક અજ્ઞાન જ નડે છે.

1936થી ગ્રામવિસ્તાર માટેના કાર્યક્રમો પ્રસારિત થાય છે; પણ આકાશવાણી પાસે નાણાભંડોળ ન હોવાથી ક્યારેય એનું ઉચિત સંશોધન કરવામાં આવ્યું નથી. યુનેસ્કોની મદદથી ગણ્યાગાંઠ્યા પ્રયત્નો થયા છે. ડૉ. પૉલ નુરેજાની રાહબરી નીચે એક આવું સંશોધન શરૂ થયું હતું જેને 'ટાટા ઇન્સ્ટિટ્યૂટ ઑફ સોશિયલ સાયન્સિસ'ની મદદ પણ હતી. પૂરતાં નાણાં, વિશિષ્ટ બુદ્ધિપ્રતિભા આદિ કારણોસર

જ આ સંશોધન સુંદર રીતે સફળ નીવડેલું. પણ આ કાર્ય ડાયરેક્ટર જનરલ નીચેના કર્મચારીઓએ કરેલું અને સફળ બનાવેલું.

ગ્રામવિસ્તારમાં અસરકારક બનવું હોય તો સ્થાનિક ભાષાનો વપરાશ જ થવો જોઈએ, એ વાત હવે બધાને સમજાતી થઈ છે. શ્રોતાઓની ભાષાવિષયક, સાંસ્કૃતિક, સામાજિક અને ધાર્મિક પશ્ચાદ્ભૂને ધ્યાનમાં તો લેવી જ પડે, પણ આપણા દેશમાં એનું કેન્દ્રીયકરણ અસંભવિત છે. આખાય દેશની પ્રચુર સામગ્રીનો ઉચિત ઉપયોગ એ પ્રસારણતંત્રની સફળતાની ચાવી છે. સામે છેડે જો માનવસહજ સહાનુભૂતિ કે પ્રતિભાવ ન મળે તો કોઈ પણ સંદેશો ક્યાંય પહોંચી શકે નહીં. ખરાબ રીતે રજૂ થયેલા શૈક્ષણિક કાર્યક્રમથી વધારે ખરાબ કશું હોઈ શકે નહીં.

આકાશવાણી ગ્રામવિસ્તારોના સંદર્ભે અહીં પણ નિષ્ફળ નીવડી છે. શ્રોતા-મંડળની યોજનાની નિષ્ફળતા કાર્યક્રમોની નબળી રજૂઆતના કારણે ઊભી થઈ ને પરિણામે આખી વાત કથળી ગઈ.

સ્થાનિક પ્રજા સુધી વાત પહોંચાડવા, સ્થાનિક કેન્દ્રો દ્વારા સ્થાનિક બોલીમાં જ પ્રસારણ થવું ઘટે. ઉદાહરણ તરીકે, જેમ 1936માં દિલ્હી કેન્દ્રે પેશાવર કેન્દ્રનું ઉદ્ઘાટન કર્યું હતું તે પ્રમાણે.

1939માં ભારત સરકારને લખેલા પોતાના અહેવાલમાં ફિલ્ડન જણાવે છે કે એક નાનો એવો શ્રોતાવર્ગ કાર્યક્રમોથી આકર્ષાઈને બેસે છે એટલું જ, બાકી મોટા પ્રમાણમાં ગ્રામજનતાને આકર્ષવી હોય તો કાર્યક્રમની ગુણવત્તા વધારવી પડે. આ સિવાય એમણે એક મહત્ત્વની વાત એ કરી છે કે, શહેરની નજીકનાં ગામડાંઓમાં આ પ્રકારનું પ્રસારણ સફળ થાય છે કેમ કે, (1) રેડિયો પર તેને સંતોષકારક રીતે ગ્રહણ કરી શકાય છે. (2) આકાશવાણીના કર્મચારીઓ ગ્રામ-જનતાની જરૂરિયાતોને સમજી શકે અને તેમની યોજના તેના સંશોધન પ્રમાણે કરી શકે. (3) જે યંત્રવિદો ગ્રામવિસ્તારમાં રેડિયો કે ટી.વી. સેટ ગોઠવી આપે છે તેમને યાંત્રિક સહાય પણ ઝડપથી મળે છે.

ગ્રામવિસ્તારના કાર્યક્રમોમાં મુખ્યત્વે સમાચાર હોય છે અને દેશ તથા દુનિયાના સમાચારો જાણવાનું, બજાર અને હવામાનની પરિસ્થિતિ જાણવાનું આ એક જ માધ્યમ તેમની પાસે છે. લોકસંગીત, ફિલ્મસંગીત અને નાટકો તેમનું મનોરંજન કરે છે અને તે લોકપ્રિય પણ છે. પરંતુ કાર્યક્રમો દ્વારા અપાતું શિક્ષણ કેટલે અંશે અસરકારક નીવડયું છે તે કહેવું મુશ્કેલ છે. ખેડૂતોને ખેતીમાં નવી પદ્ધતિઓ શીખવવામાં રેડિયો દ્વારા મળતી માહિતી બીજાઓ દ્વારા મળતી

માહિતી જેટલી અસર નથી પાડતી. ગામડાંઓમાં કામ કરતા કાર્યકર્તાઓનું કામ તથા સંપર્ક રેડિયો સાંભળવા કરતાં ક્યાંય વધુ મહત્ત્વનાં છે. તેનું કારણ એ છે કે આ કાર્યક્રમો હમેશાં એટલા રસપ્રદ કે જીવંત નથી હોતા અને વ્યવસ્થા પણ સંતોષજનક નથી હોતી. કાર્યક્રમના પ્રસારણ પછી ગ્રામ કાર્યકર્તાઓએ ખેડૂતોની મુલાકાતો લેવી જોઈએ અને તેમણે રેડિયો પર જે સાંભળ્યું હોય તે સમજાવવું જોઈએ, તેનો અમલ કરાવવો જોઈએ. કાર્યક્રમો અસરકારક થવાનું બીજું કારણ એ છે કે કાર્યક્રમો બધાં ક્ષેત્રોના ખેડૂતોને રસ પડે તેવા હોય છે. તે ખાસ ક્ષેત્રના લોકોની ખાસ જરૂરિયાતોને ધ્યાનમાં રાખીને પ્રસારિત કરવામાં નથી આવતા.

1966માં આકાશવાણીએ ગૃહ અને કૃષિક્ષેત્રે પ્રસારણ શરૂ કર્યું, કૃષિવિષયક વિકાસોન્મુખ પ્રદેશોમાં ખાતર, બિયારણ, જંતુનાશકો જેવા મુદ્દાઓ ઉપર કાર્યક્રમ આપીને વિકાસની શક્યતા વધારી. ખેડૂતોને આવું શિક્ષણ આપવું અનિવાર્ય હતું. પ્રસારણ એકમોએ ગ્રામવિસ્તારના કાર્યક્રમોનું રેકર્ડિંગ, ચર્ચાઓનું રેકર્ડિંગ કરીને ભાવિ કાર્યક્રમોની યોજનાઓ ઘડી.

આ બધી યોજનાઓ સૈદ્ધાંતિક રીતે સારી હતી. પણ કાગળ ઉપર 46 એકમો છે અને આજે હોવા જોઈએ તેને બદલે માત્ર 38 એકમો જ છે. પણ આટલા એકમો માટે પણ યોગ્ય કર્મચારીઓની ખામી વરતાય છે. કૃષિવિષયક કાર્યક્રમો કરનારા પ્રસારકોએ ખેતીવાડી વિષયમાં ડિપ્લોમા કે ડિગ્રી મેળવી હોવી જ જોઈએ. સરકારી ખેતીવાડી ખાતામાંથી આકાશવાણી માટે સીધા જ કર્મચારીઓ લેવાય એ યોજના પણ નિષ્ફળ ગઈ. આ નિષ્ફળતાનું કારણ એ છે કે એ કર્મચારીઓને પ્રમોશન મળતાં તે પોતાની મૂળ ઓફિસમાં પાછા ચાલ્યા જતા અને ફરીથી નવા માણસોને તાલીમ આપવી પડતી. બીજું કારણ એ કે તેઓ પોતાને કૃષિ મંત્રાલયના કર્મચારીઓ માનતા, એટલે હમેશાં કાર્યક્રમોને વધુ મહત્ત્વ આપવાને બદલે પોતાના મંત્રાલયના ઉપરીઓને વધારે મહત્ત્વ આપતા.

કર્મચારીઓની આવી તંગીને કારણે ક્ષેત્રીય કાર્યક્રમો પૂરા કરી શકાયા નથી. વળી હમણાં પેટ્રોલના વધેલા ભાવોને કારણે ગ્રામવિસ્તારમાંથી લાવીને રજૂ કરવું પડતું રેકર્ડિંગ પણ મોંઘું પડવાનું; તેથી માત્ર સ્ટુડિયોમાં તૈયાર કરેલા કાર્યક્રમો જ રજૂ કરવામાં આવશે. અભ્યાસ પરથી જણાયું છે કે કૃષિ અને ગૃહવિષયક કાર્યક્રમો થોડુંક ભણેલા ખેડૂતો માટે ઉપયોગી નીવડે છે, કારણ કે એનાથી તેમના ઉત્પાદનમાં સુધારો થાય છે. એફ.એ.ઓ., યુનેસ્કો,

યુ.એન.ડી.પી.ની મદદથી તૈયાર કરવામાં આવેલા ખેતીવિષયક શિક્ષણ તેમ જ તે જ વિષયનાં ઉપયોગી સાહિત્યના પરિચયના કાર્યક્રમો પણ યોજવામાં આવેલા. ચૂંટેલા 100 જિલ્લાઓના 10,00,000 ખેડૂતો અક્ષરજ્ઞાન મેળવે, તેમ જ 60,00,000 ખેડૂતો કૃષિ વિજ્ઞાનમાં માહિતી મેળવે તેવો તેમનો પ્રયોગ હતો.

જોકે છેલ્લાં કેટલાંક વર્ષોથી ગ્રામવિસ્તારના કાર્યક્રમોનું સ્વરૂપ બદલાઈ ગયું છે. ગ્રામ-નગરવિસ્તારોનો જુદો બે કલાકનો કાર્યક્રમ શરૂ કરવામાં આવ્યો છે. બંને વિસ્તારના શ્રોતાઓને અનુકૂળ એવો મનોરંજક કાર્યક્રમ પણ 20 મિનિટ માટે આપવામાં આવે છે. 30 મિનિટ જાહેર માહિતી, કુટુંબનિયોજન, સમાજકલ્યાણ, બચત યોજના, આરોગ્ય વગેરેના ફાળે જાય છે ને 30 મિનિટ કૃષિવિષયક માહિતી, સમાચાર અને શિક્ષણના ફાળે જાય છે.

સહાયક-કેન્દ્રો ઉપરથી પણ આવા કાર્યક્રમો પ્રસારિત કરવામાં આવે છે. પણ ત્યાં કર્મચારીઓની ઓછપને કારણે અગાઉથી મુખ્ય કેન્દ્ર ઉપરથી જાહેર થયેલા કાર્યક્રમો વધુ આવે છે અને સ્થાનિક કાર્યક્રમોનું પ્રમાણ ઓછું છે.

'ખેતર અને ઘર' શીર્ષક નીચે ચાલતા કાર્યક્રમોમાં ગૃહિણીઓને કેન્દ્રમાં રાખીને કાર્યક્રમ યોજવામાં આવતા હોય એમ લાગે, પણ એના કરતાં ઊલટું જ છે! સ્ત્રીઓ સામૂહિક શ્રવણ રેડિયો સાંભળવા જતી જ ન હોવાથી 30 મિનિટના ખાસ બહેનો માટેના કાર્યક્રમો પણ ભાગ્યે જ સાંભળવામાં આવે છે. ખૂબ જ રસપ્રદ નહીં બને ત્યાં સુધી સ્ત્રીઓ તો આવા કાર્યક્રમો પરત્વે આકર્ષાશે જ નહીં; તદુપરાંત માત્ર તેમની મહત્ત્વની જરૂરિયાતોને લક્ષ્યમાં રાખીને પણ જો કાર્યક્રમો તૈયાર કરવામાં આવ્યા નહીં હોય તોપણ તેમને ખાસ રસ તો નહીં જ પડે.

કૃષિ અને ગૃહ પ્રસારણનો કાર્યક્રમ તો સારો હતો, પરંતુ જ્યાં સુધી એ માટેનાં ટ્રાન્સમિટરો જિલ્લાઓમાં ન આવે ત્યાં સુધી તેનું ધ્યેય પાર ન પડી શકે, તે સાચા અર્થમાં 'સ્થાનિક' ન બની શકે.

જે દેશોમાં વિકાસ માટે મથામણો નથી કરવાની હોતી એ દેશોમાં પણ સ્થાનિક રેડિયો તરફનું વલણ ઉલ્લેખનીય હોય છે. બ્રિટનમાં એ હમણાં શરૂ થયું. અમેરિકામાં તો. ઘણાં વર્ષોથી સ્થાનિક પ્રસારણ વ્યવસ્થા છે જ. પ્રત્યેક નાના શહેરને એનું આગવું પ્રસારણ-કેન્દ્ર છે, જેનું મુખ્ય ધ્યેય ગ્રામજનતાની સેવા કરવાનું છે.

પ્રાન્તીય અને સ્થાનીય પ્રસારણતંત્ર વ્યવસ્થિત કર્યા સિવાય સામૂહિક પ્રસારણનાં સાધનોનું કેન્દ્રીયકરણ કરવું નિરર્થક છે એ સાબિત થઈ ચૂકયું છે. આવાં નાનાં કેન્દ્રો દ્વારા જ રાષ્ટ્ર અને વિશ્વના પરિપ્રેક્ષ્યમાં સ્થાનિક કે પ્રાન્તીય સમસ્યાઓનો સાચો ખ્યાલ આવી શકે.

આપણા દેશમાં દરેક પ્રાન્તની જુદી બોલી છે. મુખ્યત્વે વપરાતી બોલીમાં પ્રસારણ થતું હોય છે, પણ આપણા દેશમાં એટલી બધી બોલીઓ બોલાય છે કે એક બોલીમાં થતું પ્રસારણ એ જ પ્રાન્તના ઘણા લોકોને સમજાતું નથી.

આથી કેન્દ્રીયકરણ થયેલો એક કાર્યક્રમ રાજ્યના બીજા ખૂણે નકામો થઈ જાય! ખેડૂતોને તેમના ખેતરની સમસ્યાઓનું નિવારણ કરે તેવા કાર્યક્રમોમાં રસ હોય છે. એ માટે ખેડૂતોને સ્ટુડિયોમાં લઈ જઈ તેમની મુશ્કેલીઓ, તેમણે કરેલા પ્રયોગો અને તેનાં પરિણામો વિશે બીજાઓને સંભળાવવું જોઈએ. જ્યાં ટ્રાન્સમિટર ઘણું દૂર હોય ત્યાં ખેડૂતોને સ્ટુડિયોમાં લાવી શકવાનું શકય બની શકતું નથી. માત્ર આવાં સ્થાનિક કેન્દ્રો જ જે તે પ્રદેશના પ્રશ્નો, લોકો, જાણીતાં સ્થળો અને વાતાવરણથી પરિચિત હોય તે કારણે પ્રસારણ અસરકારક બની શકે.

આવાં સ્થાનિક કેન્દ્રો ઉપરથી જે તે પ્રદેશની બોલીમાં સમાચાર પણ પ્રગટ કરી શકાય. ઑસ્ટ્રેલિયા, અમેરિકામાં આવાં કેન્દ્રો ઉપરથી સ્થાનિક લોકોની જરૂરિયાત સંતોષાય એવા સમાચાર પ્રસારિત થાય છે જ. આપણે ત્યાં નગર-ગ્રામ-વિસ્તારો માટેના કાર્યક્રમોમાં જે સમાચાર પ્રસારિત થાય છે તે સામગ્રી અને ભાષાસંદર્ભે ગ્રામજનતા માટે નીરસ અને કઠિન પુરવાર થાય છે.

તાલુકા પંચાયત સમિતિ, જિલ્લા વિકાસ યોજના જેવી બાબતોમાં ગ્રામજનતાને રસ હોય, તેમને માટે સંસદ કે લોકસભાની વાતો શા કામની? માત્ર સ્થાનિક કેન્દ્રો જ તેમના રસ સંતોષી શકે. તેમને તો સહકારી કામોના વિકાસમાં, ગ્રામ ઉદ્યોગોમાં, સિંચાઈમાં, ગામડાંના રસ્તાઓના નિર્માણમાં, જમીન અને ખેતીની સમસ્યાઓમાં રસ છે. આ બધું તેમના જીવન સાથે સંકળાયેલું છે. સ્થાનિક કેન્દ્ર જિલ્લાના અધિકારીઓ, પંચાયતો, સમાજસેવકો, શિક્ષકો, વેપારીઓ અને બીજાઓ પાસેથી આ સમાચારો મેળવી શકે અને પૂરમાં ધોવાઈ ગયેલા રસ્તાઓ, ખોરવાઈ ગયેલા બસવ્યવહાર વગેરે વિશે લોકોને સૂચના આપી શકે.

એક સ્થાનિક વર્તમાનપત્રનું જેટલું મૂલ્ય હોય તેટલું આવા સ્થાનિક કેન્દ્રનું મૂલ્ય હોઈ શકે. જોકે આ કેન્દ્ર વધુ સસ્તું પડે. સ્થાનિક વહીવટી તંત્ર ઉપર

એ અસર કરી શકે, સામાજિક પ્રશ્નોમાં સ્થાનિક જનતાના અભિપ્રાય ઘડી શકે. આવાં કેન્દ્રો પોતાને માટે નિયત સમય નક્કી કરી શકે, જે શ્રોતાવર્ગને અનુકૂળ હોય. આકાશવાણી અને જિલ્લાના જુદા જુદા ક્ષેત્રના અધિકારીઓએ સાથે મળીને કામ કરવું જોઈએ. તો જ કોઈ પણ કાર્યક્રમને સફળ બનાવી શકાય અને આ રીતે સાથે મળીને કામ તો જ થઈ શકે જો જિલ્લામાં ટ્રાન્સમિટર હોય.

સ્થાનિક કેન્દ્રો ઉપર પ્રજા પણ ભાગ લઈ શકે. એમને તો જ આ કેન્દ્ર પોતાનું કેન્દ્ર લાગે. સ્થાનિક પંચાયત, મહિલામંડળ, શિક્ષકો, વિદ્યાર્થીઓ દરેકને કેન્દ્રની સાથે મળીને કામ કરવાની હોંશ થાય એવું કરવું જોઈએ. આ લોકોના ઉત્સાહથી કાર્યક્રમો નિષ્ણાતો દ્વારા પ્રસારિત ન થયા હોવા છતાં સફળ નીવડે છે. છેવટે આકાશવાણી જે કરવામાં આટલાં વર્ષોથી નિષ્ફળ નીવડયું છે તે આવાં સ્થાનિક કેન્દ્રો દ્વારા થતાં પ્રસારણથી થઈ શકે.

ચંદા સમિતિએ સમકક્ષ કૃષિક્ષેત્રો માટે આગવાં પ્રસારણકેન્દ્ર ખોલવાની ભલામણ કરી છે. 250 જેટલાં આવાં કેન્દ્રો ખૂલી શકે. પ્રત્યેક કેન્દ્રની સીમા 40થી 65 કિ.મિ. જેટલી હોઈ શકે, જેથી આકાશવાણી કર્મચારીઓ અને ગ્રામજનતા વચ્ચેનો સંપર્ક સરળ બને.

આવા કાર્યક્રમો આખો દિવસ પ્રસારિત કરવા અનિવાર્ય નથી. આરોગ્ય, સુખાકારી, પોષક આહાર જેવા વિષયો પરની સામગ્રી શ્રોતાઓના અનુકૂળ સમયે પ્રસારિત થઈ શકે. સાંજના સમયે વિવિધ ભારતી જેવા અત્યંત લોકપ્રિય કાર્યક્રમોનું પ્રસારણ પણ થઈ શકે.

આવાં સ્થાનિક કેન્દ્રો કેન્દ્રીય આકાશવાણી હેઠળ જ હોવાં જરૂરી નથી, પણ જો હોય તો સ્થાનિક વ્યવસ્થાપકને યોગ્ય લાગે તે રીતે કાર્યક્રમોનું આયોજન કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા આપવી જોઈએ. પણ આવાં કેન્દ્રો ચલાવવામાં સ્થાનિક સાધનો કેટલી મદદ આપી શકે એ શંકાસ્પદ વાત છે. આથી આવાં કેન્દ્રો આકાશવાણીના ભાગરૂપે જ ચાલી શકે. જ્યારે આકાશવાણીના પુનર્નિર્માણ વિશે ચર્ચા કરવામાં આવે ત્યારે આ પ્રશ્ન હાથ ધરવો જોઈએ, પણ જે કોઈ આવાં કેન્દ્રો ચલાવે તેની પાસે પૂરતું આર્થિક ભંડોળ અને યોગ્ય કર્મચારીઓ હોવાં આવશ્યક છે. આ કર્મચારીઓ પ્રસારણના કામથી પૂરેપૂરા વાકેફ હોવા જોઈએ. ગ્રામવિકાસ અને ખેતીવાડી જેવા કાર્યક્રમોની રજૂઆતમાં નિષ્ણાત હોવા જોઈએ.

પણ અપૂરતા પુરસ્કારને પરિણામે આવા કાર્યક્રમોની દશા પણ 'ઘર અને ખેતર' કાર્યક્રમ જેવી ન થઈ જાય, એવું કંઈ કહેવાય નહીં !

આ નાણાભંડોળ કેવી રીતે એકત્ર કરવું? પંચાયત જેવા સ્થાનિક એકમો આમાં ઉઘરાણું કરીને ફાળો એકત્ર કરી શકે. કેન્દ્ર સરકાર પણ આમાં મદદ કરી શકે. રાજ્ય સરકાર પણ કેટલીક સગવડો આપીને મદદ કરી શકે. વર્તમાન ગ્રામવિસ્તારના કાર્યક્રમોમાંથી બચાવેલાં નાણાં આ ખોટ પૂરવા ઉપયોગમાં લઈ શકાય. આવાં કેન્દ્રો સાઇકલ, ટૉર્ચ, રેડિયોસેટ, સાબુ, કાપડ, જંતુનાશકો, પોષક ખોરાક, સાદાં ઔષધો વગેરે જેવી જાહેરાતો પ્રસારિત કરી શકે. 'યુવવાણી થોડી વિદેશ સેવા, દૂરદર્શન કેન્દ્રની સ્થાપના વગેરે કાઢી નાખી ગ્રામજનોને ઉપયોગી કાર્યક્રમો માટે પૈસા બચાવી શકાય. ગામડા માટે પ્રસારણતંત્રના વિકાસ અને સુધારણા માટે જે નાણાભંડોળ વપરાવું જોઈએ તે વિશેનો સરકારી અંદાજ ઓછો અને અપૂર્ણ જ રહ્યો છે.

બાળકો અને સ્ત્રીઓ માટેના કાર્યક્રમોની આકાશવાણીની વર્તમાન અછતને આવા સ્થાનિક કાર્યક્રમો દૂર કરી શકે. અત્યારે મુકાતા પરચૂરણ હળવા કાર્યક્રમોને બદલે આવા ઉપયોગી કાર્યક્રમો પાછળ વધુ સમય આપી શકાય.

અંતમાં, આ પ્રકારના ઉપયોગી કાર્યક્રમો માટે રેડિયો અને ટી.વી.ની ગુણવત્તાનું મૂલ્યાંકન થવું જ જોઈએ ભારતમાં અને ભારતની બહાર પણ એવી લાગણી પ્રવર્તે છે કે ટી.વી. કરતાં વધુ સારી રીતે નહીં તો ટી.વી. જેટલી જ યોગ્યતાથી રેડિયો પણ આ પ્રકારના શૈક્ષણિક આદિ કાર્યક્રમો સારી રીતે રજૂ કરી શકે તેમ છે; અને તે પણ ટી.વી. કરતાં ઓછા ખર્ચે. જો આજ કરતાં પણ રેડિયોસેટ સસ્તા કરવામાં આવે તો આપણા દેશની લગભગ 80% પ્રજા રેડિયો વસાવી શકે તેમ છે. આજે લગભગ 1,50,00,000 જેટલાં રિસિવરો છે જ અને આપણે દર વર્ષે નવાં 20,00,000 ઉત્પાદન કરીએ છીએ. ટી.વી. વધુ સારી કામગીરી આપી શકે એ નિર્વિવાદ છે, પણ આપણા જેવા ગરીબ દેશમાં એનો પ્રચાર-પ્રસાર પોસાય નહીં, આટલા માટે જ જ્યારે ગંભીર વિષયો શિક્ષણ કાર્યક્રમ આદિ માટે પસંદ કરવાના હોય ત્યારે સૌથી પહેલાં તો એ જ વિચારી લેવું જોઈએ કે કયા માધ્યમનો ઉપયોગ અહીં ઉચિત નીવડશે.

આગળના પ્રકરણમાં ટી.વી. ઉપરથી પ્રસારિત થયેલા 'કૃષિદર્શન' કાર્યક્રમ વિશે આપણે વાત કરી. આજે દિલ્હી કેન્દ્ર ઉપરથી અઠવાડિયામાં ત્રણ દિવસ આ કાર્યક્રમ પ્રસારિત કરવામાં આવે છે. ઍટૉમિક ઍનર્જી દ્વારા

અપાયેલા 90 ટી.વી. સેટ પર લોકો આ કાર્યક્રમ જુએ છે. ખેડૂતોને કૃષિવિષયક તાલીમ આપવાનો આ કાર્યક્રમનો મુખ્ય હેતુ છે. દરેક ગામડામાં ટી.વી. સેટની સાથે સાથે 20 સભ્યોની 'ટેલિકલબ' સ્થાપવામાં આવે છે. એવું માનવામાં આવતું હતું કે રેડિયો કરતાં ટી.વી. વધુ પ્રભાવશાળી નીવડશે. અણુસંશોધન મથક અને ખેતીવાડી સંશોધન-કેન્દ્રે કરેલા સંશોધન પરથી આવું નથી જણાતું.

હવે 'સાઇટ' દ્વારા કૃષિદર્શન પ્રસારિત કરવામાં આવે છે.

કૃષિમંત્રાલય તરફથી 'સાઇટ' માટે નીચેના હેતુઓ નિર્ધારિત કરવામાં આવ્યા છે:

1. માહિતી-પ્રસારણ અને પડતર જમીન પરના વાવેતર વિશેના પ્રાયોગિક કાર્યક્રમો, દા.ત. પશુ-સંવર્ધન અને મરઘી-ઉછેર, મુખ્ય પાક ઉત્પાદન માટે ભલામણો, તેનું વેચાણ, વહીવટ વગેરે.
2. જિલ્લાવાર કૃષિવિષયક સાધનોની યોજનાની માહિતી, જેમ કે, બિયારણ, ખાતર, ખેતીવાડીનાં સાધનો, બજારવ્યવસ્થા, ધિરાણ આદિ.
3. જંતુનાશકો વિષયક સંપૂર્ણ માહિતી.
4. હવામાન સમાચાર તેમ જ બજાર ભાવોની સંપૂર્ણ માહિતી.
5. સફળ ખેડૂતોની સત્ય ઘટનાઓ, અને એ પ્રકારના પ્રેરણાદાયક કાર્યક્રમો.

આ કાર્યક્રમની યોજના અને પૂર્વતૈયારી એ કેન્દ્રસ્થિત સમિતિની અને રાજ્ય સરકારની જવાબદારીઓ છે. રાજ્યના કૃષિવિભાગો, એ વિસ્તારના કૃષિ-વિભાગો અને એ વિસ્તારનાં કૃષિ મહાવિદ્યાલયમાંથી એમના પ્રતિનિધિઓની તેમાં નિયુક્તિ કરવામાં આવે છે.

ઉપગ્રહને પોતાની કેટલીક મર્યાદાઓ હોવાથી અને બે કલાકથી વધુ સમય ખેડૂતભાઈઓ ટી.વી. જોવા માટે સામૂહિક રીતે ભેગા મળી શકતા ન હોવાથી, રોજ 2½ કલાકનો કાર્યક્રમ પ્રસારિત કરવામાં આવે છે. પણ ઉપગ્રહને એક 'વીડિયો' ચૅનલ અને બે 'ઓડિયો' ચૅનલ હોવાથી પ્રત્યેક ત્રિભાષી એકમો માટે માત્ર 30 મિનિટનો દૈનિક કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો છે. સાથે સાથે હિન્દીમાં 30 મિનિટનો મનોરંજન કાર્યક્રમ પણ પ્રસારિત થાય છે.

એક જ ચિત્રમાં એક સાથે બે ભાષા આવવાથી ખેડૂતના મન પર તેની શી અસર પડે છે તે 'સાઇટ'થી જણાશે. આ પ્રમાણે ઓડિસાનો ખેડૂત દિવસના રોજ 30 મિનિટ મનોરંજન અને સમાચાર હિન્દીમાં અને 30 મિનિટ પ્રાદેશિક ભાષામાં શિક્ષણાત્મક ટી.વી કાર્યક્રમ જોઈ શકશે. હિન્દી કાર્યક્રમ ખેડૂતોને

વિકાસ, ખેડૂત-ધિરાણ વિકાસ યોજના, કૃષિવિષયક અન્ય કાર્યક્રમો વિશે માહિતી આપે છે. વળી સ્ત્રીઓ માટે પણ બાળઉછેર, ગૃહવ્યવસ્થા જેવા કાર્યક્રમો આપે છે. સમાચાર, બજાર ભાવ અને ખેડૂતોને રસ પડે તેવા અન્ય કાર્યક્રમોનો પણ સમાવેશ કરવામાં આવે છે. પ્રાદેશિક ભાષાના શૈક્ષણિક કાર્યક્રમોમાં ખેતીના પ્રયોગો દર્શાવવામાં આવે છે.

પ્રત્યેક પ્રાંતમાં કૃષિ સલાહકાર મંડળીની સ્થાપના કરવામાં આવશે. પણ 'સાઇટ' તરફથી હજી એ જણાવવામાં નથી આવ્યું કે ખેડૂતો વચ્ચેની ચર્ચાઓ વિશે શી વ્યવસ્થા કરવામાં આવી છે કે જેથી ભાવિ યોજના સ્પષ્ટ બને.

આટલી બધી કાર્યક્રમ વિવિધતાને 30 મિનિટમાં કઈ રીતે પ્રસારિત કરી શકાય એ એક પ્રશ્ન તો છે જ. ખેતીવાડીને રોજ 15 મિનિટ ફાળવવામાં આવી છે. કૃષિ મંત્રાલય દ્વારા આ વાતને બહાલી આપવામાં આવી નહીં, પણ આ ભાષાકીય મુશ્કેલીના સમયમાં આથી વધુ શક્ય તો નથી જ. આખાય 'સાઇટ'ની અસરકારકતા કૃષિદર્શન કાર્યક્રમ પરથી જાણી શકાય છે. કૃષિદર્શનનો કાર્યક્રમ શરૂ કર્યો ત્યારે માત્ર અર્ધા સભ્યો જ કાર્યક્રમ જોવા આવતા હતા અને ધીરે ધીરે તેમાં પણ ઘટાડો થતો ગયો.

સભ્ય નથી તેવા પ્રેક્ષકો પણ જૂજ સંખ્યામાં જ કાર્યક્રમ જોવા જાય છે. કુલ મળીને માત્ર 10થી 20 માણસો જ ભેગા થાય છે. ગામના ખેડૂતોનો ત્રીજો ભાગ પણ કૃષિદર્શન જોતો નથી. એને બદલે ચલચિત્ર અને તેને લગતા કાર્યક્રમો જોવા માટે ટોળાં ઊભરાય છે! કેમ આમ?

સંશોધન દ્વારા જાણવા મળ્યું છે કે કાર્યક્રમો અનુચિત હોય છે. થોડા પ્રેક્ષકો જ માહિતીની ભાષા સમજી શકતા હોય છે. અથવા તો પરિભાષામાં આવતા અંગ્રેજી શબ્દો, મેટ્રિક પદ્ધતિનાં તોલમાપ તો 90% સ્ત્રીઓ નથી સમજી શકતી. ઘણી વાર વળી ટી.વી. સેટ કામ આપતા બંધ થઈ જાય છે, એ જુદું! 1970નો 'ઇસરો'નો અહેવાલ જણાવે છે કે કૃષિદર્શન કાર્યક્રમોનો 13% ભાગ લોકો જોઈ શકતા નથી તેનું કારણ છે વીજળી અથવા એવી બીજી મુશ્કેલીઓ. પરિણામે ખેડૂતો પર તેની શી અસર થઈ તે જાણી શકાયું નહીં. રેડિયો અને ટી.વી.માં કયું વધારે અસરકારક છે તે 'સાઇટ'ના પ્રયોગો પરથી જણાશે, જો એનો સ્વતંત્ર રીતે અને નિષ્પક્ષ રીતે અભ્યાસ કરવામાં આવે તો! અને આકાશવાણી અને 'ઇસરો'ના દબાણ નીચે ન હોય તેવા સ્વતંત્ર એકમ દ્વારા જ 'સાઇટ'નું મૂલ્યાંકન કરવામાં આવે તો સારું.

બે ખાસ મુદ્દા આ ગ્રામવિસ્તારના કાર્યક્રમોનું પૃથક્કરણ અને વિવરણ કર્યા પછી હાથ આવે છે. એક તો, જો રેડિયો અને ટી.વી.નો પ્રચાર-પ્રસાર આખાય દેશને ખૂણેખૂણે નહીં કરવામાં આવે તો આવડા મોટા દેશમાં, ગ્રામ-વિસ્તાર માટેના પ્રસારણની બધી જ યોજના ઝાઝી અસરકારક નહીં નીવડે. અને બીજું, સંશોધન પછી, પૂર્વયોજના અનુસાર, ગ્રામવિસ્તારના નાના નાના લોકસમુદાયના ખાસ પ્રશ્નો અને પરિસ્થિતિઓને ઉપલક્ષ્યમાં રાખીને વિશિષ્ટ અને સંકુલ કાર્યક્રમો નહીં યોજવામાં આવે તો આ કાર્યક્રમો ગ્રામજનતા ઉપર ઠોકી બેસાડવામાં આવ્યા હોય એવા જ રહી જશે અને પ્રસારણ દ્વારા ગ્રામ પુનર્નિર્માણની યોજના આખી એળે જશે.

# ૭. આકાશવાણી અને તેનો શ્રોતાવર્ગ

જનસાધારણને ઉપયોગી એવું કોઈ પણ તંત્ર કે જે સરકારી ઇજારાશાહી નીચે કામ કરતું હોય, જેમ કે આકાશવાણી — એની જવાબદારી માત્ર સરકાર તરફી જ નહીં, પરંતુ તેના ગ્રાહક પ્રત્યેની પણ રહેતી હોય છે. આકાશવાણીની પ્રથમ જવાબદારી તેના શ્રોતાઓ પ્રત્યેની રહે છે, કેમ કે પ્રસારણનો સમગ્ર હેતુ તેઓની વિવિધ જરૂરિયાતોને સંતોષવાનો હોય છે. એવા ઉપાયો શોધવા જોઈએ, જેના કારણે ઇજારાશાહી પ્રસારણ વ્યવસ્થાને શ્રોતાગણ પ્રત્યેની તેની ઉપયોગિતાનો તાગ કાઢવો સરળ પડે.

આપણા જેવા સમાજમાં શ્રોતાગણ તરફની જવાબદારી માત્ર તેઓ માગે છે તે પ્રકારનું મનોરંજન પૂરું પાડવાથી જ પૂર્ણ થતી નથી. પ્રસારણતંત્રની સામાજિક જવાબદારી એ પણ છે કે શ્રોતાસમુદાયનાં સંશોધનનાં પરિણામોનું અર્થઘટન કરવું અને તે પણ જવાબદારીઓના સંદર્ભમાં રહીને શ્રોતાઓને માહિતગાર કરવા અને શિક્ષણ આપવું તથા સારા મનોરંજન માટે તેમની રુચિ કેળવવી. આને કારણે ટીકાત્મક વલણો ઊભાં થાય કે આકાશવાણી પ્રજાના રુચિતંત્રને ઘડનાર આપખુદ તત્ત્વ છે, તેં એનો પ્રત્યુત્તર આપી શકાય કે આકાશવાણી પોતાના શ્રોતાઓની માગણી પૂરી કરવા પૂરતી સેવાઓ આપે છે. અને આ એક સામાજિક જવાબદારી છે જેને આકાશવાણી તેના કાર્યક્રમોમાં પૂર્ણ કરવા પ્રયત્ન કરે છે. સ્ત્રીઓ માટેના, શાળાઓ માટેના, પછાત જાતિ અને અન્ય જૂથો માટેના કાર્યક્રમ અહીં ગણનામાં લઈ શકાય. કુટુંબનિયોજન ઉપરના કે આરોગ્ય સુધારણાના કાર્યક્રમો તથા સુખાકારી અંગેના કાર્યક્રમો કદાચ જનરંજક ન બને, પણ આપણા લોકોને તેની જરૂર છે અને તે મળવા જ જોઈએ.

બંધારણના ઉદ્દેશોને ઉત્તેજન આપવું એ પણ એક સામાજિક જવાબદારી છે, તથા આકાશવાણીએ લોકશાહીના બિનસાંપ્રદાયિકતાના અને સમાનતાના આદર્શોને કાયદા સમક્ષ ટેકો આપવો અનિવાર્ય છે.

વિલ્બર શ્રામ તેમના પુસ્તક 'રિસ્પૉન્સિબિલીટી ઇન માસ કૉમ્યુનિકેશન'માં કહે છે કે આપખુદ સમાજ સિવાય બીજે બધે જનતા ગમે તે પ્રકારની આમ-સંચાર પદ્ધતિ મેળવી શકે છે અને તેની જરૂર પણ હોય છે. પ્રસારક એ જન-સેવક છે અને જનસેવકોને હટાવી શકાય તથા બદલી પણ શકાય છે, સિવાય કે જ્યાં આપખુદ પદ્ધતિના એક અંશરૂપ પ્રસારક હોય છે ત્યાં પ્રસારક અને સરકારને દૂર કરવા માટે ક્રાંતિની જરૂર ઊભી થાય છે. પણ જ્યારે પ્રસારકો વ્યવસ્થિત હોય અને શ્રોતાઓ અવ્યવસ્થિત હોય, ત્યારે શ્રોતાઓ પોતાના વિચારો પ્રસારકોને કેવી રીતે જણાવે? પોતાની જરૂરિયાતોને યોગ્ય એવી સેવા કેવી રીતે લઈ શકે?

જનતાનાં બીજાં કેટલાંક હિતોની જેમ પ્રસારણતંત્રના સંદર્ભમાં પણ સંસદ નાગરિકોનું પ્રતિનિધિત્વ કરવાનો દાવો કરે છે, પણ સંસદની ભૂમિકા આ ક્ષેત્રમાં નિરાશાજનક જણાઈ છે. નિમણૂકોની બાબતોમાં, બઢતી અંગે અને સેવકોની સેવાઓનાં ધારાધોરણો અને આર્થિક મદદની માગણી અંગેની ચર્ચાઓ વખતે થતાં વ્યાખ્યાનો તથા પ્રશ્નોને બાજુએ રાખતા પ્રસારણની પ્રગતિ અંગેના સરકારના દાવાને સંસદે સ્વીકાર્યો છે, જેનો પાયો નવાં ખૂલેલાં મથકો, નવાં પ્રસારણ-કેન્દ્રોની સ્થાપના, નવી વિદેશ સેવાઓની રજૂઆત, સંગીત-સ્પર્ધાઓ અને અન્ય ગણાવી શકાય.

સરકારના દાવાને શાસક પક્ષના સભ્યોએ સહેલાઈથી સ્વીકાર્યો છે જ્યારે જેઓ વિરોધમાં છે તેઓ વારંવાર કહે છે કે પક્ષીય પ્રચારાર્થે આકાશવાણીનો ગેરઉપયોગ થયો છે. જોકે સંસદસભ્યો પ્રસારણના પ્રશ્નોને વધુ ઊંડાણથી જાણવાની અપેક્ષા રાખી શકે નહીં, કેમ કે પરિણામે ક્ષુદ્ર અને નિમ્ન સ્તરની તરફેણ કરતી પ્રસારણનીતિના વાસ્તવિક મુદ્દાઓ અને તેનો વ્યવહાર એક બાજુએ રહી જાય છે.

પ્રેસ દ્વારા આ ક્ષેત્રમાં સારું કાર્ય થાય છે. દરેક અખબારમાં નોંધ દ્વારા અને ઘણાં સામયિકોએ કટાર દ્વારા નિયમિત રીતે રેડિયો અને ટી.વી.ના કાર્યક્રમનું વિવેચન કર્યું છે. જોકે એ બધું ગુણની દૃષ્ટિએ સમકક્ષ નથી, પણ એકંદરે આમ-શ્રોતાવર્ગની, કાર્યક્રમોના આયોજન અંગેના કેટલાક સારા મુદ્દાઓ વિશેની, કાર્યક્રમોના સર્જન અંગેની અને કાર્યક્રમોને રજૂ કરવાની સમજશક્તિને વધુ સારી બનાવવામાં એ મદદકર્તા નીવડે છે. વધુ જાગ્રત પ્રેક્ષકવર્ગ પ્રસારકને તેના કાર્યમાં વધુ સભાન બનાવે છે, પણ પ્રેસનું વિવેચન ઘણે ભાગે અમુક

કાર્યક્રમના ગુણદોષ પર કેન્દ્રિત થતું હોય છે. આપણા સમાજમાં પ્રસારણની ભૂમિકા, આના ઉપર રહેલ સરકારના અંકુશનું સ્વરૂપ, શૈક્ષણિક કાર્યક્રમોનો પ્રભાવ અને ભાવિ વિકાસની રેખાઓ જેવા વિશાળ મુદ્દાઓ પર ભાગ્યે જ વિવેચકો ધ્યાન આપે છે.

જોકે આવું વિવેચન પણ અપેક્ષિત અસર ઉપજાવી શક્યું નથી કેમ કે જેઓ સત્તાસ્થાને છે તેઓ એને મહત્ત્વ નથી આપતા. આલોચકોની જ આલોચના કરવા માંડે છે.

અખબારની વિશિષ્ટ કટારો અને તંત્રીલેખોએ પ્રસારણના કેટલાક વિશાળ મુદ્દાઓ પર ચર્ચાઓના પ્રયત્નો કર્યા. જનતાને એક કે બીજા આવા મહત્ત્વના મુદ્દા પર શિક્ષણ આપવાની ઝુંબેશ કોઈક જ વખત ઉઠાવાઈ છે. અમુક મહિનાઓમાં માત્ર એક જ લેખ દ્વારા જનતા પાસે આવા મુદ્દાઓ રજૂ કરી શકાય નહીં.

સત્તાવાર સલાહકારતંત્રો સરકાર દ્વારા નિમાય છે કે જે સામાન્ય કાર્યક્રમો તથા વિશિષ્ટ પ્રકારના કાર્યક્રમો અંગેનાં સૂચનો આકાશવાણીને આપે છે, જેમ કે સંગીત કેન્દ્રીય સમિતિઓ ઉપરાંત મથક માટે પણ જુદી જુદી સમિતિઓ છે; જે સામાન્ય કાર્યક્રમો માટે છે. તો ગ્રામ, ઔદ્યોગિક અને આદિવાસી સલાહકાર સમિતિઓ વર્ષમાં બેથી ત્રણ વખત મળે છે. આકાશવાણીના કર્મચારીઓનો અનુભવ જ છે કે આનાથી મોટે ભાગે કોઈ ઉપયોગી હેતુ સર કરી શકાતા નથી. જોકે આ સમિતિઓની બિનઅસરકારકતાને માટે તથા આમશ્રોતાઓનું પ્રતિનિધિત્વ કરવામાં પણ તેમની અક્ષમતાને માટે ઘણાં કારણો છે. એમાં મુખ્ય કારણ તેમની ગોઠવણી ગણાવી શકાય.

સત્તાસ્થાને જેઓ છે તેમના જેવી જ વિચારસરણી અહીં નિયુક્ત થયેલાઓની હોવાથી આ તંત્રનું વિવેચન સભાનતા સાથે દૂર રખાય છે. સલાહકારતંત્ર લોકમત અને નિષ્ણાતોનું જ્ઞાન, એ બંનેનું પ્રતિનિધિત્વ કરતું હોવું જોઈએ. જ્યાં પ્રસારણતંત્ર વિશિષ્ટ સમજ આપી શકે તેમ ન હોય તેવા વિસ્તારોમાં આ સમિતિઓએ કેટલાંક સૂચનો કરવાં જોઈએ. જેમ કે, વિજ્ઞાન અંગેનો કોઈ કાર્યક્રમ.

આકાશવાણી માટેની સલાહકાર સમિતિ 1936માં દિલ્હીમાં રચાઈ હતી. એમાં 14 સભ્યો હતા. એમાંના કેટલાક બિનસરકારી જોઈએ તો ડૉ. ઝાકીર હુસેન, શ્રીમતી અરુણા અસફઅલી, લાલા શ્રીરામ, પંડિત હકસર, પ્રો. બી. એન.

ગાંગુલી, શ્રી ગુલામ મોહમ્મદ અને પ્રો. એમ. એસ. સઈદ હતા. હવે પ્રશ્ન એ થાય છે કે આ પ્રકારની સમિતિઓની નિમણૂક કોણ કરે?

પિલકિંગ્ટન સમિતિનો પુરાવો આપીએ તો તેમાં બ્રિટનની ટ્રેડ યુનિયન કોંગ્રેસે સલાહકાર સમિતિઓ અને શાખાઓ બી.બી.સી. તરફી છે તેવો અંગુલિનિર્દેશ કર્યો હતો કેમ કે તેમની નિયુક્તિ બી.બી.સી. દ્વારા જ થઈ હતી. વળી બી.બી.સી. દ્વારા નહીં, પણ રાષ્ટ્રીય પ્રસારણ સલાહ સમિતિની સ્થાપના એક જુદા તંત્ર દ્વારા થવી જોઈએ. પરંતુ ભારતના હિતાર્થે કયું તંત્ર વધુ યોગ્ય સાબિત થશે? કદાચ નૅશનલ કાઉન્સિલ ઑફ માસ કૉમ્યુનિકેશનનું જે સૂચન થયું છે તે આ ભૂમિકામાં બંધબેસતું આવશે.

બીજું એ પણ છે કે આ સલાહકાર સમિતિઓની ભલામણોનો કોઈ પ્રભાવ હોઈ શકે એમ આમવર્ગ માનવા તૈયાર નથી. એને વધુ અસરકારક બનાવવા માટે જાહેરમાં તેના પર ચર્ચા-વિચારણા કરવી જોઈએ.

છેલ્લે જોઈએ તો શ્રોતાવર્ગના પ્રતિનિધિત્વ વગરની આવી સમિતિઓ બિનલોકશાહી અને માત્ર ઉચ્ચ કક્ષાએ જ વજન આપનારી બની રહે છે. ઉદાહરણ તરીકે લઈએ તો સંગીત અંગેની સમિતિમાં સંગીતજ્ઞ, રચયિતા અને સંગીતકાર એ તમામ સભ્યો તરીકે હોવા જોઈએ, પણ શ્રોતાવર્ગના પ્રતિનિધિઓ પણ હોવા જરૂરી છે, જો તેમને ચર્ચાઓને ફળદાયી બનાવવી હોય તો!

ભારતમાં કમનસીબે શ્રોતાવર્ગ વ્યવસ્થિત નથી. જે કેટલીક અલ્પજીવી સંસ્થાઓ બહાર આવી હતી તે પણ આમ શ્રોતાવર્ગના ટેકાની ગેરહાજરીને કારણે મરી પરવારી. કેટલાંક રાષ્ટ્રોમાં પ્રસારણસેવાના કાર્યક્રમની નીતિ પર પ્રભાવ પાડવાનું મહત્ત્વનું કામ આવી શ્રોતાસમિતિઓએ કર્યું છે. બ્રિટનમાં 'વ્યૂઅર્સ ઍન્ડ લિસનર્સ' સંસ્થા છે. કાર્યક્રમની પ્રવૃત્તિના એક કે બીજા ક્ષેત્ર પર 'નૅશનલ કાઉન્સિલ ઑફ વીમેન' અને 'નૅશનલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ ઍડલ્ટ એજ્યુકેશન' ઉપરાંત અન્ય જૂથો પણ દબાણ લાવે છે.

ભારતમાં રાષ્ટ્રીય કક્ષાની શ્રોતાસમિતિનું એક તંત્ર ઊભું કરવાનો સમય પાકી ગયો છે. પ્રસારણસેવાને સુધારવા માટે આવાં જ તંત્રો દ્વારા શ્રોતાઓ સક્રિય ભાગ ભજવી શકે છે. જ્યારે જ્યારે શ્રોતાઓને પોતાની જાતે કંઈ કહેવું હોય ત્યારે સરકારે તેમની માગણીઓને નોંધમાં લેવી જોઈએ. ઉદાહરણ તરીકે જોઈએ તો ફિલ્મ સંગીત પર પ્રતિબંધ મૂકવાની અવિચારી નીતિને જ્યારે શ્રોતાઓ આકાશવાણી પરથી રેડિયો સિલોન તરફ વળ્યા હતા ત્યારે બદલવી

પડી હતી! ધીમે ધીમે આ મુજબ પ્રસારણમાં રસ દાખવવાની વૃત્તિ ટ્રેડ યુનિયન સ્ત્રીઓની સંસ્થાઓ, સમાજ કલ્યાણ તંત્રો, વ્યાવસાયિક સંસ્થાઓ, યુનિવર્સિટી અને બીજાઓમાં હોવી જોઈએ અને આકાશવાણી પર અસર પાડવી જોઈએ, જેથી કાર્યક્રમો વધુ સારા થઈ શકે.

ટૂંકમાં આ બધાને માટે તેમણે શ્રોતાઓ પ્રસારણસેવા માટે કંઈક કરી શકે તેવી શોધ કરી તેનો ઉપયોગ પણ થવો જોઈએ. તેમના વિચારોને, જરૂરિયાતોને માટે યોગ્ય એવું માર્ગદર્શન હોય તો તે નિયમિત રીતે કરાયેલ પ્રેક્ષકો અંગેનું શાસ્ત્રીય સંશોધન. આકાશવાણીના આયોજનમાં અને તેની રચનાઓમાં જે મુશ્કેલી ઊભી થાય છે તે આવા સંશોધનની ખામીનું જ પરિણામ છે.

શ્રોતાઓ તરફથી આવતા પત્રો કેટલીક ઉપયોગી એવી માહિતી પૂરી પાડે છે, પરંતુ યોગ્ય એવું માર્ગદર્શન આપી શકતા નથી. આકાશવાણી દર વર્ષે આવા હજારો પત્રો મેળવે છે, પરંતુ રચનાત્મક વિવેચન કે ઉપયોગી સૂચન પૂરું પાડનાર જૂજ સંખ્યામાં જ હોય છે.

પ્રેક્ષક સંશોધનનું કાર્ય વ્યક્તિઓના મનનો અંદાજ લઈ અને સમગ્ર પદ્ધતિને વહેંચી શકે. આમ આ સંશોધન દ્વારા બે કામગીરી અદા થવી જરૂરી છે. એને લીધે આ ક્ષેત્રમાં શાસ્ત્રીય પદ્ધતિ દાખલ થશે. વળી આ સતત ચાલતી પ્રક્રિયા છે કેમ કે જનતાની ટેવો અને રુચિઓ બદલાતી રહે છે. તેથી કેટલીક માહિતીઓ ટૂંકા સમય માટે તો કેટલીક માહિતીઓ લાંબી અવધિ માટે ઉપયોગી બને છે.

1946માં શ્રોતા સંશોધનનું કાર્ય શરૂ થયું. એ કાર્યથી લોકોની રુચિઓ વિશે કેટલુંક જાણી શકાયું, પણ આ સંશોધનનાં પરિણામો કેટલીક વાર સત્તાધારીઓને માફક નથી આવતાં, એટલે એ કાર્ય બંધ કરી દેવામાં આવ્યું.

1952માં 'ભારતીય શ્રોતાઓને શાની જરૂર છે — શાની ઇચ્છા રાખે છે તેની જાણ પણ ભારતીય સરકારને છે', તેથી આવા કોઈ સંશોધન-કાર્યની જરૂર નથી એમ નક્કી થયું હતું. પરંતુ '60ના દસકાની મધ્યમાં ફરી પાછો એ નિર્ણય બદલાયો.

પ્રેક્ષકો અંગે થતા સંશોધનની પદ્ધતિઓ ઘણી જાણીતી હોવાથી અહીં તેની વિસ્તારથી છણાવટ કરવી જરૂરી નથી. જોકે કમનસીબે આ સંશોધન એકમમાં યોગ્ય કર્મચારીઓ નથી. પૂરતા પ્રમાણમાં નાણાં પણ નથી. આને માટે 'ઇન્ડિયન કાઉન્સિલ ફૉર સોશિયલ સાયન્સ રિસર્ચ', 'ઇન્ડિયન ઇન્સ્ટિટ્યૂટ ઑફ

પબ્લિક ઓપીનિયન', 'ધ ટાટા ઇન્સ્ટિટયૂટ ઑફ સોશિયલ સાયન્સિસ' અને કેટલીક યુનિવર્સિટીના અમુક વિભાગો આવાં સંશોધનોનું કાર્ય ઉપાડે છે.

કાર્યદક્ષ પ્રેક્ષકો અને તેમનાં હિતો તેમની વર્તણૂક તથા તેમના વિચારો જાણવા માટે આ રીતે તેમનામાં વિશ્વાસ ઊભો કરે છે. જેમ કે આદિવાસી લોકો જે રેડિયોથી વાકેફગાર નથી, તેમના પર રેડિયોના કાર્યક્રમોની શી અસર પડે છે, તે જાણવા માટે સંશોધન કરવું જોઈએ. તે ઉપરાંત બીજા ઘણા સવાલો પર આકાશવાણીએ સંશોધન કરવું જોઈએ. દા.ત. સંચારવ્યવહારની વિકાસ પર અસર, અગાઉના ગ્રામ કાર્યક્રમો કરતાં કૃષિ અને ગૃહ પ્રસાર વધુ લોકપ્રિય છે? સ્કૂલ માટેના કાર્યક્રમો સાંભળે છે? સાંભળે છે તો કયા વિસ્તારોમાં? શિક્ષકોને એ વિશે શું લાગે છે? બાળકોને એમાંથી કેટલી માહિતી મળે છે?

માહિતીના એક પ્રભાવશાળી સાધન તરીકે રેડિયો કુટુંબનિયોજનના ક્ષેત્રે સફળ નીવડયો છે. જોકે કેટલાકે એનું મહત્ત્વ ઓછું આંકયું છે. જયાં આવી વિરોધાભાસી છાપ ઊભી થઈ હોય ત્યાં હેતુ સરી શકે તેવા કાર્યક્રમનું આયોજન શી રીતે થઈ શકે? સંશોધન વિના કેવી રીતે જાણી શકાય કે કયા કાર્યક્રમો ચાલુ રાખવા અને કયા બંધ કરી દેવા?

શ્રોતાઓને આકાશવાણીના નિર્માતાઓના કાર્યક્રમ ગમે છે કે નહીં તે પણ સંશોધન વિના જાણી ન શકાય. શ્રોતાઓને બહારના કે આકાશવાણીના કલાકારોનું કામ સંતોષજનક ન લાગે તો તેમને કાર્યક્રમોમાં ભાગ લેવા માટે ન બોલાવવા જોઈએ. આકાશવાણીના સ્થાપકો, કર્મચારી અને કલાકારો શ્રોતાઓ કરતાં સત્તાસ્થાને બેઠેલાઓની નાખુશીનો વિચાર વધુ કરતા હોવાથી એક અગ્ર-સ્થાને બેઠેલ પ્રાધ્યાપકે ચંદા કમિટીને કહ્યું હતું કે જો આ મુજબનું જ વલણ રહેશે તો આકાશવાણીમાં કોઈ સુધારો આવી શકશે નહીં.

વળી સાહિત્યિક અને સાંસ્કૃતિક વિષયમાં રસ ધરાવનાર ઘણા ઓછા શ્રોતાઓ હોવા છતાં આકાશવાણી તેના પર તદ્દન છેદ મૂકી શકે તેટલું સ્વાતંત્ર્ય એની પાસે નથી. જોકે આવા કાર્યક્રમો વધુ જનરંજક બનાવી શકાય. અલબત્ત, હાલમાં આકાશવાણીમાં સેવા આપનાર કર્મચારીઓ પાસે જ પ્રેક્ષક સંશોધનના અહેવાલો હોતા નથી!

આ સંશોધન દ્વારા વિવિધ પ્રદેશના જુદી જુદી વય ધરાવનાર, વિવિધ રુચિ રાખનાર શ્રોતાવર્ગની જાણ આકાશવાણી રાખી શકે તેમ છે. જોકે તેના પરથી જ માત્ર નિરાકરણ લાવી શકાય નહીં, કેમ કે શ્રોતાઓની વિશાળ અર્થમાં જો પસંદગી જોઈએ તો મુખ્યત્વે ફિલ્મસંગીત, નાટક, સમાચાર, ભક્તિસંગીત,

પ્રણાલિગત સંગીત, રમતગમતના સમાચાર, રમતગમતનો આંખે દેખ્યો અહેવાલ; શાસ્ત્રીય સંગીત; તાજેતરના વિષયો પર ચર્ચા, વાર્તાલાપ તથા અન્યનો સમાવેશ થાય છે. ફિલ્મસંગીત 60–70% શ્રોતાઓ સાંભળે છે, 40–50% સમાચાર સાંભળે છે, વાર્તાલાપ અને ચર્ચાઓ 4–5% સાંભળે છે અને સાહિત્ય તથા શિક્ષણ પરના વાર્તાલાપ 1%થી પણ ઓછા લોકો સાંભળે છે.

આકાશવાણીના પ્રેક્ષકગણ અંગેનું સંશોધન સામાન્ય રીતે જાહેર કરવામાં આવતું નથી તેથી પ્રશ્ન એ ઊભો થાય છે કે આવાં સંશોધનો આકાશવાણી દ્વારા જ થવાં જોઈએ કે નહીં? સંશોધનનાં પરિણામો પર જનતાને વિશ્વાસ હશે કે નહીં, એનો જવાબ આકાશવાણીની ભવિષ્યની વ્યવસ્થા પર આધાર રાખે છે. આકાશવાણીએ શ્રોતાઓના વિચાર જાણવા જોઈએ અને આકાશવાણીના કાર્યક્રમોની જાણ પણ તેમને કરવી જોઈએ.

મોટા ભાગનાં પ્રસારણતંત્રો કાર્યક્રમ અંગેનાં વિશિષ્ટ મુખપત્રો પ્રગટ કરે છે, કે જેમાં અગાઉથી જ કાર્યક્રમોની યાદી છાપીને શ્રોતાઓ માટે તેમની પસંદગીનું કાર્ય વધુ સરળ બનાવે છે. આવાં મુખપત્રો આકાશવાણીની પ્રવૃત્તિઓનું વિવેચન, ખાસ નોંધ, શ્રોતાઓની પ્રશ્નોત્તરી વગેરેનો સમાવેશ પણ કરે છે.

આકાશવાણીએ 'ધ ઇન્ડિયન લિસનર' નામે અંગ્રેજીભાષી મુખપત્ર સાથે શરૂઆત કરી હતી. જોકે પાછળથી આ મુખપત્ર ઉર્દૂ, હિન્દી, બંગાળી અને તામિલ ભાષામાં પણ બહાર પડયું. 1938–39માં રેડિયોના પરવાના ધરાવનારાઓમાંથી 47% લોકો આ મુખપત્ર ખરીદતા હતા. જ્યારે આજે 0.6% જેટલા જ લોકો આ મુખપત્રો ખરીદે છે. કેટલાંક નવાં મુખપત્રો ઉમેરાયાં છે, તો વળી કેટલાંકનાં નામો બદલાયાં છે, પરંતુ દુ:ખદ હકીકત એ છે કે તેમની માગણીનું પ્રમાણ ઘણું જ ઓછું છે. તથા તેઓ આર્થિક ખોટ સાથે ચાલે છે. કેમ કે શ્રોતાઓને ઉપયોગી તથા આકર્ષિત કરે તેવાં મુખપત્રો બનાવી શકાયાં નથી. રોજબરોજનાં અખબારો જે આપે છે તેનાથી વિશેષ 'નભોવાણી' મુખપત્ર કંઈ જ આપતું નથી. તો શ્રોતાઓ તેને ખરીદીને શું કરે? કાર્યક્રમ અંગેનાં મુખપત્રો માટે રચનાત્મક અને કલ્પનાશીલ કર્મચારીની જરૂર છે, પૂરતા પ્રમાણમાં સાધનો હોવાં જરૂરી છે, જેના દ્વારા વધુમાં વધુ અસર ઉપજાવી શકાય અને ખોટા વ્યયને પણ રોકી શકાય તેવી વ્યાવસાયિક પદ્ધતિઓ પણ આવશ્યક છે. 'ધ પબ્લિક એકાઉન્ટ્સ કમિટી' કે જે સંસદનો એક ભાગ છે, એણે કેટલાક સમયથી આકાશવાણી દ્વારા થયેલ વ્યય પર ટિપ્પણ કરી છે, પરંતુ આમાં કોઈ જ સુધારણા થઈ નથી.

# 10. આકાશવાણીનું ભાવિ

આકાશવાણીને ઘેરી રહેલી કેટલીક મુશ્કેલીઓની ચર્ચા અગાઉનાં પ્રકરણોમાં કરી છે. આમાંની કેટલીક મુશ્કેલીઓ ભારતની ગરીબાઈ અને આર્થિક પછાતપણાને કારણે છે. આકાશવાણીના માળખામાં ને કાર્યપદ્ધતિમાં ગમે એવા ફેરફાર થાય તોયે સંપન્ન દેશોને પ્રાપ્ત થતાં પ્રસારણ માટેનાં આર્થિક અને ટેકનિકલ સાધનોની બરોબરી તે કદી કરી શકશે નહીં. પ્રસારણ માટે જે વિશાળ ક્ષેત્રફળ આવરી લેવાનું છે તે સમસ્યા, ભાષાઓ અને બોલીઓની વિવિધતા, સાંસ્કૃતિક વૈવિધ્ય, શિક્ષિત અને આધુનિક શહેરી જનો અને અભણ રૂઢિચુસ્ત ગ્રામજનો વચ્ચેનું મોટું અંતર — આ બધું કેટલીક પેઢીઓ સુધી આપણે ત્યાં રહેશે અને કોઈ પણ પ્રસારણતંત્ર હરેક શ્રોતાને, બધી કક્ષાના શ્રોતાઓને સંતોષવાનો દાવો કરી શકે નહીં. પરંતુ સાથોસાથ આગલાં પાનાં પરથી એ વાતેય સ્પષ્ટ છે કે આકાશવાણીને કેટલીક સમસ્યાઓ આફતરૂપ બની છે કેમ કે તે એક સરકારી તંત્ર છે. આકાશવાણીના દરજ્જામાં અને તેના સરકાર સાથેના સંબંધમાં ક્રાંતિકારી ફેરફાર નહીં આવે ત્યાં સુધી આકાશવાણીની સમસ્યાઓ રોજબરોજ વધવાની.

આ અંગે પુષ્કળ લખાયું છે. વળી આકાશવાણીને સરકારી અંકુશમાંથી મુક્ત કરવાની જરૂરિયાતનો સંસદ કે વર્તમાનપત્રોમાં ઉલ્લેખ ન થયો હોય એવું એકાદ અઠવાડિયું ભાગ્યે જ જતું હશે. પ્રસારણ અને માહિતીનાં માધ્યમો અંગેની સમિતિના અહેવાલમાં આ વિષયની ઘણી વિગતે છણાવટ કરી છે. પ્રસારણનો મંદ વિકાસ થયો હોવાને કારણે કે પછી ગ્રામવિસ્તારોમાં પૂરતું આર્થિક રોકાણ નહીં કરી શકવાથી રેડિયો સાંભળનારાની સંખ્યા ઓછી છે એટલે, રેડિયો અને ટી.વી.ના હેતુઓ અંગે ગૂંચવાડા હોવાને કારણે થતા અસમતોલ વિકાસ કે પછી જેને લીધે આકાશવાણી સરકારનું ઘણીયે વાર વાજિંત્ર બની જાય છે એવા પક્ષપાતપૂર્ણ સમાચારોની પસંદગી; અથવા તો શ્રોતાઓ અંગેના સંશોધનનું તંત્ર યોગ્ય રીતે ગોઠવાયેલું નથી એટલે શ્રોતાઓ ન સાંભળતા હોય એવા ચાલુ

રહેલા કાર્યક્રમો અથવા તો પ્રસારણના ક્ષેત્રમાં નિષ્ણાત ન હોય એવા લોકોના હાથમાં નિર્ણય હોવાથી આકાશવાણીને ભિક્ષામાં અપાતા મર્યાદિત ભંડોળને ખરચી નાખવામાં અપાતી વિચિત્ર અગ્રિમતા; અથવા તો બધા પ્રસારણ કાર્યક્રમોની ત્રુટીઓ માટે જવાબદાર એવી જૂની અને જડ નિમણૂક નીતિઓ તથા એવી બીજી મુશ્કેલીઓ અને પ્રશ્નો વિશે એ અહેવાલનાં પાનાંમાં જણાવવામાં આવ્યું છે. બીજાં બધાં સરકારી ખાતાંની જેમ આકાશવાણી સરકાર સાથે સંકળાયેલું તંત્ર છે એ આ બધી ત્રુટિઓનું કારણ છે એમાં શંકા નથી. એક સરકારી ખાતા તરીકે આકાશવાણીનો પ્રારંભ થયો હતો અને ભારતમાં અનેક પરિવર્તનો થયાં, તેમ જ પ્રસારણની દુનિયામાં પણ અનેક પરિવર્તનો થયાં, છતાં આકાશવાણી તો હજુય પોતાનું પેલું જૂનું માળખું જાળવી રહ્યું છે! આથી, આકાશવાણી એ ડાયરેક્ટર જનરલથી માંડીને નાના કર્મચારી સુધીનું ચુસ્ત ચડતાઊતરતા હોદ્દાના ક્રમવાળું તંત્ર બની ગયું છે. આકાશવાણીના કાર્યકરોને ચડતાઊતરતા દરજ્જાના બીજા સરકારી નોકરિયાતો જેમ જ જોવામાં આવે છે. તેમને ગુણવત્તાવાળા વ્યવસાયી પ્રસારકો તરીકે જોવામાં આવતા નથી.

રેડિયો પ્રસારણને તેના કાર્યક્રમો પર કોઈ પણ પ્રકારની ગંભીર અસર નહીં પાડતા સામાન્ય સચિવાલયને હવાલે કરી શકાય નહીં, સોંપી શકાય નહીં. સરકારી ઢબે નિયમિત રાખવાનું, હિસાબોની ગણતરી રાખવાનું, ને આકાશવાણીના મુખ્યાધિકારીઓને તેમની રીતે વધારે સારો ને કાર્યદક્ષ વહીવટ કરવાની સુવિધા નહીં આપનારું સરકારી તંત્ર હોય છે. આકાશવાણીનું નિયમન કરનારા પ્રસારણવિદ્યા અને કલાથી અજાણ બિનઅનુભવી, એવા માહિતી ને પ્રસારણખાતાના તથા નાણાંખાતાના અધિકારીઓ હોય છે. આકાશવાણીના નિર્દેશકને માહિતી ને પ્રસારણખાતાના સચિવથી નીચેની પાયરીએ કાર્યવાહક અધિકારી તરીકે વર્તવાનું હોય છે. કાર્યક્રમો, સમાચારો, નિમણૂક કરવા માટેની નીતિ નક્કી કરવામાં તથા અંદાજપત્રના ખર્ચની વહેંચણી ને વ્યાવસાયિક જરૂરિયાતો અંગે તથા અન્ય વ્યાવસાયિક નિર્ણયો લેવાનું નિર્દેશક કરી શકતો નથી. કરુણતા તો એ છે કે છેક આકાશવાણીના પ્રારંભથી જ એવું ધારી લેવામાં આવ્યું છે કે પ્રસારણવિદ્યા ને કલા વિશે કોઈએ કશું ઊંડું અધ્યયન કરવાની જરૂર નથી; અને એથી જ તો, કાર્યક્રમોના આયોજન અને તેના અમલ અંગે પ્રત્યેક પ્રધાન, સચિવ તથા માહિતી ને પ્રસારણ ખાતાના અન્ય અધિકારીઓ આકાશવાણીના કોઈ પણ કાર્યકર જેટલું જ જાણતા હોય છે! નીતિવિષયક સામાન્ય સૂચનો મોકલીને જ

પ્રધાનમંડળ સંતુષ્ટ થતું નથી. એક પ્રધાને તો જાતે જ ક્રિકેટની કૉમેન્ટરીના વૃત્તાંત-નિવેદકો, રાષ્ટ્રીય સંગીત કાર્યક્રમ માટેના કલાકારો, પટેલ સ્મારક વ્યાખ્યાનો અંગેના વક્તાઓ વગેરેને પસંદ કર્યા હતા! આવી રીતે આંતરિક હસ્તક્ષેપ કરવાનાં પ્રમાણ અને વિસ્તાર પ્રધાને પ્રધાને બદલાતાં હશે, પરંતુ પ્રસારણ જેવી ટેકનિકલ અને સર્જનાત્મક પ્રવૃત્તિમાં દખલગીરી કરવાનો પ્રધાનોનો અધિકાર જાણે અબાધિત હોય છે. તો પછી આકાશવાણીની કામગીરી માટે જવાબદાર કોણ? જે વ્યવસાયમાં પડેલા છે ને ખરેખર આકાશવાણીનું તંત્ર ચલાવે છે એ તંત્રના મુખ્ય દોષોને નિવારી શકવાની પોતાની અશક્તિ દાખવે છે, જ્યારે પ્રધાનો, સરકારી અમલદારો આકાશવાણીનું કાર્ય અને કાર્યક્ષમતા વિશેની પોતાની જવાબદારી સ્વીકારતા નથી.

કદાચ આકાશવાણીના કાર્યકરોના અસંતોષ અને નિરુત્સાહ આકાશવાણીનાં વર્તમાન કંગાળ કાર્યક્રમોનું એક મોટું કારણ હોઈ શકે. નિમણૂક કરવા માટેની અત્યારની સમગ્ર પ્રથા જ પ્રસારણની જરૂરિયાતોને લક્ષમાં લેતાં સાવ નકામી છે. પ્રસારણની જરૂરિયાતોની દૃષ્ટિએ જોઈએ તો હાલની નિમણૂક કરવા માટેની જે પ્રથા છે તે સાવ રેઢિયાળ છે. આ મુદ્દો લાંબી ચર્ચા માગી લે એવો છે. પરંતુ અહીં કેટલાક મુદ્દાઓ પૂરતા થશે.

પહેલું તો નિમણૂકની પદ્ધતિ અને આપવામાં આવતું વેતન સરકારી ખાતાંઓની બરાબર હોવાં જોઈએ, એટલે કે મરાઠીમાં નાટકોનું આયોજન કરતા અને રજૂ કરતા કાર્યક્રમ અધિકારીની નિમણૂક કસ્ટમ ખાતાના કે તાર-ટપાલ ખાતાના અધિકારીની સમકક્ષ હોવી જોઈએ. આકાશવાણી એ ઘટનાથી સુપરિચિત છે કે સ્ટાફ નિમણૂકની વર્તમાન પ્રથા તેમની જરૂરિયાત પ્રમાણેનો સ્ટાફ મેળવવામાં નિષ્ફળ ગઈ છે, પરંતુ સરકારી તંત્ર એની સ્ટાફ પસંદ કરવાની ઘરેડમાંથી બહાર નીકળી શકતું નથી.

બીજું, સરકારી ખાતાંઓમાં કામ કરતા સર્જનાત્મક વિચારો અને આયોજનવાળા યુવાન કાર્યકરોને આગળ વધવા માટે પ્રોત્સાહન આપવામાં આવતું હોતું નથી. તેમને વિકાસ માટેની તકો પૂરી પાડવામાં આવતી નથી. તે તો જેઓ સાવધ, આજ્ઞાંકિત અને રૂઢિને પાળનારા હોય તેમને ઉત્તેજન આપતા હોય છે. બીજી બાજુએ અયોગ્ય માલૂમ પડેલા નોકરિયાતો નોકરીમાં ચાલુ રહે છે કેમ કે તેમને નોકરીમાંથી દૂર કરવાની વિધિ-પ્રવિધિઓ ભારેખમ ને જટિલ હોય છે. સર્જનાત્મક કામ કરવાની મહેચ્છા લઈને એ લોકો નોકરીમાં આવે

છે, પણ થોડી વારમાં નાની નોકરશાહીમાં ગોઠવાઈ જાય છે ને પછી તેઓ પોતે પણ વખત જતાં સત્તાલોલુપ મોટા અમલદાર બનવામાં રાચવા લાગે છે.

પ્રસારણતંત્રમાં આવશ્યક એવી સર્જનાત્મકતા અને કલ્પનાને ઉત્તેજન આપવા માટે સરકારની પ્રમોશનની જડ વિધિઓ નાકામિયાબ પુરવાર થતી હોય છે. કેટલીક વાર સિનિયૉરિટીના જડ નિયમોને કારણે લાયક વ્યક્તિનેય બઢતી મળતી નથી. તો કેટલીક વાર એવી રીતની બઢતી અપાતી જોવામાં આવે છે કે જેથી બઢતી પામનાર વ્યક્તિ જે કામમાં અત્યંત નિપુણ હોય તે કામમાંથી જ તેને પાછી ખેંચી લેવામાં આવી હોય !

કોઈ વ્યક્તિને તેના વિશિષ્ટ ક્ષેત્રમાં કામ કરવા દેવાનું અને તેને વધારે ઊંચું વેતન અને ઊંચો દરજ્જો આપવાનું, નોકરશાહી માળખાવાળા સરકારી-તંત્રમાં શક્ય હોતું નથી. સંગીતના રસપ્રદ કાર્યક્રમો રજૂ કરનાર કાર્યક્રમ-અધિકારી બઢતી મળતાં સહાયક કેન્દ્ર નિયામક બને છે. અહીં તેને હિસાબ-કિતાબનાં પત્રકો, સ્ટેશનરીની ખરીદી અને કારકુની સ્ટાફના નોકરિયાતોના કામનું નિરીક્ષણ કરવાનું હોય છે. આમ થતાં, આકાશવાણી દુર્લભ એવો સંગીત નિર્માતા ખોઈને વહીવટી કામ માટે અપાત્ર તથા બિનકેળવાયેલ એવો મદદ-નીશ કેન્દ્ર નિયામક મેળવે છે! આ રીતે એના સ્ટાફમાં અયોગ્ય લોકોનો વધારો થાય છે અને એકમાંથી બીજામાં બદલાતા કર્મચારીઓનો અસંતોષ વધે છે. કેટલીક વાર ટેકનિકલ ક્ષેત્રમાં કામ કરનારાને અપાતી બઢતીઓ પણ આવું જ ઉદાહરણ પૂરું પાડે છે. નિષ્ણાત એન્જિનિયર, કોઈ ટેકનિકલ ક્ષેત્રના તજ્જ્ઞ કે ઇલેક્ટ્રોનિક એન્જિનિયરને બઢતી આપીને રોજબરોજની સામાન્ય વહીવટી કામગીરી સોંપવામાં આવતી હોય છે.

ત્રીજું, જેઓ કામમાં કુશળ ન હોય અને જેમને હાંકી કાઢવાનુંય શક્ય ન હોય એવા કેટલાક અણઘડ લોકો આકાશવાણીમાં પેસી ગયા છે. તેમનું કામ બીજાઓને કરવું પડતું હોય છે અને આથી જરૂરિયાત કરતાં વધારાનો સ્ટાફ નિભાવવો પડતો હોય છે. આ બાબતો અંગેના આંકડાઓ આકાશવાણી પાસેથી મેળવવા મુશ્કેલ છે, પરંતુ તાજેતરમાં બહાર પાડેલા એક અહેવાલમાં દર્શાવવામાં આવ્યું છે કે ઈ. સ. 1947માં દિલ્હી કેન્દ્ર એક દિવસના સાડા અગિયાર કલાક પ્રસારણ કરતું હતું. અને કલાકારો સહિત તેની સ્ટાફ સંખ્યા 109 હતી; 1964માં તેનો પ્રસારણ સમય પંદર કલાકનો થયો ત્યારે તેની સ્ટાફ સંખ્યા 223 થઈ અને હાલમાં દિવસના 23 કલાકનો તેનો પ્રસારણ સમય છે, ત્યારે

સ્ટાફ સંખ્યા 540 છે. ચંદા સમિતિએ પોતાના અહેવાલમાં બતાવ્યું હતું કે 1939થી 1964 સુધીમાં આકાશવાણીના મુંબઈ કેન્દ્રના કાર્યક્રમોની ગુણવત્તામાં 71%નો વધારો થયો હતો, પણ સ્ટાફ આર્ટિસ્ટ સહિતના તેના સ્ટાફમાં 418નો વધારો થયો હતો.

જાહેર નાણાંનો દુર્વ્યય થવા ઉપરાંત સ્ટાફમાં આટલી વધારે પડતી ભરતી સ્ટાફના ઉત્સાહને ઘટાડે છે, કેમ કે મોટા ભાગના કર્મચારીઓને નહીં જેવું કામ કરવાનું હોય છે. સપ્તાહમાં ઘણા કાર્યક્રમો ચલાવતો એક દક્ષ કાર્યક્રમ અધિકારી જ્યાં પૂરતો હતો ત્યાં હવે છ યુવાન અધિકારીઓ કામ કરે છે અને કામનું ભારણ હોવાની ફરિયાદ કરે છે! વહીવટી ટેકનિકલ અને પ્રૉડક્શન સ્ટાફ તથા પ્રસારિત થતા કાર્યક્રમોની સંખ્યા વચ્ચે કશોક સંબંધ હોવો જોઈએ. સ્ટાફમાં થતી વૃદ્ધિ કાર્યક્રમોની ગુણવત્તા વધારે છે કે કેમ એ જાણવા માટેની કોઈ પદ્ધતિ આકાશવાણીના મુખ્ય નિયામક પાસે હોતી નથી.

ચોથું, આકાશવાણીના સ્ટાફ-કર્મચારીઓનું પ્રમાણ ખૂબ જ અસમતોલ છે. જાન્યુઆરી 1966માં આકાશવાણીની આશરે 9000 જગાઓ(જેમાં સ્ટાફ આર્ટિસ્ટોનોય સમાવેશ થઈ જાય છે)માંથી કાર્યક્રમોના આયોજન અને નિર્માણ માટેની તો ફક્ત 995 જગાઓ હતી; 2,793 જગાઓ એન્જિનિયરોની હતી; 339 જગાઓ વિવિધ કેન્દ્રો માટેના સમાચાર સંપાદકોની કામગીરીને લગતી હતી; 2,462 જગાઓ કારકુનોની હતી અને 2,314 જગાઓ શ્રમજીવીઓ માટેની હતી. 1973માં સ્ટાફની કુલ સંખ્યા વધીને આશરે 15,900ની થઈ. વધારામાં કાર્યક્રમો ઘડનારાઓ, નિર્માણ કરનારાઓ, એન્જિનિયરો, કારકુની કામ કરનારાઓ અને શારીરિક કામ કરનારાઓનું પેલું જૂનું અસમતોલન એવું જ રહ્યું હતું. બ્રિટનમાં લગભગ અરધોઅરધ સ્ટાફ કાર્યક્રમો તૈયાર કરવા અને રજૂ કરવા માટેનો તથા ટેકનિકલ માણસોનો હોય છે અને બાકીનો સ્ટાફ વહીવટી તેમ જ બીજાં બધાં કામ માટે રાખવામાં આવતો હોય છે.

પાંચમું, સ્ટાફ આર્ટિસ્ટોને કાર્યક્રમ અધિકારીઓનું કામ સોંપવામાં આવે છે, તેથી સ્ટાફમાં બિનજરૂરી વધારો તો થાય જ છે. ઉપરાંત આથી કુસંપ અને ખોટી હરીફાઈનું વાતાવરણ ઊભું થાય છે ને પરિણામે પ્રસારિત થતા કાર્યક્રમોની ગુણવત્તા પર તેની અસર થાય છે. દરેક પ્રસારણતંત્ર સંગીત-નિયોજકો, સંગીતકારો, અભિનેતાઓ, લેખકો ને અનુવાદકોને ટૂંકા સમયગાળાના કરાર પર રોકતું હોય છે. એક વર્ષના કરાર પર આકાશવાણી આવા કાર્યકરોને

રાખતું હતું અને બંને પક્ષની ઇચ્છાથી એ કરારને ફરી તાજો કરી શકાતો હતો. સ્ટાફ આર્ટિસ્ટોને વધારે સલામતીની ભાવના થાય એ માટે આવો ગાળો ત્રણ વર્ષ સુધીનો રાખવામાં આવ્યો હતો. પેલા ટૂંકી મુદતના કરાર પર માણસો રોકવાનો હેતુ એ હતો કે સંગીતકારો, અભિનેતાઓ, લેખકો વગેરેની સર્જનાત્મક શક્તિઓને ઉત્તેજી શકાય ને જે લોકો અસરકારક રીતે કામ કરવામાં નિષ્ફળ જાય તેમની જગાએ તંત્ર બીજા લોકોની નિમણૂક કરી શકે. પરંતુ સ્ટાફ આર્ટિસ્ટોએ પોતાની વધારે સલામતી માટે સરકાર પર દબાણ કર્યા કર્યું અને એથી સરકાર લાંબા ગાળાના કરાર માટે સંમત થઈ. હવે આ લાંબા ગાળાના કરાર વ્યક્તિને 60 વર્ષની ઉંમર સુધી કામ કરવાની બાંયધરી આપે છે. જે દેશમાં પારાવાર બેકારી હોય ત્યાં પોતાની નોકરીની સલામતી માટેની સ્ટાફ આર્ટિસ્ટોની લાગણી સમજી શકાય તેવી છે, પરંતુ આકાશવાણીને પોતાના કાર્યક્રમોની ગુણવત્તા સુધારવા માટે જે નવલોહિયાની જરૂર હોય છે, એ જરૂરિયાત સાથે આનો સંઘર્ષ ઊભો થાય છે. વળી કેટલાક સ્ટાફ આર્ટિસ્ટો 60 વર્ષની ઉંમર સુધી પોતાના કામમાં સલામતી મેળવી લે છે અને પછી સક્રિય કામ કરતા અટકી જતા હોય છે અને તેમને વધારાના બીજા મદદનીશો — સ્ટાફ આર્ટિસ્ટો પૂરા પાડવા પડે છે.

કોઈ પણ પ્રકારની સરકારી વિધિ કે સંઘ લોકસેવા આયોગ જેવી કોઈ પણ નિમણૂકપદ્ધતિ વિના જ આકાશવાણી આ કાર્યકરોની નિમણૂક કરે છે. અને તોયે તેમને મહિને બે હજાર રૂપિયા સુધીનું વેતન મળતું હોય છે. પ્રસારણ અને માહિતી ખાતું તથા આકાશવાણીના મુખ્ય નિયામક આવી નિમણૂકોમાં વધારો કર્યે જવાનું મુનાસિબ માનતા લાગે છે. 1973માં આવી સ્ટાફ સંખ્યા ત્રણ હજારથી વધારે હતી. સરકારી કાયમી નોકરો કર્યા કરતા હોય છે એવું એક જ પ્રકારનું કામ આવા કેટલાક સ્ટાફ આર્ટિસ્ટોને સોંપવામાં આવ્યું છે. આવા કામનું ઉદાહરણ છે કાર્યક્રમોનું નિર્માણ.

કાર્યક્રમોની નિર્માણ યોજના માટેનું કેડર 1953માં ઊભું કરવામાં આવ્યું હતું. તેની પાછળનું દૃષ્ટિબિંદુ એ હતું કે ત્યારે આકાશવાણીના કાયમી કર્મચારીઓ એ કામ કરતા હતા. હવે એ કામ કરવા માટે સંગીતકારો, નાટ્યકારો, કવિઓને રોકવાનું નક્કી કરવામાં આવ્યું હતું. સંઘ લોકસેવા આયોગની કશી પણ દરમિયાનગીરી વિના આવા માણસોની નિમણૂક કરવાનું અને તેમના પગારદારોને યોગ્ય માનવાનું સત્તાવાળાઓને ઠીક લાગ્યું હતું.

આ બંને પ્રકારના કર્મચારીઓના કામકાજની કે એકબીજા સાથેના સંપર્કની વ્યાખ્યા કર્યા વિના જ કેડર ઊભું કરવામાં આવ્યું હતું. આને પરિણામે અવ્યવસ્થા થઈ, સ્ટાફની વધારે પડતી ભરતી થઈ અને બંને વચ્ચે બિનજરૂરી સ્પર્ધા ઊભી થઈ. જૂના ને નવા કાર્યક્રમ નિર્માતાઓનું એક સંયુક્ત કેડર રચ્યું હોત તો પ્રસારણતંત્રમાં નવલોહિયા અને નવસર્જનાત્મક શક્તિવાળા લોકોને આકર્ષવાનું વાજબી બની શક્યું હોત.

આખરે, કાયમી સ્ટાફ કે કરારથી લેવાતા સ્ટાફનાં પગારધોરણો ઉત્તમ પ્રાપ્યશક્તિઓને — એવા કલાકારોને — આકર્ષવા માટે પૂરતાં નથી. પ્રસારણના કામમાં સ્ટાફની ગુણવત્તા એ મુખ્ય બાબત હોવી જોઈએ, પરંતુ જે કામમાં ઉત્તમ લોકોની જરૂર હોય તે કામ મધ્યમ કક્ષાના લોકોથી ચલાવી લેવાને આકાશવાણી ટેવાઈ ગયું છે. આકાશવાણીનાં પગારધોરણો કંઈક અંશે નીચાં છે, એનું કારણ એ છે કે બીજાં બધાં સરકારી ખાતાંનાં પગારધોરણોને લક્ષમાં રાખ્યા વિના આકાશવાણી પોતે પોતાના કર્મચારીઓ માટેનાં પગારધોરણો નક્કી કરી શકતું નથી. વળી જે લોકો આ પગારધોરણો નક્કી કરે છે તેમને કામના પ્રકાર, કામ માટે આવશ્યક કૌશલ્ય-દક્ષતા, જગાઓનું પ્રમાણ, આ બધા વિશે કોઈ સમજ હોતી નથી. પ્રસારણ અને તેની આવશ્યકતાઓનું જેને કશું ભાન નથી એ માહિતી અને પ્રસારણ ખાતાના તથા નાણા ખાતાના સનદી અધિકારીઓ આ પગારધોરણો નક્કી કરતા હોય છે.

નૅશનલ પ્રૉડક્ટિવિટી કાઉન્સિલે તાજેતરમાં કરેલા એક અભ્યાસમાં દર્શાવ્યું છે કે આકાશવાણીના પ્રોગ્રામસ્ટાફની કામગીરી ને તેમની લાયકાતોને કેન્દ્રીય માહિતી સેવાના સંપાદક સ્ટાફ જેટલું લેખામાં લેવામાં આવતું નથી. તેણે એ વાતનો પણ સ્વીકાર કર્યો છે કે કાર્યક્રમોની ઘોષણા કરનારની ફરજ સમાચાર વાંચનાર કર્મચારીના જેટલી જ અગત્યની છે. એક સ્વતંત્ર તંત્રે કરેલા આ સંશોધનથી આવી વિસંગતતાઓ દૂર થશે કે કેમ એ આપણે જાણતા નથી.

હવે એ વાતનો સ્વીકાર કરવામાં આવ્યો છે કે સ્ટાફની નિમણૂક કરવાની બાબતમાં આકાશવાણીએ સરકારી સનંદી નોકરી માટેના નીતિનિયમોમાં પોતાની જાતને મર્યાદિત કરી દેવાની જરૂર નથી. સરકારી નોકરોને સામાન્ય રીતે જે પ્રવૃત્તિઓમાં રોકવામાં આવે છે તેથી ભિન્ન પ્રકારનું કામ પ્રસારણમાં કરવાનું હોય છે. એમાં વિવિધ પ્રકારના વ્યાવસાયિક અનુભવની જરૂર રહે છે, ઝડપી નિર્ણય લેવાની શક્તિ તથા કુશળતાની એમાં જરૂર રહે છે. બૌદ્ધિક સ્વાતંત્ર્યના

વાતાવરણમાં જ આવી શક્તિઓ પાંગરી શકે. વ્યાવસાયિક ઍનાઉન્સરોને અનુરૂપ એવા નિમણૂકના નીતનિયમો હોવા જોઈએ. સાથોસાથ તેમને માટે તાલીમની ગોઠવણ પણ હોવી જોઈએ. પોતાની સામાજિક જવાબદારીઓનો પણ આ કાર્યકરોને ખ્યાલ હોવો જોઈએ. આ માટે સ્ટાફના માળખામાં ધરમૂળથી ફેરફારો કરવા જોઈએ.

પ્રસારણ એ ભારતમાં એક વ્યવસાય નહીં, પણ કારકિર્દી છે અને આકાશવાણીની કેટલીક મુશ્કેલીઓ આને કારણે જ છે. પ્રસારણ માટેનો સ્ટાફ વ્યાવસાયિક તાલીમ મેળવેલો અને નિપુણ હોવો જોઈએ. સંગીત, વાર્તાલાપ, નાટકો અને વિવિધ કાર્યક્રમોનું સંકલન કરવું અને તેનું સારું પ્રસારણ કરવું એ તેમનું કર્તવ્ય હોવું જોઈએ. કલાકારો, લેખકો, પત્રકારો, નાટ્યકારો ભલે ગમે તેટલા નામાંકિત હોય, પરંતુ પોતાનાં જ્ઞાન કે કલાને રેડિયો કે ટી.વી.ના માધ્યમ દ્વારા ઉત્તમ અને અસરકારક રીતે અભિવ્યક્ત કરવાનું તેઓ હંમેશાં જાણતા હોતા નથી.

એ પ્રકારની પ્રસારણ સેવા હોવી જોઈએ જેમાં એન્જિનિયરો, નિર્માતાઓ, પત્રકારો, સંશોધકો અને વહીવટી લોકો જેમણે પ્રસારણને એક કારકિર્દી તરીકે સ્વીકારી હોય તેમને સ્થાન મળે. તેઓ કલા કે જ્ઞાનથી ઉત્તમ અને અસરકારક અભિવ્યક્તિ કરવામાં સહાયક થાય છે. પ્રસારણ એ આવી વિવિધ કલાઓ અને શક્તિઓને એક કરતું સંકુલ છે. પોતપોતાની વ્યક્તિગત શક્તિઓ કોઈ એક ક્ષેત્રમાં ભલે હોય, પરંતુ તેઓ બધા પ્રસારણના એક જ વ્યવસાયમાં છે, એ ભાવના સ્ટાફમાં પરસ્પર સુમેળ રાખવામાં મદદગાર થઈ શકે. સ્ટાફનું માળખું જો સમુચિત રીતે ઘડવામાં આવ્યું હોય તો સ્ટાફનું વ્યક્તિગત વિશિષ્ટ ક્ષેત્ર ભલે અલગ અલગ હોય તોપણ સહુ સાથે મળીને કામ કરી શકે એવી સ્થિતિ શક્ય છે. અને તો જુદા જુદા સ્ટાફ વચ્ચેના લૂણો લગાડતા કુસંપને દૂર કરી શકાય. એક જ વ્યવસાય હેઠળની વિવિધ જવાબદારીઓ શત્રુતા, સ્પર્ધા અને વિભક્ત વફાદારીઓને જન્મ આપે છે. સંબંધિત સ્ટાફના માળખામાં પછી કેન્દ્રીય માહિતી સેવા જેવી પેઢીમાં કામ કરતા માણસો જેવી ગોઠવણ રહેશે નહીં.

એન્જિનિયરો અને કાર્યક્રમ-સ્ટાફના માણસોની નિમણૂક પ્રાથમિક સ્તર પર થવી જોઈએ. તેમને સ્ટાફ ટ્રેનિંગ સ્કૂલમાં તથા વ્યવસાયમાં પ્રારંભિક તાલીમ આપ્યા પછી કાર્યક્રમોના નિર્માણ, શ્રોતાઓના પ્રતિભાવો અંગેનું

સંશોધન કે જનસંપર્ક કે આકાશવાણી પત્રકારત્વનાં ક્ષેત્રોમાં ખાસ તાલીમ આપી વિશેષ કામ માટે નિપુણ બનાવવા જોઈએ.

પ્રસારણના તંત્રમાં, વિવિધ પ્રકારના કાર્યક્રમોની ખાસિયતને કારણે દરેક વિભાગ એક નાનકડું એકમ બની જતું હોય છે અને જો તેમાં થોડા લોકો કોઈ એક વિશેષ કામના નિષ્ણાત હોય તો તેમને બીજે ફેરવી શકાતા નથી. નાનું એકમ બઢતી માટેની તકો પૂરી પાડતું નથી. વિવિધ હેતુલક્ષી કાર્યકરોને આ કષ્ટમાંથી ઉગારીને પ્રોત્સાહન આપવું જોઈએ. પ્રસારણના પુરાણા દિવસોમાં સ્ટાફ ઓછો હતો, અને તેમને નિર્માણકાર્ય, લેખન અને સંપાદન તથા વ્યવસ્થાનું કામ, એમ અનેક પ્રકારની ફરજો બજાવવી પડતી હતી અને છતાંયે કાર્યક્રમોની ગુણવત્તા સારી હતી. યુવાનોની નિમણૂક કરી તેમને યોગ્ય તાલીમ આપીને આવો વિવિધ હેતુલક્ષી સ્ટાફ મેળવવાનું શક્ય છે. પ્રસારણતંત્રમાં નવા, પ્રતિભાશાળી માણસોને લાવવા માટે અને ઉપરની કક્ષાએ વિશેષજ્ઞો નીમવા માટેની જગાઓ પણ હોવી જોઈએ. નિમણૂક માટેના નીતિનિયમો આવી સુવિધા પૂરી પાડે એવા હોવા જોઈએ.

બધી જ કક્ષાએ કામ કરનારા માટે બઢતીની સમાન તકો હોવી જોઈએ, પછી ભલે કોઈ એન્જિનિયર હોય, પત્રકાર હોય, કાર્યક્રમોનું આયોજન કરનાર હોય કે નિર્માતા હોય કે બીજી કોઈ ફરજમાં હોય. આ સહુને વિકાસની જે ઊંચામાં ઊંચી તકો હોય છે તે આકાશવાણીના કાર્યકરોને પ્રાપ્ત થવી જોઈએ. કેન્દ્ર નિયામકની પસંદગી, સિનિયર વહીવટી અધિકારીની પસંદગી સમગ્ર કાર્ય-કરોમાંથી થવી જોઈએ, જેથી એક એન્જિનિયર કે એક પત્રકાર કે કાર્યક્રમોના નિર્માતાને સમાન તક મળી રહે.

બધા જ પ્રકારના કર્મચારીઓની નોકરીની વધારે સારી શરતો પ્રાપ્ત થાય એ માટે સ્ટાફસંખ્યાનું પુનરાવલોકન કરવું જરૂરી છે. કાર્યક્રમોની ગુણવત્તા અને સંખ્યાના સંદર્ભમાં જે અસમાન અને વધારે પડતો સ્ટાફ છે, એ અંગે અગાઉ કહ્યું જ છે. જે પ્રજાકીય સેવામાં નફો હાંસલ કરવાની કશી ગણતરી રાખવામાં આવતી નથી તેમાં માનવશક્તિનો કરકસરપૂર્વક ઉપયોગ થાય તેની તકેદારી રાખવી એ અગત્યની વાત છે. આવો વિવિધ હેતુલક્ષી સ્ટાફ રોકવાથી નોકરિયાતોની સંખ્યામાં ઘટાડો થઈ શકશે. કેમ કે આજે તો આકાશવાણીમાં એવા કેટલાક નોકરિયાતો છે કે જેમને અરધો દિવસ પણ કામ કરવાનું હોતું નથી. મોટા ભાગના પ્રસારણતંત્રનો એવો અનુભવ છે કે સ્ટાફમાં ઘટાડો કરવાથી કામ

કરનારાઓની તે કામની ગુણવત્તા સુધરે છે. હા, જો આ રીતે બચાવેલાં નાણાં સ્ટાફને વધારે સારી સગવડો પૂરી પાડવામાં વપરાય તો, કર્મચારીઓ જો રાજકારણથી ખરડાયેલા ન હોય તો નિમણૂકની ગુણવત્તામાં સુધારો થાય એવું તેઓ જરૂર ઇચ્છશે. નક્કી કરેલી જગાઓ જાળવી રાખવા કરતાં આ વધારે અગત્યની બાબત છે.

પ્રસારણતંત્રના કર્મચારીઓની સલામતીના પ્રશ્ન વિશે ભિન્ન ભિન્ન મંતવ્યો પ્રવર્તે છે. કેટલાકનું એવું માનવું છે કે આમજનતાના મનોરંજન માટેનું તંત્ર કાયમી અને નિવૃત્તિવેતનને હકદાર કર્મચારીઓ દ્વારા ન ચાલવું જોઈએ. આકાશવાણીનો પોતાનો અનુભવ આવી જ વાત પ્રગટ કરે છે. ટૂંકી મુદતને માટે નિમાયેલા તથા જેમની જગાએ યુવાન ઉમેદવારને અવારનવાર તક આપવાની સંભાવના હતી એવા સ્ટાફ આર્ટિસ્ટોનેય હવે તો સાઠ વર્ષની વયના થાય ત્યાં સુધીની નિરપેક્ષ નોકરી સલામતી મળી ગઈ છે, સિવાય કે તેઓ ગંભીર ગેરશિસ્ત આચરે.

આકાશવાણીના નિરપેક્ષ ધોરણે નહીં, પણ સાપેક્ષ ધોરણે સલામતી મળવી જોઈએ. એક વ્યાપારી સાહસને હોય એવી અને એટલી સ્થિતિસ્થાપકતા આકાશવાણીના કર્મચારીઓની નિમણૂક અંગે હોવી જોઈએ. અને જાહેર સેવાઓને હોય છે તેટલી તેમની પ્રજા પ્રત્યેની જવાબદારી હોવી જોઈએ. આકાશવાણીના સ્ટાફમાં ઘટાડો કરીને દરજ્જાની હારમાળાનું એકીકરણ થવું જોઈએ. જુનિયર અને સિનિયર જગાઓનું વધારે સારું સમતોલન હોવું જોઈએ. સ્ટાફની પસંદગી અને નિયુક્તિ માટે એકસરખું વ્યાવસાયિક ધોરણ હોવું જોઈએ; સ્ટાફ માટે તાલીમની વધારે સારી સગવડ હોવી જોઈએ અને કાયમી નિવૃત્તિવેતન માટેની હકદાર જગાઓની સંખ્યા ઘણી અલ્પ હોવી જોઈએ.

આ બધી સમસ્યાઓની તપાસ, ચકાસણી અને ચર્ચા ઘણાં વર્ષો પહેલાં થઈ ચૂકી છે. એ કદાચ આશ્ચર્યકારક લાગશે કે આકાશવાણીને તેના કર્મચારીઓના વિવાદ ટાળવાને હજુ કોઈ તંત્ર નથી. વ્યવસ્થા વિભાગના ડેપ્યુટી ડાયરેક્ટર જનરલે તેમની ઘણી ફરજો બજાવવાની હોય છે, તે સાથે તેઓ આવા કર્મચારીઓના પ્રશ્નોના વિવાદનું નિરાકરણ લાવવાનું કામ પણ સંભાળે છે. આવું તંત્ર સ્થાપવાની તાત્કાલિક જરૂર છે. ડાયરેક્ટર જનરલના હાલના સ્ટાફમાંથી આખો વિભાગ તુરત ઊભો કરવો જોઈએ. આ વિભાગે નિમણૂકો, પગારધોરણો નક્કી કરવાનાં, પગાર પાયરીઓ બદલવાની, કામની શરતો નક્કી કરવાની, વિવિધ એકમો વચ્ચેના સંબંધો નક્કી કરવાના, બદલીઓ, કર્મચારી કલ્યાણ,

વધારાના સ્ટાફની માગણીઓની યથાર્થતા તપાસવાની અને એ પ્રકારનું કામ કરવું જોઈએ.

જેમ આકાશવાણીના સ્ટાફની નિમણૂક અંગેના નીતિનિયમો આકાશવાણીના કાર્યક્રમોમાં સુધારણા કરવાની પ્રતિકૂળ દિશાના છે, એવી જ રીતે તેની અંદાજ-પત્રની ગતિવિધિ, રીતરસમો પણ પ્રસારણસેવાને અનુકૂળ નથી. સરકારનાં બીજાં બધાં ખાતાંની જેમ આકાશવાણીએ પોતાના કામકાજ માટે સરકાર પાસેથી નાણાભંડોળ મેળવવું પડે છે. આનો અર્થ એ થયો કે આ નાણું સંસદના મતદાનને પાત્ર છે. અને તેના હિસાબોની ચકાસણી ભારતના કન્ટ્રોલર તથા ઑડિટર જનરલ દ્વારા થવી ઘટે.

સંસદના મતદાનને પાત્ર એવું આ નાણાભંડોળ આકાશવાણીના વિવિધ મદદનીશ અધિકારીઓને વહેંચી આપવામાં આવે છે. આ અધિકારીઓએ એવી ખાતરી આપવાની હોય છે કે ડાયરેક્ટર જનરલ તથા સરકારના નાણાખાતાના વખતોવખત અપાતા આદેશો અને નિયમો પ્રમાણે એ નાણાંનો યોગ્ય રીતે ઉપયોગ થશે.

સિદ્ધાંતમાં તો રેડિયો અને ટી.વી.ની લાઇસન્સ ફી પ્રસારણસેવાઓને આર્થિક સધ્ધરતા પ્રાપ્ત થાય એ સારુ આપવાની હોય છે. પરંતુ વાસ્તવમાં તો લાઇસન્સ ફીમાંથી થતી આવકને એને વસૂલ કરવાનો ખર્ચ બાદ કર્યા પછી સરકારના એકત્રિત ભંડોળમાં જમા કરાવવામાં આવે છે. અને આકાશવાણીની નાણાં અંગેની માગણીઓ પર સંસદમાં મતદાન થતું હોય છે. આ રીતે ઉઘરાવાતી લાઇસન્સ ફીની રકમ કરતાં આકાશવાણીનું ખર્ચ ઘણાં વર્ષો સુધી વધારે હતું. પરંતુ 1963–64થી આકાશવાણીના ચાલુ ખર્ચ કરતાં ફીમાંથી પ્રાપ્ત થતી કુલ આવક વધારે છે જે નીચેના કોઠા પરથી સ્પષ્ટ થશે :

| વર્ષ | લાઇસન્સ ફીની રકમ | આકાશવાણીનો ચાલુ ખર્ચ |
|---|---|---|
| 1963–64 | 6.25 કરોડ | 5.5 કરોડ |
| 1968–69 | 13. 5 કરોડ | 10 કરોડ |
| 1971–72 | 18. 5 કરોડ | 15.5 કરોડ |

1972–73 અને પછીનાં વર્ષોના આંકડા હજુ પ્રાપ્ય નથી. પરંતુ તેમાંય આવું જ જોવા મળશે.

આકાશવાણીનું એક વ્યાપારી વિભાગ તરીકે વર્ગીકરણ કરવામાં આવે છે ત્યારે, લાઇસન્સ ફીની રકમ ઉપરાંત રેડિયો સેટ અને ટી.વી. સેટ પરની જકાત,

વેરાઓમાંથી થતી આવક તથા તેના બધા જ પ્રકારના ભાગ પરની જકાતમાંથી થતી આવક પણ ગણતરીમાં લેવાં જોઈએ. એમ કરવામાં આવે તો પૂંજીના અંદાજપત્રના થોડા અંશને આવરી શકાય. આ ઉપરાંત સરકારનાં જુદાં જુદાં ખાતાંઓ વતી આકાશવાણી જે કાર્યક્રમો રજૂ કરે છે, સરકારની યોજનાઓ ને પ્રોજેક્ટના અનુસંધાનમાં જે કાર્યક્રમો અપાય છે, આ બધા માટે જો આકાશવાણીને સરકાર તરફથી નાણાં ચૂકવવામાં આવે તો આકાશવાણીની નાણાકીય પરિસ્થિતિ હજુય વધારે અનુકૂળ થાય.

1968થી વિવિધ ભારતી પરથી અપાતી વ્યાપારી જાહેરાતો દ્વારા આકાશવાણી નાણાં કમાય છે. દુર્ભાગ્યે આ નાણાં પણ પેલા એકત્રિત ભંડોળમાં જમા થાય છે, અને આકાશવાણીને તેનો કશો ફાયદો થતો નથી. વળી મજાની વાત તો એ છે કે આકાશવાણીની નાણાકીય સ્થિતિ સુધારવા માટે તો આ વ્યાપારી સેવાઓ શરૂ કરવામાં આવી હતી! આ વ્યાપારી સેવાઓથી આજે વર્ષે રૂપિયા પાંચ કરોડની કમાણી થાય છે અને જેમ જેમ વધારે કેન્દ્રો પરથી એ શરૂ થશે તેમ તેમ એની આવક વધવાની.

લાઇસન્સ ફી દ્વારા મુખ્ય અંદાજપત્ર માટે કેટલીક આવક થતી હોવા છતાં, પ્રસારણ માટે નાણાંની થોડી વહેંચણી કરવા ઉપરાંત, સરકારી નાણાકીય રીતિઓ પ્રસારણસેવા માટે ખપમાં ના આવે, એ માટે બીજાંય કેટલાંક કારણો છે.

પહેલું તો આપણો આર્થિક વહીવટ ચુસ્તપણે કેન્દ્રસ્થ થયેલો છે અને ઝડપી વિભાગીય કામકાજને થંભાવી દેનારો છે. વધારામાં, ખર્ચ પાછળનું સમગ્ર દૃષ્ટિબિંદુ હિસાબને લગતું અને ઑડિટને લગતું હોય છે, પરિણામલક્ષી દૃષ્ટિએ ખર્ચ કરવાની એમાં મોકળાશ નથી, પરિણામે કંઈ પ્રાપ્ત કરવા કરતાં અંતરાયોને આઘા કાઢવામાં કોઈ પણ સરકારી ખાતાને સવિશેષ રસ હોય છે. સંસદે મંજૂર કરેલાં નાણાંને પોતાના અધિકાર હેઠળના કચેરીઓમાં વાપરવાનો અધિકાર માહિતી અને પ્રસારણખાતાના મંત્રાલય સુધ્ધાંને પૂરેપૂરો તો નથી. નાણા મંત્રાલય વખતોવખત માહિતી અને પ્રસારણ મંત્રાલયને પોતાની પ્રતિનિધિરૂપ એવી સત્તાઓને થોડો અંશ વહેંચે છે અને માહિતી ને પ્રસારણ પોતાની એ સત્તામાંથી થોડો હિસ્સો આકાશવાણીના ડાયરેક્ટર જનરલને વહેંચે છે ને ડાયરેક્ટર જનરલ તેની સત્તાનો થોડો અંશ વિભાગીય કેન્દ્રનિયામકોને વહેંચે છે. આમ પ્રસારણની વિવિધ સેવાઓ બજાવવાની જવાબદારી સંભાળતા આકાશવાણીના વહીવટી અધિકારીઓને હસ્તક વહીવટી તથા નાણાકીય સત્તાઓ ખૂબ મર્યાદિત હોય છે. બિલકુલ પાયાની

અનિવાર્ય જરૂરિયાતો માટેય તેમણે ડાયરેક્ટર જનરલનો સંપર્ક સાધવો પડતો હોય છે. ડાયરેક્ટર જનરલ પોતે પણ માહિતી ને પ્રસારણખાતાનો તથા નાણાખાતાનો સંપર્ક સાધ્યા વિના આવી જરૂરિયાતોને મંજૂર કરી શકતા નથી. ઉદાહરણ તરીકે કારકુન ને પટાવાળા સિવાયની બીજી કોઈ જગાઓ તે ઊભી કરી શકતા નથી, જુનિયર અધિકારીઓ સિવાય બીજા કોઈની તે બદલી કરી શકતા નથી, એકીસાથે દસ દિવસ કરતાં વધારે સમય માટે તે કોઈ અધિકારીને પ્રવાસે મોકલી શકતા નથી, અને વાહનવ્યવહારની બીજી કશી સગવડ ઉપલબ્ધ ન હોય ત્યારે હવાઈ મુસાફરી માટે તે મંજૂરી આપી શકતા નથી.

ખુદ ડાયરેક્ટર જનરલની પોતાની જરૂરિયાત અંગેના તેમના અંદાજી ખર્ચને પણ માહિતી ને પ્રસારણખાતું તથા નાણાખાતું ઝીણવટપૂર્વક તપાસે છે ને તેમાં કાપકૂપ પણ કરતું હોય છે. આવા ઘટાડા ને કાપકૂપ સામાન્ય રીતે તો યાદચ્છિક હોય છે. કેટલીક વાર તો જે મુખ્ય હેતુ માટે નાણાં માગવામાં આવ્યાં હોય છે એય ભુલાઈ જાય છે. પ્રાપ્ત થયેલી રકમને ડાયરેક્ટર જનરલ પોતે જેને ઉત્તમ વળતર આપનારી — લાવનારી માનતા હોય એ રીતે ખરચી શકતા નથી. પરંતુ તેણે વિવિધ પ્રવૃત્તિઓ માટેની વિસ્તૃત વહેંચણીને વળગી રહેવું પડે છે ને તેને ફરી પાછી મેળવવા માટે તેમની પાસે અતિ મર્યાદિત સત્તા હોય છે.

આકાશવાણીના વિકાસ માટેની પૂંજીનું અનુદાન આયોજન પંચ નક્કી કરે છે. આવું નક્કી કરતી વખતે આયોજન પંચ પોતાનાં મંતવ્યો પ્રમાણે વિકાસનો શો દર હોવો જોઈએ તે ધ્યાનમાં લે છે અને રેડિયો અને ટી.વી. વચ્ચે કોને કેટલી અગ્રિમતા આપવી જોઈએ, ઘરઆંગણાની સેવાઓ અને વિદેશ સેવાઓ વચ્ચે કોને કેટલી અગ્રિમતા આપવી તે વગેરે પોતાના મંતવ્યાનુસાર નક્કી કરે છે. અગ્રિમતા આપવાની બાબતો વિશે આયોજન પંચે જે યાદી તૈયાર કરી છે તેમાં પ્રસારણનો ઉલ્લેખ નથી. પ્રસારણ માટેની વહેંચણી અપૂરતી હોય છે અને ક્યારેક તો સાવ જ કંગાળ કહી શકાય એવી હોય છે. અપૂરતી રકમમાં પણ સંખ્યાબંધ ફેરફારો થતા હોય છે. આવી નજીવી રકમથી ઝડપી અને પદ્ધતિસરનો વિકાસ સાધી શકાય નહીં.

આયોજન પંચ અને નાણામંત્રાલય જેવાં બહારનાં પરિબળો આકાશવાણીના અંદાજપત્ર વિશે અનેક પ્રશ્નો ઊભા કરે છે. આકાશવાણી માટે જે નાનકડી રકમ મંજૂર કરવામાં આવે છે તે પણ જનતાને માહિતી આપનાર, મનોરંજન પૂરું પાડનાર અને કેળવનાર પ્રસારણતંત્રનાં મૂલ્યોને ધ્યાનમાં રાખીને

અગ્રિમતા આપીને ખર્ચાતી નથી. ઈ.સ. 1936માં જ્યારે આકાશવાણીની સ્થાપના થઈ ત્યારે તેના કુલ અંદાજપત્રના 36 % નાણાં કાર્યક્રમો પાછળ ખર્ચાતાં હતાં અને બાકીનાં નાણાં એન્જિનિયરિંગ, વહીવટ ને બીજી બાબતો પાછળ ખર્ચાતાં હતાં. એ વખતથી જ કાર્યક્રમો પાછળ ખર્ચાતાં નાણાંનું પ્રમાણ ઘટતું રહ્યું છે ને આકાશવાણીના કુલ અંદાજપત્રના 17 % નાણાં હાલ તેની પાછળ ખર્ચાય છે. ઉપરાંત એય નોંધવું જોઈએ કે કાર્યક્રમો માટે ખર્ચવાનાં નાણાંમાંથી 75 % રકમ તો સ્ટાફ-આર્ટિસ્ટોનાં વેતન માટે ખર્ચાતી હોય છે. આમાંના કેટલાક સ્ટાફ-આર્ટિસ્ટો કારકુનીનું કામ કરતા હોય છે. આ જોતાં એ હકીકત કાંઈ આશ્ચર્યજનક ન ગણાય કે ઈ.સ. 1973-74માં આકાશવાણીએ પોતાના કુલ ચાલુ ખર્ચના 18 કરોડ રૂપિયામાંથી માત્ર 58 લાખ રૂપિયા કાર્યક્રમોમાં સહાય આપનારા કલાકારો, લેખકો વગેરેને મહેનતાણા પેટે ચૂકવ્યા હતા. આકાશવાણીના સ્ટાફમાં થયેલા ભારે વધારાની તો આપણે નોંધ લીધી જ છે. કાર્યક્રમોની ગુણવત્તામાં થઈ રહેલા ઘટાડાનાં કારણોનાં મૂળ આમાં છે. સરકારી ખાતાની નોકરશાહી પદ્ધતિ આકાશવાણી પર પણ લાદવામાં આવી છે અને તેથી તેમાં તુમારીકામ, કારકુની કામ, વહીવટી કામ ખૂબ વધી રહ્યું છે અને એ કારણે વધારે સ્ટાફની જરૂર પડે છે એવી દલીલો ભલે કરવામાં આવે; પણ આ માટે ડાયરેક્ટર જનરલ, આકાશવાણી અને તેનો સ્ટાફ જવાબદાર છે.

વિશાળ શ્રોતાગણ ન હોય તેવા કાર્યક્રમો ચાલુ રાખવા માટે તેમ જ કેટલાક વગદાર વર્ગને રાજી કરવાને અમુક પ્રકારના કાર્યક્રમો ચાલુ રાખવા માટે તથા એવા ખોટા ખર્ચ માટે આકાશવાણીને જવાબદાર ગણવું ઘટે. ગ્રામવિસ્તારો માટેના કાર્યક્રમોને તથા શાળાઓ માટેના કાર્યક્રમોને નાણાંની ખેંચ ભોગવવી પડે છે, કેમ કે આવા કાર્યક્રમો સાંભળનારા પોતાનો અવાજ અસરકારક રીતે રજૂ કરી શકે એવા કે વગદાર નથી. પક્ષ લેવાને કોઈ વગદાર શ્રોતાવર્ગ નથી. આગલાં પ્રકરણોમાં એ દર્શાવવામાં આવ્યું છે કે સરકારની ઇચ્છા પ્રમાણેના કેટલાક કાર્યક્રમોનું પ્રસારણ કરવાની આકાશવાણીને ફરજ પાડવામાં આવે છે. પ્રત્યેક કાર્યક્રમના આયોજન અને પ્રસારણ પાછળ થતા ખર્ચનો હિસાબ રાખવાની પ્રથા આકાશવાણીમાં હોય તો આવા કાર્યક્રમો પાછળ થતા ખર્ચના આંકડા, ખર્ચનો હિસાબ કાઢીને જે તે સરકારી ખાતા ખાતે ઉધારી શકાય. સરકારી ખાતાંઓ આકાશવાણી પાસેથી જે સમય, સગવડ અને નાણાંની માગણી કરતાં હોય છે તેને આ રીતે જ ઘટાડી શકાશે.

વિવિધ મંત્રાલયો અને ડાયરેક્ટર જનરલ કાર્યક્રમો તેમ જ ટેકનિકલ બાબતો અંગે ઝડપી ને ઉચિત નિર્ણયો લેવામાં જે ઢીલ કરે છે તથા જે ખોટા નિર્ણયો લે છે એની પણ આપણે ગણતરી કરવી જોઈએ. આવાં ઉદાહરણો સંબંધિત પ્રકરણોમાં આવ્યાં જ છે.

અત્યાર સુધી જે કહેવાઈ ગયું છે એથી એ વાત તો સ્પષ્ટ જ છે કે અમલદારશાહી આકાશવાણીના તંત્રને કોરી ખાય છે. તે છે ઉચ્ચ અમલદારોની અધિકારશાહી, તુમારશાહી, નિર્ણયો લેવામાં ઢીલ, પોતાના દોષોનો સ્વીકાર કરવાની અનિચ્છા, શ્રોતાગણ પ્રત્યેની ઉદાસીનતા, સ્ટાફની નિમણૂક કરવામાં, અંદાજપત્ર ઘડવામાં ને એથી કાર્યક્રમોના આયોજનમાં સ્થિતિસ્થાપકતાનો અભાવ તેમ જ સરિયામ જડતા.

આપણી પ્રસારણસેવાઓના આ નિરાશાજનક ચિત્રને સુધારવાની વેળા ક્યારનીય આવી લાગી છે. એવું કરવાને આકાશવાણીના તંત્રમાં ધરમૂળથી ફેરફાર કરવાની તાત્કાલિક જરૂર છે એ સ્વીકૃત હકીકત છે. ફેબ્રુઆરી 1974માં પબ્લિક એકાઉન્ટ્સ કમિટીને એક સંદેશામાં માહિતી અને પ્રસારણ મંત્રાલયે જણાવ્યું હતું કે આકાશવાણીને વધારે વહીવટી અને નાણાકીય સત્તાઓ આપવાનું પ્રધાન મંત્રી વિચારે છે. એ અંગે હજુ વધુ વિગતો આપવામાં આવી નથી, પરંતુ આકાશવાણીની સ્વાયત્તતા પર, આકાશવાણીના તંત્રના વિકેન્દ્રીકરણ પર અને પ્રાદેશિક કેન્દ્રોને વધારે સત્તાઓ આપવા એ વેળાએ પ્રધાનશ્રીએ ભાર મૂકેલો હતો. એ વખતે જ એપ્રિલ 1974માં પ્રોગ્રામ સ્ટાફ એસોસિયેશનના વાર્ષિક મેળાવડામાં તેમણે જણાવેલું કે ટી.વી. સેવાઓને રેડિયોથી છૂટી પાડ્યા પછી આકાશવાણીના માળખામાં ફેરફાર કરાશે. મંત્રાલયના વહીવટ અને કામગીરીના પાછલા અનુભવને જોતાં કહી શકાય કે એમ થવામાં હજુ કેટલાંક વર્ષનો વિલંબ થશે. પ્રધાનશ્રીએ વ્યવસાયીકરણ, તાલીમ, શ્રોતાઓના પ્રતિભાવ અંગેનાં સંશોધનો, ટેકનિકલ સંશોધનો અને એવી બીજી અનેક મહત્ત્વની બાબતો પર ભાર મૂક્યો હતો, પરંતુ પ્રધાનશ્રીની ભૂતકાળની કામગીરી જોતાં આ બધાં વચનો પર કશો ભરોસો બેસતો નથી. 'સ્વાયત્તતા' શબ્દના અર્થઘટન પર બધો આધાર છે. વધારે નાણાકીય અને વહીવટી સત્તાઓ તથા વહીવટી ને નિમણૂકો અંગે વધારે અધિકારો કદાચ આકાશવાણીના મંદોત્સાહવાળા અધિકારીઓને થોડોક પાનો ચડાવે, પરંતુ મહત્ત્વની સમસ્યાઓ તો અણઉકલી જ રહી જશે. 9મી મે, 1974માં સંસદમાં વડા પ્રધાને 'રેડિયો ને ટી.વી. સરકારની નીતિઓનો પ્રચાર

કરે' તેવા નિર્ણયની ઘોષણા કરી હતી. આ કથન પરથી પરિસ્થિતિ સ્પષ્ટ થઈ જાય છે.

આપણી જરૂરિયાતોને સંતોષે, તેને અનુરૂપ સમાજ પ્રત્યેની પોતાની જવાબદારીઓ અદા કરી શકે એવી પ્રસારણસેવાની કામગીરીની આવશ્યક શરતોને આ તબક્કે આપણે તપાસી લેવી જોઈએ. કામકાજ અંગેની નીતિ-રીતિઓ નીતિનિયમોના માળખાનું સ્વરૂપ નક્કી કરે છે ને માળખું તેણે હાંસલ કરવાના કામના ધ્યેયને નક્કી કરી આપે છે.

રાષ્ટ્રસંસ્થાએ 1948માં સર્વાનુમતે જાહેર કરેલી માનવ-અધિકારો માટેની વૈશ્વિક ઉદ્ઘોષણાની કલમ ઓગણીસમાં કહેવામાં આવ્યું છે કે: 'પોતાની મરજી મુજબ અભિપ્રાય ધરાવવાનો અને ઉચ્ચારવાનો સર્વ કોઈને અધિકાર છે.' કોઈ પણ પ્રકારની દખલગીરી વિના અભિપ્રાય ધરાવવાના સ્વાતંત્ર્યનો આ અધિકારમાં સમાવેશ થાય છે. કોઈ પણ માધ્યમ દ્વારા માહિતી ને વિચારો મેળવવાના તથા પ્રસરાવવાના હકનો પણ આમાં સમાવેશ થાય છે. 'આ શબ્દો અભિપ્રાય ધરાવવાના, વ્યક્ત કરવાના, માહિતી પ્રાપ્ત કરવાના અને છેવટે તેનું પરસ્પર આદાનપ્રદાન કરવાના સ્વાતંત્ર્ય'ને સૂચિત કરે છે.

સત્તા, ભલે પછી તે ધાર્મિક હોય, રાજકીય હોય કે ખાનગી હોય — આ સર્વ સત્તાઓએ ઇતિહાસના ઉષ:કાળથી જ એ હકીકત પામી લીધી છે કે સંદેશ-વ્યવહારનાં સાધનો પરનો કાબૂ એટલે સમાજ પરનો કાબૂ. સત્તાધીશો પોતાનાથી રાખી શકાય તેટલો ઓછોવત્તો અંકુશ બધા જ પ્રકારનાં સંદેશાવ્યવહારનાં માધ્યમો પર રાખતા હોય છે. પ્રજાકીય માધ્યમો આમાં અપવાદરૂપ હોઈ શકે નહીં. આખાય વિશ્વમાં સત્તાની આવી ખાસિયતનાં કેટલાંક લક્ષણો નજરે પડે છે. શ્રોતાઓમાં માત્ર નિષ્ક્રિય સાંભળનાર જ રહે, તેઓ પોતાનો કશો પ્રતિભાવ દર્શાવી ન શકે, વિવિધ પ્રકારના શ્રોતાઓમાં સર્જાયેલી આ પ્રકારની નિષ્ક્રિયતા અને હતાશાનું કારણ છે કેન્દ્રીયકરણ ઘણા લોકો સુધી પહોંચી શકાય તેવા આ અસાધારણ માધ્યમની દોરી અમુક લોકોના જ હાથમાં; વિશાળ તંત્રને ચલાવનારાઓની તેના પર એકહથ્થુ સત્તા, વ્યક્તિઓને તેમના વિચારો પ્રગટ કરવાની શક્યતા જ નહીં, કારણ કે ત્યાં સુધી તેમની પહોંચ નથી હોતી અને તેમને એવો અધિકાર પણ નથી હોતો. આવી બધી ત્રુટિઓને કારણે સમગ્ર રાષ્ટ્ર તેની પકડમાં આવી જાય છે. સ્થાનિક જીવનનો, વિવિધ સ્તરની રસરુચિનો, સંસ્કૃતિનો નાશ થવા લાગે છે. બૌદ્ધિક પોષણના અભાવે લઘુમતીઓમાં હતાશાની

લાગણી પેદા થાય છે ને તેમના પર લાદવામાં આવતી બહુમતીની સંસ્કૃતિ લઘુમતીને કચડી નાખે છે. આને કારણે સંદેશાવ્યવહારનાં સાધનો વિચારવિનિમયનાં માધ્યમ રહ્યાં નથી. હવે સંદેશાવ્યવહાર માત્ર એકતરફી જ બની ગયો છે. આવાં માધ્યમો હવે તો માત્ર માહિતીનાં સાધનો જ રહ્યાં છે અને ઘણી વાર કેવળ રાજકીય પ્રચારનાં સાધનો બની રહે છે.

આજના સુસંસ્કૃત વિશ્વમાં જનસાધારણને સંદેશાવ્યવહારનાં આ માધ્યમોથી કેવી રીતે અવગત કરવા તે એક ચર્ચાસ્પદ મુદ્દો થઈ પડયો છે; જેમાં આકાશવાણી-પ્રસારણનો પણ સમાવેશ થઈ જાય છે. આકાશવાણી ઉપરનું નિયંત્રણ, એ પછી સીધું રાજ્યહસ્તક ન હોય તોપણ, મુઠ્ઠીભર માણસોના હાથમાં આવી ગયેલી સત્તાનું પરિણામ હોય છે, જેમાં એ મુઠ્ઠીભર માણસો નક્કી કરતા હોય છે કે શેનું પ્રસારણ કરવાનું છે. માધ્યમ દ્વારા વ્યક્તિમાત્રને પોતાની વાત રજૂ કરવાનો અધિકાર મળે, એ માટે એ રૂએ આ સત્તા પર કાપ મુકાવો જ જોઈશે. સંદેશાવ્યવહારની નવી ટેકનોલૉજીની મદદથી કેટલાક અંશે આ શકય બન્યું છે. 'વિડીઓ રેકર્ડિંગ' અને 'કેબલ-કોમ્યુનિકેશન'ને કારણે સામૂહિક માધ્યમોને માટે એક નવી દિશા ખૂલી છે; જે એકસ્તંભી રાષ્ટ્રીય પદ્ધતિ કરતાં જુદી પડે છે. વિશ્વમાં જ્યારે પ્રસારણ ઉપરનાં કેન્દ્રીય નિયંત્રણોની પકડ ઢીલી ને ઢીલી કરવામાં આવતી હોય ત્યારે ભારતમાં, આજથી ચાળીસ વર્ષ પૂર્વે રૂઢ થયેલી પદ્ધતિ ચાલુ રાખી શકાય નહીં.

આ પૃષ્ઠભૂમિમાં આપણી પ્રસારણ નીતિનું કર્મવિશેષ શું હોઈ શકે? જ્યારે પ્રારંભ કરવાનો આવે છે ત્યારે નોંધવું જ પડશે કે હાલમાં તો હાથ ઉપર એવી કોઈ નીતિ છે જ નહીં! પ્રત્યેક પ્રધાન સંગીત, સમાચાર, વાર્તાલાપ અને અન્ય કાર્યક્રમો માટે નીતિ નક્કી કરતા હતા, ઘણી વાર એમના અનુગામીઓ એનાથી ઊંધી નીતિ નક્કી કરતા. આમ, જેઓ સર્વસત્તાધીશ છે તેઓ સર્વજ્ઞ નથી. માટે તેમને આપણી પ્રસારણપદ્ધતિનું નિર્વહન કેમ થાય તે નક્કી કરવાની સત્તા ન સોંપાવી જોઈએ, એમ વિવેચકોનું માનવું છે. પ્રસારણને લગતા કાર્યક્રમ-વૈવિધ્ય, વહીવટી અને યાંત્રિક બાબતો જેવા વિષયોમાં કયારેક છૂટક નિર્ણયો સરકાર દ્વારા લેવાતા હતા, પણ એક સંશ્લિષ્ટ અને સુસંગત નીતિ ઘડવાનો આછોઅમસ્તો પ્રયત્ન કયારેય કરવામાં આવ્યો નથી. સરકાર અને યોજના પંચે કયારેય પ્રસારણનીતિને મહત્ત્વ આપ્યું જ નથી, તે જોતાં આવું બને એ કંઈ આશ્ચર્યજનક ન ગણાય. સરકારે હંમેશાં એ જ ધ્યાનમાં રાખ્યું

છે કે પ્રસારણની ઔદ્યોગિક નીતિ અને વૈજ્ઞાનિક નીતિને સંસદની અનુમતિ મળતી રહે, પણ તેની પ્રસારણનીતિને મળતી સંમતિ પ્રાપ્ત કરવાની મહત્તા વિશે વિચારણા કરવામાં આવી જ નથી. આવી કોઈ પ્રસારણ નીતિના સદંતર અભાવને કારણે ખુદ સરકારે આ પ્રસારણના માધ્યમનો ઉપયોગ સરકારી કાર્યો અને નિર્ણયોના પ્રચારકાર્ય તથા સંરક્ષણ માટે જ કર્યે રાખ્યો છે. પ્રસારણનાં માધ્યમો જે કંઈ કરી શકે એનો પૂરતો લાભ લેવાનો કોઈ સ્પષ્ટ દૃષ્ટિકોણ પણ જણાતો નથી. આ પુસ્તકનાં પ્રારંભનાં પ્રકરણોમાં બતાવ્યા પ્રમાણે દેશના વિકાસ કાર્યક્રમોમાં પ્રસારણનાં માધ્યમોનો ફાળો કેટલો અમૂલ્ય બની શકે એના ઉપર પણ ક્યારેય ધ્યાન અપાયું નથી. પરિણામે યાંત્રિક વિકાસના ક્ષેત્રમાં કેટલાક ઉતાવળિયા અને અધૂરા નિર્ણયો લેવાયા, એટલું જ. રાષ્ટ્રસંસ્થા, યુનેસ્કો કે ઇન્ટરનૅશનલ ટેલિકોમ્યુનિકેશન યુનિયન જેવી સંસ્થાઓમાં આપણા પ્રતિનિધિઓની રજૂઆત ઉપર આ નીતિનો અભાવ અસર કરે છે. જુદાં જુદાં મંત્રાલયો અને સંસ્થાઓમાંથી એકઠા કરેલા ભારતીય પ્રતિનિધિઓ જુદી જુદી સભાઓ વખતે જુદી જુદી નીતિ અખત્યાર કરતા જોવા મળે છે; જેમ કે રેડિયો ફ્રીકવન્સીના ભાગ પાડવાનું, અથવા વહીવટી તંત્ર કે પ્રસારણ સામગ્રીના કૉપીરાઇટ જેવા મુદ્દાઓ વિશે નીતિના સદંતર અભાવના વાતાવરણ ઉપર ક્યારેય મુદ્દાસર ચર્ચાવિચારણા થઈ શકે નહીં. ભારત જેવા બહુભાષાભાષી પ્રદેશોમાં વહેંચાઈ ગયેલા, એક વિશાળ રાષ્ટ્રમાં સંદેશવ્યવહારની એક જ નીતિ નક્કી કરવી એ કંઈ સહેલી વાત નથી. પ્રસારણની નીતિ માત્ર પોતાના ક્ષેત્ર પૂરતી મર્યાદિત હોઈ શકે જ નહીં, બલ્કે એ તો સમાજની રાજકીય, સામાજિક અને આર્થિક પરિસ્થિતિઓના સિદ્ધાંતોના નિશ્ચિત સમૂહમાંથી ઉદ્‌ભવતી હોય છે. ફેબ્રુઆરી, 1973માં 'એક એશિયા' મહાસભાને ઉદ્‌બોધતી વખતે તત્કાલીન માહિતી અને પ્રસારણખાતાના પ્રધાને જાહેર કરેલું કે વિકાસશીલ દેશની વાસ્તવલક્ષી પ્રસારણનીતિ ત્રણ ક્ષેત્રો વચ્ચેનું સમતોલન માગી લે છે. સામાજિક રીતે શું સ્પૃહણીય હોઈ શકે, આર્થિક રીતે શું અર્થસંગત લાગી શકે અને યંત્રોદ્યોગની દૃષ્ટિએ શું શક્ય બની શકે? આ ત્રણેય ક્ષેત્રોના માળખામાં બંધબેસતી આવે એવી કઈ નીતિ હોઈ શકે? — આ વિશે તો હજી આજે પણ નિર્ણય કરવાનો બાકી છે.

લગભગ આ જ અરસામાં, લોકસભામાં રજૂ કરવામાં આવેલા ખરડામાં, સરકારે જાહેર કર્યું હતું કે ચંદા સમિતિની સાથે સંમત થઈ એકરાષ્ટ્રીય

સામૂહિક પ્રસારણ સમિતિની રચના થવી જોઈએ. જે સમિતિમાં 'માહિતીસભર, પ્રતિનિધિત્વ જાળવી શકે તેવા અને મોટા પાયા ઉપર સમવાય પરિગ્રાહક અધિકારીઓ અને એ જ પ્રમાણે સુયોગ્ય સલાહકારો પણ હોવા જોઈએ' — જેઓ સામૂહિક પ્રસારણ માધ્યમના કાર્યવિશેષ અને રજૂઆત તેમ જ તેના વિકાસ અંગે સાચી સલાહ આપી શકે. જો આવી કોઈ સમિતિની રચના ક્યારેય પણ થાય તો આ સમિતિ પ્રસારણતંત્ર માટે ઉચિત નીતિ ઘડવા માટે કદાચ તત્પર થશે જ. પણ હજી સુધી તો કોઈ સરકારી સંસ્થાઓએ પ્રસારણ અને માહિતી અંગેની કોઈ સંશ્લિષ્ટ નીતિ ઘડવાની જવાબદારી પોતાને માથે લીધી નથી.

હાલમાં સંરક્ષણખાતું, અવકાશ સંશોધન સંસ્થા, સંદેશવ્યવહારખાતું, શિક્ષણખાતું, આરોગ્ય, માહિતી અને પ્રસારણખાતું, ખેતીવાડીખાતું — બધાં પોતપોતાની માગણીઓ વિશે જ વિચાર કરે છે, અને ભૂલી જાય છે કે સરકારનાં અન્ય કાર્યક્ષેત્રો સાથે એમની સતત માગણીને કારણે સંઘર્ષ ઊભો થશે જ, અથવા તો જનસાધારણના જીવન ઉપર પણ આની વિપરીત અસર થશે. કેટલીક રાજ્ય સરકારો અને કેટલીક પ્રજાકીય સહકારી મંડળીઓએ પોતાનાં આગવાં પ્રચારકેન્દ્રો ઊભાં કરી લીધાં છે, જેને કારણે મુદ્રિત સામગ્રી, રેડિયો તેમ જ ટી.વી. ઉપર પ્રસારિત થતી સામગ્રીમાં વધારો જ થતો જાય છે. માહિતી અને પ્રસારણ મંત્રાલયનાં જ ક્ષેત્રીય પ્રચાર સંસ્થાન, આકાશવાણી, વિજ્ઞાપન અને દૃશ્ય પ્રચાર નિદેશાલય, બધા જ ગ્રામવિસ્તારોમાં પ્રચાર-પ્રસારનો પ્રયત્ન કરે છે, જેમાં કાર્યપદ્ધતિની કોઈ પૂર્વનિશ્ચિત યોજના નક્કી કરવામાં આવી નથી. આ રીતે પ્રસારણના બંધારણની કોઈ સ્પષ્ટ વ્યાખ્યા થઈ જ નથી. કોઈ સુસંગત પ્રસારણનીતિ ઘડી શકાઈ જ નથી; જેના મૂળમાં અર્ધો ડઝન સરકારી ખાતાં અને એજન્સીઓ વચ્ચેની ઈર્ષા તથા ગજગ્રાહ છે.

હજી સુધી પેલી કાઉન્સિલ વિશે કંઈ જ જાણવા-સાંભળવા મળ્યું ન હોવાથી, તે સંદેશવ્યવહાર અને ખાસ કરીને પ્રસારણના વિકાસમાં શી રીતે મદદરૂપ થશે, એને વિશે કોઈ તારણ કાઢી શકાય એમ નથી. ચંદા સમિતિના દૃષ્ટિબિંદુ અનુસાર, આવી કાઉન્સિલ સ્વાયત્ત સંસ્થા હોવી જરૂરી છે. તે માહિતી અને પ્રસારણખાતાની આનુષંગિક સંસ્થા ન હોવી જોઈએ. ઉપગ્રહો, તાર, ટી.વી. વગેરે વિશે સરકારને સલાહ આપવાના સર્વાધિકાર પણ એને સત્તાવાર રીતે મળેલા હોવા જોઈએ. આ સમિતિમાં પ્રેસ, પ્રકાશન સંસ્થાઓ, વિજ્ઞાપન

સંસ્થાઓ, ફિલ્મ અને રાજ્ય સરકારના પ્રતિનિધિઓને સ્થાન મળવું જ જોઈએ. વિકાસના ઉપલક્ષ્યમાં આજે વિજ્ઞાપન અને વાણિજ્ય-વ્યાપાર જેવાં ક્ષેત્રોમાં અનુભવ અને વિશદતા ધરાવતા લોકોની મદદ લેવામાં આવતી નથી. ખાનગી સંસ્થાઓને એમાં સાંકળવી જોઈએ, જેથી તે મહત્ત્વનો ભાગ ભજવી શકે.

આવી સમિતિનું પહેલું કામ તો સંશોધનની યોજના કરવાનું છે; જે સંશોધન પ્રસારણ-યોજનાના લાંબા ગાળાના કાર્યક્રમ અંગેના ઉચિત નિર્ણયો લેવામાં મદદરૂપ થાય. આજ પર્યંતનું સંશોધન, શું પ્રસારિત કરવું અને કોને માટે પ્રસારિત કરવું એટલા પૂરતું જ સીમિત છે. આ પણ ઉપયોગી છે, પરંતુ પ્રસારણ-પદ્ધતિ વિશે પાયાના નિર્ણયો લેવા તરફ આંખ આડા કાન જ કરવાના આવ્યા છે. આવાં સંશોધનો યોજનાઓ ઘડવા માટે કયા કયા વિષયો હાથ ધરવા જોઈએ તેની વિચારણા માટે કામે લાગે, જુદી જુદી યોજનાઓ દ્વારા જુદા જુદા લાભો મેળવવામાં મદદ કરે; ધારાધોરણના અમલીકરણને સફળ બનાવવામાં મદદ કરે. સંદેશાવ્યવહારના ક્ષેત્રમાં તથા સંદેશાવ્યવહારના અર્થકારણમાં થયેલી શોધ અનુસાર ટેકનોલૉજીમાં ફેરફારો કરી શકાય, પ્રસારણનો નાણાંવહીવટ સૌથી સારો કઈ રીતે ચાલી શકે, દાખલા તરીકે, સરકાર અને પ્રસારણ માધ્યમો વચ્ચેના સૌથી વધુ અસરકારક સંબંધો, જુદાં જુદાં પ્રસારણ-માધ્યમો માટે જુદી જુદી સંસ્થાઓ દ્વારા કેવા કેવા તાલીમાર્થીઓને રોકવામાં આવે, કેન્દ્રીકરણ અને વિકેન્દ્રીકરણના લાભાલાભ — વગેરે માટે આવાં સંશોધનો અત્યંત આવકાર્ય અને અનિવાર્ય છે.

મહત્ત્વની કાર્યવાહી તો યાંત્રિક વિકાસને લક્ષમાં રાખી પ્રાથમિકતા સ્થાપવાની છે, જેમાં પ્રસારણ સાધનોના ઉત્પાદન અને પરવાનાનો પણ સમાવેશ થઈ જતો હોય. આમ બને તો જ પ્રસારણનો સુશ્લિષ્ટ વિકાસ સંભવિત બને. જ્યારે સાધનો ટાંચાં હોય ત્યારે પહેલાં તો એ નક્કી કરવું જોઈએ કે શેનું મહત્ત્વ વધારે છે. આપણને વધુ પ્રમાણમાં પ્રસારણની જરૂર છે? તો કેટલા પ્રમાણમાં અને કયા પ્રકારનું? આપણને કાર્યક્રમોમાં હજી વધુ પસંદગીની તકો મળવી જોઈએ? એકરૂપતા કેટલા પ્રમાણમાં અને વૈવિધ્ય કેટલા પ્રમાણમાં? આપણને કેટલી અલગ સેવાઓ પોસાય? ગુણવત્તાનું ધોરણ ઊંચે લઈ જવું જોઈએ? હજી વધારે પ્રસ્તુત કાર્યક્રમો આવશ્યક છે? પ્રાંતીય અને સ્થાનિક રંગો ધરાવતા કાર્યક્રમો વધુ પ્રમાણમાં હોવા જોઈએ? મનોરંજન કાર્યક્રમોમાં વધારો અને વાર્તાલાપોમાં ઘટાડો કરવો જોઈએ? આવું આવું તો કંઈ કંઈ, ને કેટલુંય છે.

આ કાઉન્સિલે પ્રસારણખાતું અને એને લગતી જવાબદાર સંસ્થાઓ જેમ કે સરકાર, આયોજન પંચ, મંત્રીમંડળ અને સરકારી ખાતાંઓ વચ્ચે એકસૂત્રતા જળવાય એટલી ખાતરી આપવી અનિવાર્ય છે. આમ થાય તો જ માનવીય શક્તિની યોજનાશક્તિને પ્રસારણના ઘડતરમાં ઉપયોગમાં લઈ શકાય અને સામાજિક કેળવણી જેવા કાર્યક્રમોના સંદર્ભે તેમની રજૂઆતના મૂલ્યાંકન વખતે પણ કામે લગાડી શકાય.

ઘણાં વર્ષો પહેલાં લોર્ડ રિથે કહ્યું હતું કે પ્રસારણખાતાને કોઈ એક જાગ્રત સામાજિક હેતુની સોંપણી કરી દેવી જોઈએ. આપણા સમાજમાં કયા સામાજિક હેતુઓ વાજબી છે? આ પ્રશ્નોનું નિરાકરણ કાઉન્સિલ ફૉર માસકમ્યુનિકેશન માટે સર્વ પ્રથમ કાર્ય બની રહેશે. પછી આ હેતુ પાર પાડવા માટે પ્રસારણના સામાજિક નિયંત્રણની કઈ પદ્ધતિ ઉપયોગી નીવડે તેની વિચારણા કરવાની રહેશે.

મારા ધારવા મુજબ, કેટલાક પાયાના વિષયો ઉપર સૌની સંમતિ મળશે; આપણા બંધારણમાં દર્શાવેલા લોકશાહીના પોતને મજબૂત કરે તેવી સુમાહિતગાર, સુદૃઢ લોકશાહીનું ઘડતર કરવામાં મદદરૂપ થાય તે પ્રમાણેનું પ્રસારણખાતું રચાવું જોઈએ. જે દેશમાં નિરક્ષર પ્રજા બહોળા પ્રમાણમાં હોય તેવા દેશમાં તો પ્રસારકોને માટે આવું મજબૂત ઘડતર કરવું, એ મોટું જવાબદારીનું કામ થઈ પડે. આજના આધુનિક સમાજમાં જો વ્યક્તિને પૂરતા પ્રમાણમાં સાંપ્રત પરિસ્થિતિથી વાકેફ ન રાખવામાં આવે તો એ પોતાનો નાગરિક ધર્મ પૂરેપૂરો બજાવી શકે નહીં, પણ જ્યારે આવી માહિતી એકમાત્ર સ્રોત દ્વારા જ મળતી હોય ત્યારે વિવેચનાત્મક અને વ્યાવર્તક દૃષ્ટિબિંદુના પ્રસારને પૂરતો અવકાશ રહેવો જોઈએ. માત્ર જાગ્રત અને સુમાહિતગાર પ્રસારણ નીતિ જ લોકશાહીને સુદૃઢ બનાવી શકે.

પ્રસારણ-પદ્ધતિને કારણે ઊભી થતી સમસ્યાઓના નિવારણ માટે લઘુમતી વિપક્ષોનાં તેમ જ વિવેચનાત્મક કાર્યક્રમોનાં પ્રસારણ થવાં જ જોઈએ. આથી પ્રત્યેક શ્રોતાને માહિતીવૈવિધ્ય, વિવિધ દૃષ્ટિબિંદુઓનો પરિચય થતો રહે, જેથી સત્તાવાહી દૃષ્ટિકોણની પૂર્ણતા અને ચોકસાઈને ચકાસવાની કે પડકારવાની તેમને પૂરતી તકો મળે.

સરકાર ઇચ્છે કે ન ઇચ્છે, પ્રસારણતંત્રે વિવેચનને વશ થવું જોઈએ. પક્ષની નીતિની ફેરતપાસ કરીને ખાતરી કરવી જોઈએ કે જનહિતનો વ્યાપક

ખ્યાલ રાખવામાં આવેલો છે. હ્યૂજ ગ્રીન જ્યારે બી.બી.સી.ના ડાયરેક્ટર જનરલ હતા ત્યારે તેમણે વિધાન કરેલું : 'પ્રસારણનો મુખ્ય હેતુ માઇક્રોફોન અને ટી.વી.ને વધુમાં વધુ લોકો પાસે પહોંચાડવાનો છે. આ ઉપરાંત આ માધ્યમોને ઉત્તમ ટીકાકારો સામે પણ મૂકવાનાં છે; જેમનાં દષ્ટિબિંદુ વૈવિધ્યપૂર્ણ હોય, જેથી ચર્ચાઓ દ્વારા માધ્યમવિષયક નિર્ણયો લઈ શકાય અથવા તો ન લેવાય, એ તે પ્રશ્ન ઉપર નિર્ભર રહે છે.'

વિવિધ રુચિવાળા શ્રોતાઓ માટે સમભાવપૂર્વક વિવિધ પ્રકારના કાર્યક્રમો રજૂ થવા જોઈએ. ભાષાવૈવિધ્ય, ધર્મવૈવિધ્ય, રીતરિવાજોમાં બહુવિધતા વગેરેને ધ્યાન પર લઈને, પ્રાંતીય અને સ્થાનિક અપેક્ષાઓને રાષ્ટ્રીય એકતા ન જોખમાય એ રીતે પૂરતો માનમરતબો આપવો જોઈએ.

વિકાસોન્મુખ સમાજમાં સૂચના-પ્રસારણ તંત્રે સમાજપરિવર્તન અને આધુનિકતા સાથે કદમ મિલાવીને ચાલવું જરૂરી છે અને રાષ્ટ્ર-ઘડતરના કાર્યક્રમોને યોગ્ય મહત્ત્વ આપવું જોઈએ. આજે આવા ઘડતરના કાર્યક્રમો ઘણા જ ટૂંકા, અલ્પાતિઅલ્પ, ઓછામાં ઓછા ક્ષેત્રમાં દેખાય છે. રજૂઆતના સંદર્ભે કલ્પનાનું દારિદ્ય છતું કરવા, પ્રજાની માગણીને પહોંચી વળવા અશક્ત, અપ્રસ્તુત અને માત્ર શહેરના અલ્પસંખ્ય શિક્ષિત લોકોને જ દૃષ્ટિમાં રાખીને નક્કી કરવામાં આવતા હોય છે, જે આખા તંત્રના સંદર્ભે સાવ અપ્રસ્તુત લાગે છે. પ્રસારણ-તંત્રે આર્થિક અને સામાજિક પ્રગતિની યોજનામાં લોકસહકારને ગણતરીમાં લેવો જ જોઈએ અને આજ પર્યંત આ ગણતરીમાં તંત્રે થાપ જ ખાધી છે.

બદલાતા સંજોગોમાં પ્રસારણ-પદ્ધતિમાં પ્રયોગાત્મકતા, નવિનીકરણ, નમનીયતા, નવમૂલ્યાંકન અને નવઘડતરને અવકાશ મળતો રહેવો જોઈએ.

છેવટે એટલું તો થવું જોઈએ કે વિવિધ શ્રોતાસમુદાય, જેનો મોટો ભાગ વિચારો વ્યક્ત કરતો નથી તેમના પ્રત્યાઘાતો અને વિચારો જાણી શકાય, જેથી જેઓ આ પ્રજાની સેવા કરવાનો દાવો કરી રહ્યા છે તેઓ એ પ્રજાને માટે સંતોષજનક કાર્યક્રમો ઘડી શકે.

પ્રસારણ-નીતિના ભાગરૂપે માહિતીખાતાની નીતિ ઘડાય અને પ્રાથમિકતાઓને ધ્યાનમાં રાખીને નિર્ણય લેવામાં આવે તો રાષ્ટ્રીય સમિતિએ નિર્ણય કરવો જ રહ્યો કે પ્રસારણ માટે અસરકારક અને ઉચિત વ્યવસ્થાતંત્ર કેવું હોવું જોઈએ, સરકાર સાથે એને કેવો સંબંધ હોવો જોઈએ અને એને ઇજારાશાહી મળવી જોઈએ કે કેમ. રેડિયોતરંગોના ઉપયોગ ઉપર કોનું નિયંત્રણ રહે? મોટે ભાગે

ત્રણ જવાબ આપી શકાય : (1) પ્રસારકો તરફથી આ નિયંત્રણ મુકાવું જોઈએ; જેમ કે રશિયા અને પૂર્વ યુરોપના દેશોમાં થાય છે તે રીતે શાસક સરકારના વ્યવસાયી પ્રસારકોના હાથમાં જ આ નિયંત્રણ હોવું જોઈએ. (2) બીજી શક્યતા એ છે કે સરકાર પોતે એક ખાસ ટુકડીની નિમણૂક કરે, જેમાં પ્રતિનિધિ નાગરિકોનો સમાવેશ થાય. જેમ કે, લોકશાહી દેશોમાં સ્વતંત્ર સ્વાયત્ત સંસ્થાઓ હોય છે, જે પ્રસારણતંત્ર ચલાવે છે. શ્રીલંકા, મોરેશિયસ, જમૈકા અને ગિયાનામાં સંસદના ધારા અનુસાર બી.બી.સી.ના નમૂના પર સ્વાયત્ત સંસ્થાઓ રચાઈ છે. (3) ત્રીજી પદ્ધતિ આપણી પદ્ધતિ છે, જેમાં સનદી સેવકો દ્વારા સરકાર ખુદ નિયંત્રણો નક્કી કરે છે. માહિતી ને પ્રસારણતંત્રના ઉદ્ભવ સમયે આ પદ્ધતિ ઠીક હતી. પણ આજે માધ્યમની વર્તમાન સંકુલતા અને વિશિષ્ટ હેતુઓ સામે આ પદ્ધતિ તથા આ સનદી સેવકોની સમજણ કે અનુભવ એ માટે પૂરતાં નથી. આપણે જોઈએ છીએ કે આ લોકોના નિયંત્રણને કારણે વ્યવસાયી પ્રસારકોમાં હતોત્સાહ અને હતાશાનું વાતાવરણ સરજાયું છે. અને સનદી સેવકો દ્વારા લેવાતા નિર્ણયોમાં તેમનો કોઈ અવાજ નથી.

ભારત સરકારે સ્પષ્ટ કરી દીધું છે કે માહિતી અને પ્રસારણ સરકારી ઇજારાશાહી નીચે જ રહેશે, જોકે આકાશવાણીના 'ડાયરેક્ટર જનરલ'ના હાથમાં થોડી વધારે સત્તા મૂકવામાં આવશે. આ જ પ્રકારની પ્રસારણ-પદ્ધતિ દ્વારા કેટલી હદ સુધી હેતુસિદ્ધિની અપેક્ષા રાખી શકાય?

આજ સુધીમાં જે કાંઈ કહેવાયું છે તેના ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે જ કે પ્રસારણતંત્રની સેવાઓ માટે વહીવટી અને નાણાકીય નિયમો તેમ જ સરકારી કાર્યપદ્ધતિ તદ્દન અસંગત અને અપ્રસ્તુત સાબિત થઈ છે. સાવ જ અનિવાર્ય એવા ખર્ચા અંગે પણ તેમના અંદાજપત્રમાં નાની છૂટ પણ મૂકી શકાતી નથી. સેવકોની નિમણૂક કરવાની પદ્ધતિમાં પણ કોઈ ધરમૂળથી ફેરફારો કરવા તૈયાર નથી. આ બધાંની માહિતીતંત્રને અત્યંત આવશ્યકતા છે. છતાંય સરકાર તરફથી કંઈ જ મળે તેમ નથી.

પ્રસારણતંત્ર પર સરકારનું નિયંત્રણ હોય તો લોકોના અભિપ્રાયોને સરકાર તરફ વાળવામાં તેનો ઉપયોગ કરી શકાય, તે દેખીતું છે. બી.બી.સી.ના બોર્ડ ઑફ ગવર્નર્સના ચૅરમૅન લૉર્ડ હીલે પોતાના પુસ્તક 'બિહાઇન્ડ ધ સ્ક્રીન'માં નોંધ્યું છે કે વડા પ્રધાન મિ. વિલ્સને ફરિયાદ કરી હતી કે પોતે વડા પ્રધાન બન્યાની પાંચમી વર્ષગાંઠે ટી.વી. ઉપર આવવાની ઇચ્છા દર્શાવતાં બી.બી.સી.એ

એમની એ માગણી નકારી કાઢી હતી. વળી 'પેનોરમા' નામે કાર્યક્રમમાં પણ એમને રજૂ કરવાનો ઇન્કાર કર્યો હતો! આનું નામ ધંધાકીય નિર્ણય, જેમાં સ્વીકાર-અસ્વીકારના તમામ હકો નિર્બંધ રીતે તંત્રના જ હાથમાં હોઈ શકે અને બી.બી.સી. આવાં આવાં ઉદાહરણો ટાંકીને જ દાવો કરે છે કે આ જ કારણસર સરકારથી સ્વાયત્ત એકમ તેઓ સુપેરે સ્થાપી શકયા છે. આ સુખદ વિરલ ઘટના છે.

આ પરથી જ ચંદા સમિતિએ તાર્કિક ઉકેલ શોધ્યો છે કે આકાશવાણીને સરકારી નિયંત્રણમાંથી મુક્ત કરીને સ્વાયત્ત સહકારી એકમ બનાવવામાં આવે. આ અભિગમને અખબારો અને સંસદે વધાવી લીધો, પણ સરકારે તેનો અસ્વીકાર કર્યો.

દસેક વર્ષ પહેલાં સરકારે હજી આ વિશે પૂરતો નિર્ણય નહોતો લીધો. ઘણાં વર્ષો પહેલાં, માર્ચ 1948માં પંડિત નેહરુએ બંધારણીય સભામાં કહ્યું હતું : 'મારા પોતાના મંતવ્ય પ્રમાણે આપણા પ્રસારણતંત્રને બ્રિટિશ નમૂના પ્રમાણે બી.બી.સી. જેવું બનાવવું જોઈએ. એટલે કે આપણું પ્રસારણતંત્ર સરકાર હેઠળનું અર્ધ-સ્વાયત્ત તંત્ર હોવું જોઈએ, જેની નીતિ ઉપર સરકારી નિયંત્રણ હોય, પરંતુ બાકી વહીવટ સરકારી વિભાગ પ્રમાણે ન હોય. વાસ્તવમાં લગભગ બધી બાબતોમાં આપણે અર્ધ-સ્વાયત્ત તંત્ર પ્રમાણે ચાલવું જોઈએ, માત્ર નીતિવિષયક ક્ષેત્રો ઉપર સરકારનો આછો અમસ્તો કાબૂ રહે, પણ સરકાર કે સરકારી વિભાગો પ્રસારણતંત્રના દૈનિક કાર્યક્રમોમાં ક્યારેય માથું ન મારે.

1964માં માહિતી અને પ્રસારણખાતાના મંત્રીપદે ઇન્દિરા શ્રીમતી ગાંધીની નિમણૂક થઈ ત્યારે પ્રસારણ અને માહિતીનાં માધ્યમો પર એક સમિતિ રચાઈ, જેમાં શ્રી અશોક ચંદા અધ્યક્ષ, પ્રજાસમાજવાદી પક્ષના શ્રી નાથ પાઈ, શ્રી ગુરુપદ સ્વામી, શ્રીમતી કમલા ચૌધરી, શ્રી વિદ્યાચરણ શુક્લ (કૉંગ્રેસ પક્ષ), નિષ્પક્ષ શ્રી એલ. એમ. સંઘવી તથા પં. હજારીપ્રસાદ દ્વિવેદી અને શ્રી હસન જહીર સભ્યો તરીકે હતાં. શ્રીમતી ગાંધીએ જાહેર કર્યું હતું કે પોતે આકાશવાણીની નીતિમાં ધરમૂળથી ફેરફાર કરવા ઇચ્છે છે. જો સમિતિની ઇચ્છા હોય તો આકાશવાણીનું બંધારણ બદલવું જ જોઈએ. 1967 સુધીમાં સમિતિએ સર્વાનુમતે એવી ભલામણ કરી કે આકાશવાણીને સંસદના ધારા અનુસાર સ્વાયત્ત કૉર્પોરેશન બનાવવું જોઈએ. સરકારની સૂચના પ્રમાણેના શૈક્ષણિક કાર્યક્રમો સિવાય બાકીના કાર્યક્રમો માટે આકાશવાણીના સત્તાધીશોને પૂરી સ્વતંત્રતા

આપવી જોઈએ. પરંતુ સરકારે જુદા જુદા સમયે જુદાં જુદાં કારણો આપીને આ ભલામણ નકારી કાઢી.

અનેક વાર જાહેર કરવામાં આવ્યું છે કે આકાશવાણીને પોતાના વિકાસ માટે આર્થિક સહાયની જરૂર છે. પરવાના-શુલ્ક કે જાહેરખબરો દ્વારા એનું પૂરું પડતું નથી. સરકાર ઉપર એને નિર્ભર રહેવું પડે છે; એ જ કારણે સરકારના તાબે રહેવું પડે છે. આ દલીલ યુનિવર્સિટીઓને લાગુ પડતી નથી (જે યુનિવર્સિટી ગ્રાન્ટ કમિશન પાસેથી આર્થિક સહાય મેળવીને જ ચાલતી હોય છે) કે કેટલીક જાહેર સંસ્થાઓ કે જાહેર ધંધાદારી એકમોને પણ નથી લાગુ પડતી, જેમાં જાહેર મૂડીનો ઉપયોગ થતો હોય છે. આથી આ દલીલ આકાશવાણીને સ્વતંત્ર કરવા માટે સધ્ધર પુરવાર ન થઈ શકી! રાજ્ય તરફથી મદદ મેળવનારા એર ઇન્ડિયા અને ઇન્ડિયન એરલાઇન્સમાં જ્યારે નફો નહોતો થતો ત્યારે સરકારે એને નાણાકીય ટેકો આપ્યો હતો. જાહેર સેવાઓની સંસ્થાને જાહેર નાણાકીય સહાય મેળવવાનો હક છે. બ્રિટનમાં બી.બી.સી. મોટે ભાગે સરકાર દ્વારા ઉઘરાવાતા પરવાના-શુલ્કની આવક ઉપર જ ચાલે છે, પણ એને માટે એને સરકારની મહેરબાની પર આધાર નથી રાખવો પડતો, કારણ કે જનતા અને સરકાર બંને એકી અવાજે કબૂલ કરે છે કે 'બી.બીસી. રાષ્ટ્રીય કલ્યાણની વિશ્વસ્ત સંસ્થા છે.'

એક એવી પણ દલીલ કરવામાં આવે છે કે શિક્ષણ અને માહિતીના સાધન તરીકે આકાશવાણી ઉપર રાજ્ય સરકારનું નિયંત્રણ હોવું જોઈએ. આ દલીલને કારણે એક વાત તો ભુલાઈ જ જાય છે કે જાપાન જેવા દેશનો એન.એચ.કે. રેડિયો, જે સ્વાયત્ત પ્રસારણ સંસ્થા છે, તેની પાસે આપણી સરકાર નિયંત્રિત આકાશવાણી કરતાં દસગણા મહત્ત્વાકાંક્ષી અને અસરકારક કાર્યક્રમો ભરચક પડેલા છે. સરકારે જાહેર સેવા માટે પ્રસારણના ખાસ કાર્યક્રમોનો એક ખરડો તૈયાર કરવો જોઈએ, જેને આકાશવાણીએ અમલમાં મૂકવો જ પડે.

આકાશવાણીની સ્વાયત્તતા માટેના આર્થિક મંડળનો વિરોધ પણ કરવામાં આવ્યો અને કારણ એ આપવામાં આવ્યું કે આને કારણે આકાશવાણી ઉપર ધંધાદારી હિતોનું નિયમન આવી જશે. આ વાત કરતી વખતે જાપાન, કૅનેડા, બ્રિટન, જર્મની અને બીજા બધા જ લોકશાહી દેશો, કે જેમાં માહિતી પ્રસારણ-તંત્ર સ્વાયત્ત એકમ તરીકે સફળ પુરવાર થયું છે તેની સફળ કાર્યવાહી તો ધ્યાન

બહાર જ જાય છે! અને નવાઈની વાત એ છે કે આવી દલીલ કરનારા આપણા કેટલાક રાજપુરુષો જ છે!

આની સાથે સંબંધ ધરાવતી એક બીજી દલીલ પણ કરવામાં આવે છે કે સ્વાયત્ત એકમ ઉપર સંસદનો અંકુશ કદાચ નહીં રહે, પણ ચંદા સમિતિના દર્શાવ્યા પ્રમાણે સંસદે જે પ્રમાણે નિયમન કર્યું છે એ તો ખુલાસાઓ માગવા પૂરતું અંદાજપત્ર મુકાય ત્યારે ચર્ચા કરવા પૂરતું જ મર્યાદિત છે. તદુપરાંત સંસદે સરકારના સહકારી એકમનો કેટલાક અંશે સ્વીકાર પણ કર્યો છે અને પોતાની સત્તામાં આડખીલીરૂપ ગણીને એને રદ નથી કર્યું. ક્યારેક સ્વાયત્ત એકમોની પાસે પણ સંસદે હિસાબો માગેલા છે! ઉદાહરણ તરીકે, બી.બી.સી.ને સંસદમાં વાર્ષિક અહેવાલ આપવો પડતો હોય છે, અને સંસદ ધારે તો એના ઉપર લાંબી ચર્ચા કરી શકે. પણ સંસદને એટલો સૂક્ષ્મ અંકુશ બી.બી.સી. ઉપર મૂકવો નથી કે બી.બી.સી.ના વાર્ષિક ખર્ચ કે પ્રસારણનીતિ ઉપર પોતાનો ચુસ્ત કાબૂ રાખવો જ નથી. આથી કાર્યક્રમોની સંપાદકીય સામગ્રીની સંપૂર્ણ જવાબદારી બી.બી.સી.ની જ રહે છે. આકાશવાણીની કાર્યવાહીનો અહેવાલ, જાહેર સાહસોની સમિતિ મારફતે થઈ શકે, જે આકાશવાણીની નીતિ વિશે અને પ્રસારણના કાર્યક્રમોની આંકણી — મોજણી—થી સંસદને માહિતગાર કરી શકે.

હવે એવી પણ દલીલ કરવામાં આવે છે કે વર્તમાન રાજકીય પરિસ્થિતિમાં માત્ર રાજ્યનિયંત્રિત રેડિયો જ ફાટફૂટ પડેલી સ્થિતિ સામે ઝઝૂમી શકે અને એકતા અને જોડાણનાં મહત્ત્વનાં કાર્યોને પાર પાડી શકે. તેત્રીસ વર્ષ દરમ્યાન રાજ્યનિયંત્રણ નીચેના આકાશવાણીએ આ હેતુ પાર પાડવામાં મુદ્દલે મદદ નથી કરી. જો સરકારના હાથા તરીકે ન લેખવામાં આવે તો આકાશવાણીના પ્રસારણને યોગ્ય પ્રતિષ્ઠા મળવાની પૂરતી તક છે. જ્યારે રાજપુરુષો અને સનદી સેવકો દલીલ કરે છે કે વિવેચન અને ટીકાઓ રાજ્યની એકતા માટે ધમકી રૂપ છે ત્યારે ખરું જોતાં એ લોકોને પોતાની વ્યક્તિગત સત્તા જોખમાવાની જ બીક લાગતી હોય છે.

છેલ્લે છેલ્લે એવી પણ દલીલ કરવામાં આવે છે કે સ્વાયત્ત એકમ તરીકે પણ આકાશવાણી આજના કરતાં વધારે સારી સેવાઓ આપી શકે એવી શક્યતા જ નથી, કારણ કે સરકાર નિયામક કે ગર્વનરની નિમણૂક કરીને પોતાનું નિયમન નિશ્ચિત કરી શકે એમ છે. સરકાર પોતે જ સહકારી સંસ્થાના કામમાં કોઈ

નવી તક લેવાની મંજૂરી આપતી નથી ત્યારે કોઈ દલીલનો સામનો કરવાનો અર્થ નથી. ચંદા સમિતિનું મંતવ્ય છે કે એક વાર સત્તા જો સ્વાયત્ત સંસ્થાનો અભિગમ સ્વીકારે તો ડાયરેક્ટરની ચૂંટણી કે નિમણૂક અંગેનાં ઊંચાં ધોરણોનો સ્વીકાર થવો જોઈએ. સરકારની નવી પદ્ધતિ અપનાવવા માટેની આતુરતા તથા વર્તમાન પદ્ધતિ કરતાં આગવી પદ્ધતિ શરૂ કરવાની એની પૂરેપૂરી ઇચ્છા અંગે આશા રાખી શકાય.

કેટલાક લોકોને એવી પણ બીક છે કે 'સ્વાયત્ત' સંસ્થા તરીકે પણ આખરે તો આકાશવાણી સરકારી અંકુશમાંથી મુક્ત રહી જ ન શકે! આ લોકો આકાશવાણી માટે ઘણી બધી મુક્તિની અપેક્ષા રાખે છે, પણ ભારતના ઘણા સ્વાયત્ત એકમોની કામગીરી જોઈને હતાશ પણ થયા છે. એ લોકો ઉદાહરણ ટાંકી બતાવે છે કે આ સંસ્થાઓ નામમાત્રની સ્વાયત્ત સંસ્થાઓ છે. ખરું જોતાં બોર્ડ ઑફ ડિરેક્ટર્સ પર લાગતાવળગતા પ્રધાન અંકુશ ધરાવે છે. જોકે સંસદના કાયદા અનુસાર તેમના પર આવું કોઈ નિયમન કે તેમના કામમાં દખલગીરી થઈ શકે નહીં. પ્રસારણ સમિતિના કેટલાક સભ્યો અને માહિતીખાતાના અધિકારીઓએ આ સમસ્યાની ચર્ચા લૉર્ડ રિથ (બી.બી.સી.ના પહેલા ડિરેક્ટર જનરલ) સાથે કરી હતી. એમને જ આવી કોઈ જાહેર સેવાની સંસ્થાઓને સ્વાયત્ત એકમ કરવાનો વિચાર આવ્યો હતો. લૉર્ડ રિથનો જવાબ બહુ વિલક્ષણ હતો. એમણે કહ્યું કે કાં તો આપણે માણસજાત કંઈ પણ કરે તેના સંદર્ભમાં આશા છોડી દેવી જોઈએ, કાં તો માણસોને માથે નાખવામાં આવેલી મોટી જવાબદારીના સંદર્ભે શ્રદ્ધાવાન જ બની રહેવું જોઈએ. સરકાર પણ જો બોર્ડ ઑફ ડિરેક્ટર્સમાં હજૂરિયાઓની ભરતી કરી દે તોપણ એ હમેશને માટે ન થઈ શકે. જનતાના અભિપ્રાયનું બળ અને લોકશાહીનાં મૂલ્યોનું બળ બોર્ડના સભ્યોને ગેરકાયદેસર અને આડકતરાં દબાણોની સામે ઝૂઝવામાં સમયસર મદદ આપી શકે. ઉપરાંત બોર્ડની નિમણૂકમાં પ્રધાનની એકહથ્થુ સત્તાની કોઈ આવશ્યકતા રહેતી નથી. સંસદના એ ધારામાં જણાવવામાં આવતું જોઈએ કે વિરોધ પક્ષના નેતાની સલાહ લેવાવી જોઈએ અને નિમણૂક કરનારી સત્તા રાષ્ટ્રપતિ હોય. બોર્ડ ઑફ ડિરેક્ટર્સની કામગીરીનું સ્પષ્ટીકરણ પહેલેથી જ થઈ જવું જરૂરી છે, નહીં તો આકાશવાણીના ડિરેક્ટર જનરલને કાલ ઊઠીને એમ પણ લાગે કે એક પ્રધાનને બદલે અર્ધો ડઝન માણસો મારા કામમાં માથું મારે છે. આકાશવાણીના ડિરેક્ટરો વિવિધ ક્ષેત્રોમાં રસ ધરાવતી ને લોકોનું ભલું ઇચ્છતી વ્યક્તિઓ

હોવી જોઈએ. તેમણે નીતિ અને સિદ્ધાંતો અંગેનું માળખું તૈયાર કરવું જોઈએ. નાની વિગતો અંગેના નિર્ણયો વ્યવસાયી પ્રસારકોએ લેવા જોઈએ.

સ્વતંત્ર એકમોની મુશ્કેલીઓને સહેજે ઘટાડયા સિવાય, જે મોટે ભાગે એમની પોતાની જ સરજત હોય છે, આપણી પાસે એના હકદાવાના આગ્રહોનાં ઘણાં ઉદાહરણો જોવા મળશે; જે પોતાની સ્વાયત્તતાના સંદર્ભે કરેલા હોય છે. થોડા સમય પહેલાં, પોતાના શિક્ષકોના ટેકા સાથે ઓસ્માનિયા યુનિવર્સિટીના ઉપકુલપતિએ આન્ધ્ર પ્રદેશની સરકારના યુનિવર્સિટીના બંધારણમાં ફેરફાર કરવાના અધિકારને અદાલતમાં પડકાર્યો હતો. સર્વોચ્ચ અદાલતે ઉપકુલપતિના મુદ્દાને ટેકો આપ્યો. સ્વાયત્તતાને નાબૂદ કરતા આવા પગલાનો સફળતાપૂર્વક પ્રતિકાર કરવાના દાખલાનું પુનરાવર્તન શા માટે ન થઈ શકે ?

તદુપરાંત આનો શો વિકલ્પ હોઈ શકે ? આપણે બેમાંથી એકની પસંદગી કરવાની રહે છે એમ લાગે છે; એક તો આજની આપણી આકાશવાણી જેવી સંસ્થા; જે સરકાર દ્વારા અંકુશિત અને સંચાલિત છે, અથવા બીજી, સંસદના કાયદા અનુસાર જેને સ્વાયત્ત કરવામાં આવે એવી સંસ્થા. એ શરૂઆતમાં પોતાની કોઈ પણ પ્રકારની સ્વાયત્તતા ન હોય તેના કરતાં આ પરિસ્થિતિ વધારે સારી છે. ભારત સરકાર કબૂલ નહીં થાય તો વર્તમાન પરિસ્થિતિના નિરાકરણ માટે સરકારે કોઈ વિકલ્પ સૂચવવો જોઈએ. ચંદા સમિતિનો અહેવાલ પ્રગટ થયાને સાત વર્ષ થયા પછી પણ સરકારે આકાશવાણીનું પુનર્ઘડતર કેવી રીતે કરવું તે વિશે કંઈ જણાવ્યું નથી.

સ્વાયત્તતાની સાથે સાથે જ ઇજારાશાહીનો પ્રશ્ન સંકળાયેલો છે. જો પ્રસારણતંત્રે નિષ્પક્ષ રહેવું હોય અને સમાચાર તથા ચર્ચાસ્પદ મુદ્દાના પ્રસ્તુતીકરણ વખતે સારો દેખાવ કરવો હોય, સમાચારની વરણી વખતે કે એને અમલમાં મૂકતી વખતે સરકારી ઝોક ન બતાવવો હોય તો વિવિધ દૃષ્ટિબિંદુ રજૂ કરવાની યુક્તિઓ વાપરવી જરૂરી બને અને ત્યારે માત્ર પોતાનો જ દૃષ્ટિકોણ રજૂ કરવાનો ન હોય. જો આકાશવાણી પર સરકારી નિયંત્રણ હોય તો આ વાત સદંતર અશક્ય બને, કેમ કે સરકાર ક્યારેય રાજ્યની જવાબદારી અને વર્તમાન સરકારથી પૃથક્ એવી ભારતની જનતા પરત્વેની જવાબદારી વચ્ચે ભેદરેખા દોરી શકે એ શક્ય જ નથી. લોકશાહી સમાજમાં પ્રસારણતંત્રે વિશાળ અર્થમાં રાષ્ટ્રીય હિતને ટેકો આપવો જ જોઈએ. એનો અર્થ એ નહીં કે એણે સરકારને દરેક વાતમાં અનુમોદન આપવું જોઈએ અથવા તો ચર્ચાસ્પદ મુદ્દા ઉપર માત્ર

બહુમતીના વિચારો જ પ્રદર્શિત કરવા જોઈએ. જે દેશોમાં સરકાર પ્રસારતંત્ર ચલાવે છે ત્યાં તેણે પ્રસારણનીતિમાં વિરોધપક્ષને સ્થાન નથી આપ્યું. જે દેશમાં નિરક્ષરતાનો આંક ઊંચો હોય ત્યાં રેડિયો અને ટી.વી. મુદ્રિત શબ્દો કરતાં વધુ અસરકારક બની શકે, અને પ્રસારણતંત્ર પરની રાજકીય ઇજારાશાહી એ વર્તમાનપત્રો પરની સરકારની કાલ્પનિક કે વાસ્તવિક ઇજારાશાહી કરતાંય વધુ ભયંકર હોય છે. સુશિક્ષિત પ્રજાના મનમાં પણ જ્યારે સરકારનાં આપખુદી પગલાં અને નીતિને વગર વિચાર્યે સ્વીકારવાનું વલણ થઈ જાય ત્યારે રેડિયો અને ટી.વી. પોતાની શક્તિ વડે લોકો પર સૂક્ષ્મ અસર પાડી શકે અને તેથી ઇજારાશાહી તરફ આગળ વધતા જઈએ. સ્વતંત્રતા માટે એકમાત્ર અગમચેતીનું સાધન છે અલગતા. જ્યારે માલિકી અને નિયંત્રણ કરનારા જુદા જુદા હોય ત્યારે વર્તમાનપત્રોનું સ્વાતંત્ર્ય નિશ્ચિત છે. જ્યારે મુદ્રણકળાની શોધ થઈ ત્યારે જો કોઈ એક જગ્યાએ તેની ઇજારાશાહી નક્કી થઈ ગઈ હોત તો આજે આપણે જોઈએ છીએ એવી લોકશાહી ક્યાંય જોવા ન મળત.

બંધારણની અસલ પ્રકૃતિ સાથે પ્રસારણતંત્ર ઉપરના અંકુશનો ક્યારેય મેળ નથી બેસતો. આ આખી વ્યવસ્થા કોઈ આપખુદ દેશની કાર્યપદ્ધતિ કે એકપક્ષી શાસનવાળા દેશની પદ્ધતિના હથિયાર જેવી છે. પ્રજામાનસમાં કોઈ અમુક વિચારસરણી કે જીવનપદ્ધતિ ઠોકી બેસાડવાનું કામ પ્રસારણતંત્રનું નથી, બલ્કે નિષ્પક્ષ માહિતીને તેના પૂરા સ્વરૂપમાં પ્રજા સમક્ષ પહોંચાડવાનું અને તે રીતે દરેક વ્યક્તિ બૌદ્ધિક રીતે પોતાનો અભિપ્રાય નક્કી કરી શકે તેટલા પ્રમાણમાં પ્રજાને સજ્જ કરવાનું કામ પ્રસારણે કરવાનું છે. લોકશાહી ચર્ચા અને વિવાદના આધારે જીવે છે અને લોકશાહી સરકારે પ્રજા ઉપર પૂરેપૂરો આધાર રાખવાનો હોય છે. સરકાર અને વિરોધપક્ષો પોતપોતાના મતો સામ-સામા ખુલ્લા કરે તો જ આ શક્ય બને. સરકાર અને પ્રસારણતંત્ર વચ્ચેનો સંઘર્ષ હાલમાં જ અમેરિકામાં થયેલો તે આપણે જાણીએ છીએ. તે પણ જ્યારે પ્રસારણ માધ્યમ સરકારથી સ્વતંત્ર હતું ત્યારે જ થયેલો.

જે દેશમાં વિવિધપક્ષી રાજ્યસત્તા અને અસરકારક સંસદીય લોકશાહી પ્રવર્તતાં હોય ત્યાં પ્રસારણતંત્ર ઉપરની સરકારી ઇજારાશાહી ઝાઝું ના ટકી શકે. ખરું જોતાં માહિતી પ્રસારણના આખાય તંત્રને બીજાં સત્તાધારી તંત્રોથી અલગ પાડવાને જ મહત્ત્વ આપવામાં આવ્યું હોય છે. એ પ્રકારના સમાજમાં, અમેરિકાની જેમ હરીફ પ્રસારણતંત્રો ખાનગી માલિકી દ્વારા સંચાલિત હોય

છે, અથવા બ્રિટન, જાપાન, ઑસ્ટ્રેલિયા અને કૅનેડામાં છે તે પ્રમાણે સ્વાયત્ત સંસ્થા અને ધંધાદારી સંસ્થાના મિશ્રણરૂપે ચાલતાં પ્રસારણતંત્રો જોવા મળે છે. ફ્રાન્સમાં પણ ઇજારાશાહી હતી. પરંતુ તાજેતરમાં એક ખરડો પસાર કરવામાં આવ્યો છે જે દ્વારા સ્વાયત્ત સંસ્થાઓને પોતાના સ્વતંત્ર કાર્યક્રમો પ્રસારિત કરવાની પરવાનગી આપવામાં આવી છે. બ્રિટનમાં જ્યારે ટી.વી. સત્તામંડળની સ્થાપના થઈ નહોતી ત્યારે પણ, બી.બી.સી. સ્વાયત્ત સંસ્થા તરીકે કામ કરતી હતી.

આપણે આકાશવાણીને સરકારી અંકુશમાંથી મુક્ત કરીશું પછી પણ ત્યાં પ્રસારણની ઇજારાશાહી જ રહેશે? જો અન્ય સમાજોમાં હરીફ પ્રસારણની જટિલ રચનાઓ પણ ફાયદાકારક નીવડી હોય તો આપણે પણ શા માટે એ રસ્તો ન અજમાવી જોવો?

હરીફ પ્રસારણ-કેન્દ્રોને કારણે વિવિધ દૃષ્ટિકોણ પણ સ્પષ્ટ થઈ શકે. બ્રિટનમાં મજૂર પક્ષે જાહેર કરેલું કે એક વેળા એક સ્વાયત્ત ટી.વી. સંસ્થાએ બી.બી.સી. કરતાં પણ વધુ સારા કાર્યક્રમો પ્રસારિત કરેલા.

ભારતમાં હેતુવૈવિધ્ય અને પ્રસારણ-કેન્દ્રોની સંખ્યાને કારણે પ્રસારણ ઇજારાશાહી હેઠળના રાજપુરુષો અને અધિકારીઓના હાથમાં ભયજનક સત્તા મુકાઈ જતી જોવામાં આવી છે. આ લોકો જ નક્કી કરે છે કે શું જોવા-સાંભળવામાં આવશે અને કોણ સાંભળશે-જોશે. એક વિશાળ ક્ષેત્ર ઉપરની આવી ઇજારાશાહી રોજગારીના વિશાળ ક્ષેત્ર પર પ્રબળ સત્તા ધરાવે છે. એમાં ફાળો આપનારાઓને પોતાનું કામ સ્વીકારાવવું હોય તો એ સત્તાને અનુકૂળ રહેવું પડે છે.

આ રીતે હરીફાઈ રોજગારીની વધુ તકો પૂરી પાડે, અને જેઓ માત્ર એક જ ઇજારાશાહી સત્તા હેઠળ કામ કરવા નથી ઇચ્છતા એમને બીજે કામ કરવાની તક પણ મળે છે.

હરીફાઈ પ્રસારણ એકમના કદ અને વિસ્તારમાં કાપ મૂકે છે. પ્રસારણ-તંત્રનો ફેલાવો જ થતો જાય તો અમુક હદ પછી તેનું કામ એટલું જટિલ થઈ જાય કે તેની યોગ્ય વ્યવસ્થા મુશ્કેલ બની જાય. આકાશવાણીમાં કેટલાક વખતથી આવી સ્થિતિ થઈ છે. નાનાં એકમો મોટી સ્વતંત્રતાની બાંયધરી આપે અને તેથી આકર્ષણ વધે અને રચનાત્મક કાર્યકરો વધુ પ્રમાણમાં આકર્ષાય. વધારાના કાર્યક્રમો દ્વારા લેખકો અને કલાકારની કલાનો લાભ પણ લઈ શકાય.

કાર્યક્રમની ગુણવત્તામાં સુધારો થાય તો એથી શ્રોતાઓને લાભ થાય છે. હરીફાઈના અભાવે જ નીરસ અને ફિક્કી સામગ્રી આકાશવાણી ઉપરથી પ્રસારિત થતી રહે છે. શ્રોતાઓને એક કરતાં વધારે કાર્યક્રમોમાંથી પસંદગીની તક મળતી હોય તો પ્રસારકોનેય શ્રેષ્ઠ સેવા આપવાની ચાનક રહે છે. જ્યારે બી.બી.સી.ની ઇજારાશાહીનો અંત આવ્યો ત્યારે બ્રિટનમાં આ પ્રમાણે જ બન્યું હતું.

કેટલાક લોકો એવી દલીલ પણ કરે છે કે જો આ પ્રકારની હરીફાઈ શરૂ થઈ જશે તો ગંભીર વિચારપ્રેરક કાર્યક્રમો આપવાના ઘટાડીને, પ્રસારણતંત્ર માત્ર લોકપ્રિય કાર્યક્રમો આપતું થઈ જશે. બ્રિટનને આવો અનુભવ નહોતો થયો. જો વિશ્વવિદ્યાલયો હરીફાઈના ધોરણે પોતાની ગુણવત્તા જાળવી શકતાં હોય તો પછી પ્રસારણતંત્ર શા માટે ન જાળવી શકે?

અલબત્ત, ટ્રાન્સમિશનની વ્યવસ્થા તથા ટેકનિકલ સ્તર જાળવવા માટે એમની વચ્ચે સમન્વય સ્થાપિત કરનારી સંસ્થા હોવી જરૂરી છે. નૅશનલ કાઉન્સિલ ઑફ માસ કૉમ્યુનિકેશન એક તંત્ર રચી શકે અથવા સંદેશાવ્યવહારખાતું એ કામ કરી શકે.

હરીફાઈ કરી એટલે વ્યાપારી તત્ત્વ આવે જ એવું કાંઈ નહીં. રેડિયો તેમ જ ટી.વી. સેવાઓ માટેના બે સ્વતંત્ર બિનવ્યાપારી સ્વાયત્ત એકમો શક્ય છે, જે રાષ્ટ્રીય વ્યવસ્થા-ગૂંથણીથી અલગ જ હોય. પ્રસારણતંત્રની હરીફાઈ અને વ્યાપારવિભાગયુક્ત પ્રસારણ વચ્ચે ગેરસમજ ન જ થવી જોઈએ. બેમાંથી એક-બીજા વગર ચાલી શકે.

પણ ગરીબ દેશમાં, જ્યાં રેડિયો અને ટી.વી. પ્રજામાં પહોંચાડવાની સમસ્યા કરતાં વધુ મોટી આર્થિક સમસ્યાઓ મોં ફાડીને ઊભી હોય ત્યાં, વ્યાપારવિભાગના પ્રસારણ અંગે પણ નિષ્પક્ષ અને ગુણવત્તાની દૃષ્ટિએ ચર્ચા કરવી જરૂરી છે.

વ્યાપારવિભાગના પ્રસારણની તરફેણમાં એક અગત્યની દલીલ કરી શકાય કે એમાંથી થતી આવક પ્રસારણતંત્રના વૈવિધ્ય તેમ જ સુધાર માટે આવશ્યક છે. એ પ્રજાએ જોવાનું છે કે જાહેરાતોના સતત પ્રસારણને કારણે જે કંટાળો ફેલાય છે તેના સામા પલ્લામાં વધારાની આવક પણ છે. એના યોગ્યાયોગ્યનો નિર્ણય આવા શ્રોતાઓએ કરવો રહ્યો.

ભારતમાં તેમ જ અન્યત્ર વ્યાપારી પ્રસારણ સામે વાંધો ઉઠાવનારી બે મુખ્ય દલીલો કરવામાં આવે છે. એવું કહેવામાં આવે છે કે જાહેરાતો પ્રજાના રુચિતંત્રને આઘાત આપે છે. જો જાહેરખબરવિષયક નિશ્ચિત, સુયોગ્ય આચારસંહિતા

ઘડવામાં આવે તો આવા આઘાતની ફરિયાદ રહે નહીં. વિવિધ ભારતીને આવી આચારસંહિતા છે અને જનતા તરફથી ત્યાંથી પ્રસારિત થતી જાહેરાતો પરત્વે હજી સુધી તો કોઈ ફરિયાદ આવી નથી. એવો આક્ષેપ પણ કરવામાં આવે છે કે જેઓ રેડિયો અને ટી.વી. ઉપર જાહેરાતો આપે છે તેઓ કાર્યક્રમની સામગ્રી ઉપર વર્ચસ્વ જમાવી બેસે છે. આ ફરિયાદ અમેરિકાના અનુભવ ઉપર આધારિત છે. ત્યાં વેપારી પેઢીઓ જ કાર્યક્રમોની રજૂઆત કરે છે. પણ તાજેતરમાં ઘણા દેશોમાં તદ્દન નવા પ્રકારનાં વ્યાપારી પ્રસારણો થઈ રહ્યાં છે. એમાં કાર્યક્રમ રજૂ કરનારી ટુકડી અલગ જ હોય અને જાહેરાત આપનારી સંસ્થા પોતાને ફાળવેલા સમય અનુસાર કિંમત ચૂકવે, એવી વ્યવસ્થા હોય છે. આ જ રીતે આકાશવાણીમાં પણ કાર્યક્રમ રજૂ થાય છે. વિવિધ ભારતીની વેપારી સેવાનું સંચાલન આકાશવાણીના સ્ટાફ દ્વારા થાય છે.

અનુભવથી જાણવા મળ્યું છે કે જાહેરાત કરનારાઓ શૈક્ષણિક કે માહિતીપ્રદ કાર્યક્રમોમાંથી સમય ખૂંચવવા ઇચ્છતા જ નથી. બલ્કે જે કાર્યક્રમો મોટા શ્રોતા-સમુદાયને આકર્ષતા હોય તેવા, જેમ કે સમાચાર, રમતગમત, ધાર્મિક સંગીત, નાટકો અને લોકપ્રિય સંગીત જેવા કાર્યક્રમો ગોઠવવા જ ઇચ્છતા હોય છે. વિવિધ ભારતીનું જો પુનર્નિર્માણ થાય તો માત્ર જાહેરાત દ્વારા જ તે નાણાકીય સહાય મેળવી શકે. લગભગ પાંચ કરોડ જેટલી આવક સરકાર કરે છે અને આકાશવાણી તેનો અંગત ઉપયોગ નથી કરતી. આકાશવાણીની આવક વધી શકે, જો હાઈ-પાવર મિડિયમ વેવ ઉપર અને માત્ર 18 જ કેન્દ્રને બદલે અખિલ ભારતીય કક્ષાએ આવી વ્યાપારી સેવાઓ શરૂ થાય તો. આવી વ્યાપારી સેવા ચલાવવા માટે અલગ સ્વાયત્ત એકમની રચના થઈ શકે.

કોઈ પણ વ્યક્તિ બધી જ માહિતી મેળવ્યા સિવાય પ્રસારણના તંત્રની નવરચનાની પૂર્વ તૈયારી કરી શકે એ વાત અસંભવિત છે. એની વહીવટી તેમ જ આર્થિક ગૂંચો વિશે વાત કરવી અશક્ય છે. અને કોઈ એક માણસના મર્યાદિત અનુભવ તેમ જ જ્ઞાન ઉપર આવી મહત્ત્વની તેમ જ સંકુલ જવાબદારી નાખી શકાય પણ નહીં. આ કામ ઉપાડી લેવા માટે તો અગાઉ જેની ચર્ચા થઈ ગઈ એવી એક રાષ્ટ્રીય સમિતિની રચના થવી જોઈએ.

આપણા દેશ જેવી રાજકીય, સામાજિક અને આર્થિક પરિસ્થિતિવાળા દેશ માટે કેવી પ્રસારણપદ્ધતિ સુસંગત હોઈ શકે તે વિશે મેં આછી રૂપરેખા

આપી છે અને તેની સાથે આપણી પ્રસારણ સંસ્થા તરફથી શી અપેક્ષા હોઈ શકે તે પણ દર્શાવ્યું છે. સરકારી દેખરેખ અને ધંધાદારી સ્વાતંત્ર્ય વચ્ચે યોગ્ય સમતુલા; રેડિયો અને ટી.વી.ના અલગ એકમો; હરીફાઈ વિશે તેની પ્રકૃતિ તેમ જ ગુણવત્તાની રજૂઆત; જાહેર નાણાભંડોળ માટેના યોગ્ય નિર્માતાઓ અને બિનવ્યાપારી સેવાઓ; વ્યાપારી અને બિનવ્યાપારી સંસ્થાઓનું શકય તેટલું ઉત્તમ મિશ્રણ, એક જ સંસ્થા પ્રસારણ ઉપર નિયંત્રણ કરે કે વધારે સંસ્થાઓ હોવી જોઈએ, આ અને આવા પાયાના પ્રશ્નો જેઓ સમર્થ છે તેઓ દ્વારા જ ચર્ચાઈ શકે એમ છે. મારું કહેવું એમ છે કે જે જાહેર નાણાંની ફાળવણી દૂરદર્શન અને આકાશવાણીમાં કરવામાં આવી છે તેનો પૂરેપૂરો ઉપયોગ ગ્રામ-વિસ્તારો માટે અને જેમને તેની જરૂર છે તેઓને માટે ઉચિત કાર્યક્રમો પ્રસારિત કરીને કરવામાં આવે. શિક્ષિતો અને જેમને રેડિયો અને ટી.વી. મારફતે સંદેશ કે શિક્ષણની જરૂર નથી એવા નાનાસરખા વર્ગમાત્રની સેવા માટે જાહેર નાણાંનો દુર્વ્યય ન જ કરવો જોઈએ.

એના જુદા જુદા મુદ્દાઓ પર નિખાલસ અને સ્પષ્ટ વિચારણા કરવામાં ન આવે તો આપણા જીવનમાં એ મહત્ત્વનો ભાગ ભજવી ન શકે. રાષ્ટ્રીય સ્તરે હિત જાળવવા માટે કેવું પ્રસારણતંત્ર અને કેવા કાર્યક્રમોની પોતાને જરૂર છે એ વિશે ભારતની જનતાએ સ્પષ્ટ થવું પડશે, એટલું જ નહીં, એ આખા તંત્રની કાર્યવાહી કેવી હોવી જોઈએ એનો નિર્ણય કરવા માટે સજ્જ થઈ જવું પડશે.

આજે ધ્યેય અંગે જે અસ્પષ્ટતા પ્રવર્તે છે અને વિરોધી નીતિઓની સામે પ્રજા વિરોધ કરતી નથી, ઊહાપોહ પણ કરતી નથી, તેથી તંત્રની કામગીરી શિથિલ બની છે, તેની પ્રગતિ અટકી ગઈ છે.

એક વખત ધ્યેય નિશ્ચિત થઈ જશે પછી આપણે નક્કી કરી શકીશું કે આપણી કેટલી અને કેવા પ્રકારની સેવાઓ જરૂરી છે અને દરેક કામ માટે કેવા લોકોની ટુકડી જરૂરી છે. માત્ર ત્યારે જ એ સ્પષ્ટ થઈ શકશે કે આપણને કેવા પ્રકારના કાર્યક્રમો જોઈએ છે અને મનોરંજન તથા શિક્ષણની માગણી વચ્ચે સમતોલન કેવી રીતે સાધી શકાય.

આની ગણતરી વખતે આપણે એ પણ નક્કી કરવું પડશે કે આપણી પ્રસારણપદ્ધતિને કેવું બંધારણ ઉચિત નીવડશે. કાર્યક્રમના હેતુઓના ઉપલક્ષ્યમાં તેનું કેન્દ્રીયકરણ, કેન્દ્રીયકરણનું પ્રમાણ, માનવશક્તિની તેની જરૂરિયાત, એને

પહોંચી વળવા કાર્યકર્તાઓની નિમણૂકની યોગ્ય રીતિ, જરૂરી જાહેર અને અંગત નાણાંભંડોળ અને એ પદ્ધતિને સંતોષે એવું નાણાકીય વ્યવસ્થાતંત્ર તેમ જ કાર્ય-પદ્ધતિ — સમગ્રનો વિચાર કરવાનો રહેશે.

અંતમાં, હેતુસિદ્ધિ માટે આપણા પ્રસારણતંત્ર ઉપર કયા પ્રકારનું નિયંત્રણ આવશ્યક છે એ પણ જોવું પડશે, અને એ નિયંત્રણ કોણ કરશે તે પણ. અત્યારે છે તેમ સરકાર નિયંત્રણ કરે કે હેતુસિદ્ધિ માટે નિયત કરેલું પ્રજાકીય એકમ?

આમ, ટૂંકમાં, લોકચર્ચાની ઘણા સમયથી રાહ જોઈ રહેલા આ તો કેટલાક મહત્ત્વના મુદ્દા જ રજૂ કરવામાં આવ્યા છે.